**अभ्युदाहरण** न० सामे कहेवुं, सामे ઉંચે ફેંકવું.

**अभ्युदित** त्रि० અભ્યુદય પામેલ, ઉદય પામેલ, પ્રકાશેલ.

**अभ्युदित** पु० સૂર્યોદયકાળે નિદ્રાને લીધે પ્રાતઃકૃત્ય જેણે કર્યું નથી તેવો બ્રહ્મચારી.

**अभ्युदीरित** त्रि० સામે કહેલ, કહેલ.

**अभ्युदीरित** न० સામે કહેવું, કહેવું.

**अभ्युद्गम** पु० उद्भव શબ્દ જુઓ.

**अभ्युद्गमन** न० ઉપરનો અર્થ.

**अभ्युद्यत** त्रि० તૈયાર થયેલ, ભાગ્યાવિના આણેલ ફળ વગેરે.

**अभ्युद्यत** त्रि० ભાગ્યાવિના આપેલ, ભાગીને આપેલ, સામે ઉંચે તોળી ધારણ કરેલ.

**अभ्युन्नत** त्रि० સામે ઉન્નત, અત્યંત ઉંચું.

**अभ्युपगत** त्रि० સ્વીકારેલ, સમીપ આવેલ. અનુમાન કરેલ, નક્કી કરેલ.

**अभ्युपगम** पु० સ્વીકાર, સમીપ ગમન, પ્રતિજ્ઞા.

**अभ्युपपत्ति** स्त्री० અનિષ્ટ નિવારણપૂર્વક ઇષ્ટ સંપાદનરૂપ અનુગ્રહ, સાન્ત્વન મહેરબાની.

**अभ्युपपत्तुम्** अव्य० અનુગ્રહ કરવાને, સાન્ત્વન કરવાને, મહેરબાની કરવાને.

**अभ्युपपन्न** त्रि० અનુગ્રહ પામેલ, મહેરબાની પામેલ.

**अभ्युपाय** पु० સ્વીકાર, અધિક ઉપાય.

**अभ्युपायन** न० ભેટ.

**अभ्युपेत** त्रि०સામે પાસે ગયેલ, સ્વીકારેલ, સ્વીકારનાર.

**अभ्युपेत्य** त्रि० સામે પાસે જવા યોગ્ય, સ્વીકારવા યોગ્ય.

**अभ्युपेत्य** अव्य० સામે પાસે જઇને, સ્વીકારીને.

**अभ्युपेत्या** स्त्री० સેવા, ચાકરી.

**अभ्युपेत्याशुश्रूषा** स्त्री० કબૂલ કરીને પછી સેવા નહિ કરવી તે, એક જાતનો વિવાદ.

**अभ्युष** पु० રોટલી, અગ્નિથી લગાર દાઝેલ અન્ન.

**अभ्युषित** त्रि० સામે રહેલ, સામે પ્રાપ્ત થયેલ સેવક વગેરે.

**अभ्युषीय** त्रि० રોટલી માટે યોગ્ય ઘઉં વગેરે.

**अभ्युष्य** त्रि० ઉપરનો અર્થ.

**अभ्यूष** पु० अभ्युष શબ્દ જુઓ.

**अभ्यूषीय** त्रि० अभ्युषीय શબ્દ જુઓ.

**अभ्यूष्य** त्रि० अभ्युष्य શબ્દ જુઓ.

**अभ्यूह** पु० પોતાની બુદ્ધિથી કલ્પેલ તર્ક.

**अभ्यूहनीय** त्रि० પોતાની બુદ્ધિથી તર્ક કરવા યોગ્ય.

**अभ्यूह्य** त्रि० ઉપરનો અર્થ.

**अभ्येष** पु० अभ्युष શબ્દ જુઓ.

**अभ्योष** पु० अभ्युष શબ્દ જુઓ.

**अभ्र्** भ्वा० पर० सक० सेट् જવું.

**अभ्र** न० મેઘ, મોથ, આકાશ.

**अभ्र** पु० તે નામનો એક ઋષિ.

**अभ्र्य** पु० स्त्री० અભ્ર ઋષિનું સંતાન.

**अभ्रक** पु० न० અબરખ.

**अभ्रंलिह** पु० વાયુ.

**अभ्रंलिह** त्रि० આકાશમાં પહોંચતું, અત્યંત ઉંચું.

**अभ्रंकष** त्रि० ઉપરનો અર્થ.

**अभ्रज** त्रि० મેઘમાં ઉત્પન્ન થયેલ.

**अभ्रजा** त्रि० ઉપરનો અર્થ.

**अभ्रनाग** पु० ઐરાવત હાથી.

**अभ्रपथ** पु० વિમાનદ્વારા આકાશમાર્ગ.

**अभ्रपिशाच** पु० રાહુ ગ્રહ.

**अभ्रपिशाचक** पु० રાહુ ગ્રહ.

**अभ्रपुष्प** न० પાણી.

**अभ्रपुष्प** पु० નેતરનું ઝાડ.

**अभ्रम** पु० ભ્રાંતિનો અભાવ, મિથ્યા જ્ઞાન નહિ તે

**अभ्रम** त्रि० ભ્રાંતિરહિત.

**अभ्रमातंग** पु० ઐરાવત.

**अभ्रमांसी** स्त्री० જટામાંસી નામની વનસ્પતિ.
**अभ्रमाला** स्त्री० મેઘનો સમૂહ.
**अभ्रमु** स्त्री० ઐરાવત હાથીની સ્ત્રી.
**अभ्रमुप्रिय** पु० ઐરાવત હાથી.
**अभ्रमुवल्लभ** पु० ઉપરનો અર્થ.
**अभ्ररोह** पु० વૈડૂર્ય મણિ.
**अभ्रलिप्त** त्रि० મેઘથી છવાયેલ આકાશ વગેરે.
**अभ्रलिप्ती** स्त्री० મેઘથી છવાયલું આકાશ, થોડી નાગરમોથથી ખરડાયલી કોઇ સ્ત્રી.
**अभ्रवर्ष** पु० મેઘથી સિંચાતું, મેઘની વૃષ્ટિ, વરસાદ.
**अभ्रवाटिका** स्त्री० તે નામનું એક ઝાડ.
**अभ्राज** त्रि० પ્રકાશમાન નહિ તે.
**अभ्राज** पु० તે નામનો એક ઋષિ.
**अभ्रातृ** पु० स्त्री० ભાઇવિગરનું.
**अभ्रातृक** पु० स्त्री० ભાઇવિનાનું.
**अभ्रातृव्य** त्रि० શત્રુરહિત.
**अभ्रान्त** त्रि० ભ્રાંતિ વગરનું-યથાર્થ જ્ઞાનવાળું, ભ્રમણરહિત-સ્થિર.
**अभ्रान्ति** स्त्री० ભ્રાંતિનો અભાવ, મિથ્યા જ્ઞાન નહિ તે, ભ્રમણ નહિ તે.
**अभ्रान्ति** त्रि० ભ્રાંતિરહિત, ભ્રમણરહિત-સ્થિર.
**अभ्रावकाश** पु० કેવળ આકાશરૂપ અવકાશ-જગ્યા.
**अभ्रावकाशिन्** त्रि० બીજા કોઇ પણ આવરણથી રહિત-કેવળ આકાશરૂપ અવકાશવાળું.
**अभ्रि** स्त्री० વહાણુમાંથી કચરો કાઢવાનો લાકડાનો કોદાળો; કોદાળો.
**अभ्री** स्त्री० ઉપરના અર્થ.
**अभ्रित** त्रि० જેમાં વાદળાં થયાં હોય તેવું આકાશ વગેરે.
**अभ्रिय** त्रि० મેઘમાં ઉત્પન્ન થનાર, મોથમાં ઉત્પન્ન થનાર, આકાશમાં ઉત્પન્ન થનાર.
**अभ्रेष** पु० ન્યાયયુક્ત, ઉચિત-યોગ્ય.
**अभ्रेष** त्रि० ચલનરહિત-સ્થિર.
**अभ्रोत्थ** न० વન.
**अभ्रोत्थ** न० વજ્ર.
**अभ्व** त्रि० મોટું.
**अम्** चुरा० उभय० अक० सेट् રોગી થવું.
**अम्** भ्वा० पर० सेट् જવું, ભોજન કરવું. सक० શબ્દ કરવો अक०
**अम** पु० રોગ, પ્રાણ, સેવક.
**अम** न० અપકવ-કાચું ફળ વગેરે, બળ.
**अम्** अव्य० થોડું, શીઘ્રતા-ઉતાવળ.
**अमङ्गल** न० અમંગલ, અકલ્યાણ.
**अमङ्गल** पु० એરંડાનું ઝાડ.
**अमङ्गल** त्रि० અમાંગલિક, કુશલતા વગરનું.
**अमङ्गल्य** त्रि० અમંગલનું સાધન-અમાંગલિક.
**अमण्ड** पु० એરંડાનું ઝાડ.
**अमण्ड** त्रि० અલંકારરહિત, જેમાં ઓસામણ ન હોય તેવું ભોજન વગેરે.
**अमत** पु० મૃત્યુ, કાળ, રોગ, ધૂળ, રજ.
**अमत** त्रि० અસંમત, નહિ માનેલ, નહિ જાણેલ.
**अमति** पु० ચંદ્ર, કાળ, કપૂર.
**अमति** स्त्री० ખરાબ બુદ્ધિ, અજ્ઞાન, રૂપ.
**अमति** त्रि० જ્ઞાનરહિત, અજ્ઞાની, દુષ્ટ.
**अमतीवन्** त्रि० ખરાબ બુદ્ધિવાળું.
**अमत्र** न० ખાવાનું વાસણ, બળ.
**अमत्र** पु० શત્રુઓનો પરાભવ-પરાજય કરનાર.
**अमत्र** त्रि० ગમનશીલ, જવાના સ્વભાવવાળું, યુદ્ધ વગેરેમાં જવામાં કુશળ.
**अमत्त** त्रि० માદક દ્રવ્ય વગેરેથી જેને ચિત્તભ્રમ થયેલ નથી તે, મત્ત નહિ તે, સાવધાન, અપ્રમાદી.
**अमत्सर** पु० અન્યના શુભસંબંધી દ્વેષનો અભાવ, મત્સરનો અભાવ.
**अमत्सर** त्रि० મત્સરવિનાનું, દ્વેષશૂન્ય.
**अमनस्** त्रि० જેનું મન કાર્ય કરવામાં સમર્થ નથી તે, મનોવૃત્તિરહિત, યોગી, પર-

માત્મા, બીજામાં મનવાળું,મનને વશ નહિ રાખનાર, સ્નેહશૂન્ય.

**अमनस्** પુ૦ તે નામનો એક યોગગ્રંથ.

**अमनि** સ્ત્રી૦ માર્ગ, રસ્તો.

**अमनुष्य** પુ૦ ખરાબ મનુષ્ય, મનુષ્ય ભિન્ન ગંધર્વ વગેરે.

**अमनोगत** ત્રિ૦ મનથી નહિ ચિંતવેલ-નહિ ધારેલ, મનમાં નહિ રાખેલ.

**अमनोनीत** ત્રિ૦ મનમાં નહિ આણેલ, મનથી નહિ ગ્રહણ કરેલ.

**अमनोयोग** પુ૦ મનની સાવધાની નહિ તે, તત્ત્વનો નિશ્ચય કરનારી મનોવૃત્તિથી રહિત.

**अमनोहर** ત્રિ૦ મનોહર નહિ તે, સુંદર નહિ તે.

**अमन्तु** ત્રિ૦ નહિ જાણનાર, નહિ અપરાધી.

**अमन्त्र** ત્રિ૦ મંત્રરહિત કર્મ વગેરે, વેદ-પાઠશૂન્ય, વેદમંત્રના અનધિકારી શૂદ્ર વગેરે.

**अमन्द** ત્રિ૦ મંદ નહિ તે, કુશળ, ચતુર, ઉત્કૃષ્ટ.

**अमन्द** પુ૦ વૃક્ષ.

**अमन्दता** સ્ત્રી૦ અમંદપણું.

**अमन्दत्व** ન૦ અમંદતા.

**अमम** ત્રિ૦ ઘર-છોકરાં વગેરેમાં મમતાવિનાનું-નિર્મમ.

**अमम** પુ૦ ભવિષ્યકાળના બારમા જૈન તીર્થંકર.

**अममता** સ્ત્રી૦ મમતારહિતપણું.

**अममत्व** ન૦ ઉપરનો અર્થ.

**अममासी** સ્ત્રી૦ અમાવાસ્યા તિથિ.

**अमर** પુ૦ મૃત્યુહીન-દેવ, અમરસિંહ નામનો કોશકાર, એક જાતનું ઝાડ, પારો, હાડકાંનો સમૂહ, તે નામનો મરુદ્‌ગણ, તે નામનો નક્ષત્રસમૂહ.

**अमर** ત્રિ૦ મૃત્યુરહિત.

**अमरकोष** પુ૦ અમરસિંહે કરેલો ત્રણ કાંડનો એક કોષ.

**अमरज** પુ૦ દેવપુત્ર, એક જાતનો ખેર.

**अमरणीय** ત્રિ૦ અમર-મૃત્યુ પામવાને અયોગ્ય.

**अमरणीयता** સ્ત્રી૦ અમરપણું.

**अमरणीयत्व** ન૦ ઉપરનો અર્થ.

**अमरता** સ્ત્રી૦ અમરપણું.

**अमरत्व** ન૦ ઉપરનો અર્થ.

**अमरदारु** પુ૦ ન૦ દેવદાર વૃક્ષ.

**अमरद्विज** પુ૦ પૂજારી બ્રાહ્મણ.

**अमरपति** પુ૦ દેવોનો રાજા ઇન્દ્ર.

**अमरपुष्पक** પુ૦ કલ્પવૃક્ષ, કાસડો.

**अमरपुष्पिका** સ્ત્રી૦ अवाकपुष्पी શબ્દ જુઓ.

**अमरपुष्पी** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**अमरप्रभु** પુ૦ વિષ્ણુ, ઇન્દ્ર.

**अमरभर्तृ** પુ૦ ઉપરનો અર્થ.

**अमररत्न** ન૦ સ્ફટિક મણિ.

**अमरराज** પુ૦ ઇન્દ્ર.

**अमरलोक** પુ૦ સ્વર્ગ.

**अमरलोक** ત્રિ૦ સ્વર્ગને પામેલ કોઈ ધાર્મિક.

**अमरवल्लरी** સ્ત્રી૦ અમરવેલ.

**अमरवल्ली** સ્ત્રી૦ અમરવેલ.

**अमरलता** સ્ત્રી૦ અમરવેલ.

**अमरसरित्** સ્ત્રી૦ ગંગા.

**अमरा** સ્ત્રી૦ ગળો, ધ્રોખડ, વારુણી વૃક્ષ, એક જાતની કુંવાર, થોરનું ઝાડ, ગર્ભની ચોતરફ વીંટાયેલી ઓર, દુંટીનો નાળ, ઇન્દ્રની અમરાવતી નગરી.

**अमराङ्गना** સ્ત્રી૦ દેવાંગના-અપ્સરા.

**अमराद्रि** પુ૦ મેરુ પર્વત.

**अमराधिप** પુ૦ ઇન્દ્ર.

**अमराधीश** પુ૦ ઇન્દ્ર.

**अमराधीश्वर** પુ૦ ઇન્દ્ર.

**अमरापगा** સ્ત્રી૦ ગંગા.

**अमरालय** પુ૦ સ્વર્ગ.

**अमरावती** स्त्री० ઇન્દ્રની નગરી.

**अमरिष्णु** त्रि० મરણધર્મરહિત.

**अमरी** स्त्री० દેવની સ્ત્રી.

**अमरु** पु० 'અમરૂશતક' નામના ગ્રંથને બનાવનાર તે નામનો એક કવિ.

**अमरेश** पु० ઇન્દ્ર.

**अमरेश्वर** पु० ઇન્દ્ર.

**अमर्त्त** त्रि० મરણધર્મરહિત.

**अमर्त्य** त्रि० ઉપરનો અર્થ.

**अमर्त्य** पु० દેવ.

**अमर्त्यभुवन** સ્વર્ગ.

**अमर्मवेधिता** स्त्री० વાણીના ૩૫ ગુણો-માંહેનો એક ગુણ.

**अमर्य्याद** त्रि० મર્યાદા વિનાનું, સીમારહિત, સન્માનરહિત.

**अमर्य्यादा** स्त्री० મર્યાદાનો અભાવ, સીમા-હદનો અભાવ સન્માન નહિ તે.

**अमर्ष** पु० ક્ષમાનો અભાવ, કોપ, ક્રોધ.

**अमर्षण** त्रि० ક્ષમા નહિ કરનાર, સહન નહિ કરનાર, ક્રોધી.

**अमर्षण** न० ક્રોધ.

**अमर्षित** त्रि० ક્રોધે ભરાયેલ, ગુસ્સે થયેલ.

**अमर्षिन्** त्रि० ક્રોધી.

**अमल** न० સાતલાનું ઝાડ, અબરખ.

**अमल** त्रि० મેલવિનાનું, નિર્મળ, સ્વચ્છ, નિર્દોષ.

**अमला** स्त्री० લક્ષ્મી, ભોંય આંબળી, ડુંટીનું નાળ.

**अमलात्मन्** पु० રાગદ્વેષાદિરહિત યોગી.

**अमलिन** त्रि० अमल શબ્દ જુઓ

**अमस** पु० કાળ, રોગ, નિર્બોધ.

**अमसृण** त्रि० ચીકણું નહિ તે, રૂક્ષ-લુખું.

**अमा** अव्य० સાથે, પાસે, ઘર, આ લોકમાં.

**अमा** स्त्री० ચંદ્રની સોળમી કળા, ચંદ્રની પંદરમી કળા, અમાવાસ્યા તિથિ.

**अमा** पु० આત્મા.

**अमा** त्रि० અમાપ, માપરહિત.

**अमांस** त्रि० માંસ વગરનું, દુર્બળ.

**अमातः** अव्य० આ લોકમાંથી.

**अमात्य** पु० મંત્રી, પ્રધાન, દિવાન.

**अमात्य** पु० કર્મપ્રધાન.

**अमात्र** पु० પરમાત્મા.

**अमात्र** त्रि० અમાપ-આકાશ વગેરે.

**अमानन** त्रि० માનરહિત, આદર વગરનું.

**अमानना** स्त्री० આદર સત્કારનો અભાવ, અપમાન.

**अमानस्य** न० દુઃખ.

**अमानिता** स्त्री० નિરભિમાનીપણું.

**अमानित्व** न० ઉપરનો અર્થ.

**अमानिन्** त्रि० નિરભિમાની.

**अमान्य** त्रि० નહિ માનવા યોગ્ય.

**अमाप** त्रि० માપ વગરનું.

**अमामासी** स्त्री० અમાવાસ્યા તિથિ.

**अमाय** त्रि० કપટ વિનાનું, માપ વગરનું-અમાપ.

**अमाय** न० માયા-અવિદ્યાથી રહિત પરબ્રહ્મ.

**अमायिक** त्रि० માયારહિત-નિષ્કપટી.

**अमार्जित** त्रि० સાફ સુફ નહિ કરેલ.

**अमावसी** स्त्री० અમાવાસ્યા તિથિ.

**अमावसु** पु० તે નામનો એક ઋષિ.

**अमावस्यक** त्रि० અમાવાસ્યા તિથિએ થનાર.

**अमावस्या** स्त्री० અમાવાસ્યા તિથિ.

**अमावासी** स्त्री० ઉપરનો અર્થ.

**अमावास्यक** त्रि० अमावस्यक શબ્દ જુઓ.

**अमावास्या** स्त्री० અમાસ તિથિ.

**अमित** त्रि० અમાપ, નહિ જાણેલ.

**अमितविक्रम** पु० અમાપ પરાક્રમવાળો-વિષ્ણુ.

**अमितविक्रम** त्रि० અત્યંત શૂરવીર.

**अमिताशन** पु० પરમેશ્વર, વિષ્ણુ.

**अमितौजस्** त्रि० અત્યંત બળવાન, મહા તેજસ્વી.

**अमित्र** पु० શત્રુ.
**अमित्रसह** त्रि० શત્રુને સહન કરનાર, શત્રુને જીતનાર બળવાન.
**अमित्रसाह** त्रि० ઉપરના અર્થ.
**अमिथ्या** अव्य० મિથ્યા-જૂઠું નહિ તે, સત્ય.
**अमिन्** त्रि० રોગી.
**अमिन** त्रि० હિંસા કરવાને અયોગ્ય.
**अमिश्र** त्रि० મિશ્ર-સેળભેળ નહિ તે;
**अमिश्रित** त्रि० ઉપરનો અર્થ.
**अमिश्रीकृत** त्रि० સેળભેળ નહિ કરેલ, જૂદું કરેલ.
**अमिष** न० લૌકિક સુખ, કપટ-બહાનું નહિ તે.
**अमिष** त्रि० છળ વિનાનું, બહાના વગરનું, નિષ્કપટ.
**अमीत** त्रि० હિંસા નહિ કરેલ.
**अमीव** पु० રોગ.
**अमीव** न० દુ:ખ, પાપ.
**अमीवचातन** त्रि० રોગનો નાશ કરનાર.
**अमीवा** स्त्री० રોગ વગેરેની પીડા.
**अमुक** त्रि० અમુક, આ.
**अमुक्त** त्रि० મુક્ત નહિ તે, બંધાયેલ, નહિ મૂકેલ, નહિ છોડેલ.
**अमुक्त** न० એક જાતની છૂરી-હાથછરી.
**अमुक्ति** स्त्री० મુક્તિ નહિ તે, બંધન.
**अमुख्य** त्रि० અપ્રધાન, ગૌણ, મુખ્ય નહિ તે.
**अमुग्ध** त्रि० મોહ નહિ પામેલ, મુગ્ધ-ભોળું નહિ તે, મૂર્ખ નહિ તે, ચતુર, સુંદર નહિ તે.
**अमुतस्** अव्य० આમાં, આહીંથી, પરલોકથી.
**अमुत्र** अव्य० આમાં, પરલોકમાં.
**अमुत्रत्य** त्रि० પરલોકનું. પરલોક સંબંધી.
**अमुत्रभूय** न० પરલોક થવું.
**अमुथा** अव्य० આ પ્રકારે.
**अमुदीवत्** अव्य० આની પેઠે, આના જેવું
**अमुद्र्यच्** त्रि० આ પ્રત્યે ગયેલ, આને પામેલ, આને પૂજનાર.
**अमुद्र्यञ्च्** त्रि० ઉપરના અર્થ.
**अमुमुयच्** त्रि० अमुद्र्यच् શબ્દ જુઓ.
**अमुमुयञ्च्** त्रि० ઉપરનો અર્થ.
**अमुवत्** अव्य० अमुदीवत् જુઓ.
**अमुष्यकुल** न० પ્રસિદ્ધ કુળ.
**अमुष्यपुत्र** पु० કુળવાન, ખાનદાન.
**अमुष्यायण** पु० પ્રખ્યાત કુળમાં ઉત્પન્ન થયેલ સંતાન, આનું સંતાન.
**अमूदृक्ष** त्रि० આના જેવું.
**अमूदृक्** त्रि० આના જેવું.
**अमूदृश** त्रि० આના જેવું.
**अमूर्** स्त्री० મૂર્ચ્છાનો અભાવ
**अमूर्** त्रि० મૂર્ચ્છારહિત, મોહરહિત, અમૂઢ.
**अमूर्त्त** त्रि० મૂર્તિમાનરહિત, અવયવરહિત, અપ્રત્યક્ષ આકાશ વગેરે.
**अमूर्त्तगुण** पु० વૈશેષિક પ્રસિદ્ધ અમૂર્ત્ત-આકાશ વગેરેનો કોઇ ગુણ.
**अमूर्त्ति** त्रि० અવયવરહિત આકાશ વગેરે,
**अमूर्त्ति** पु० વિષ્ણુ, પરમાત્મા.
**अमूर्त्तिमत्** त्रि० અવયવશૂન્ય આકાશ વગેરે.
**अमूर्त्तिमत्** पु० વિષ્ણુ.
**अमूल** त्रि० મૂળરહિત, આદિકારણ વગરનું, મૂળીયાં વગરનું.
**अमूलक** त्रि० ઉપરના અર્થ.
**अमूला** स्त्री० અગ્નિશિખા વૃક્ષ.
**अमूल्य** त्रि० જેની કીંમત ન થાય તે.
**अमृक्त** त्रि० નહિ શોધેલ. નહિ સાફ કરેલ, નહિ હિંસા કરેલ.
**अमृणाल** न० વીરણમૂળ-સુગંધીવાળો-ખસ.
**अमृत** त्रि० મરણ નહિ પામેલ, જીવેલ, અજરામરપણું આપનાર.
**अमृत** न० અમૃત, પાણી, ઘી, પારો, યજ્ઞ કરતાં બાકી રહેલું દ્રવ્ય, નહિ માગેલી વસ્તુ, અન્ન, દૂધ, સોનું, ખાવાનો કોઇ

પદાર્થ સ્વાદિષ્ટ દ્રવ્ય, જેનાથી સ્વાદ લાવી શકાય તે દ્રવ્ય, સુંદર, ઝેર, વછનાગ, . મોક્ષ, અમૃત જેવું, પરબ્રહ્મ.

**अमृत** પુ૦ વિષ્ણુ, ધન્વંતરિ, હરકોઇ દેવ, વારાહીકંદ, જંગલી મગ, જ્યોતિષપ્રસિદ્ધ તે નામનો એક યોગ.

**अमृतगति** સ્ત્રી૦ તે નામનો એક છંદ.

**अमृतगर्भ** પુ૦ જીવ, બ્રહ્મ.

**अमृतजटा** સ્ત્રી૦ જટામાંસી નામની વનસ્પતિ.

**अमृततत्व** ન૦ મોક્ષ, મહાકલ્પસુધી રહેનારપણું.

**अमृततरङ्गिणी** સ્ત્રી૦ જ્યોત્સ્ના, ચાંદની.

**अमृतता** સ્ત્રી૦ અમરપણું, મોક્ષ.

**अमृततिलका** સ્ત્રી૦ તે નામનો એક છંદ.

**अमृतत्व** ન૦ અમરપણું, મોક્ષ.

**अमृतदीधिति** પુ૦ ચંદ્ર, કપૂર.

**अमृतद्युति** પુ૦ ચંદ્ર, કપૂર.

**अमृतधारा** સ્ત્રી૦ અમૃતની ધારા, તે નામનો એક છંદ.

**अमृतनाद** પુ૦ તે નામનો એક ઉપનિષદ્‌ગ્રંથ.

**अमृतनालिका** સ્ત્રી૦ એક જાતનો પાક, કોઇ એક પકવાન્ન.

**अमृतप** પુ૦ વિષ્ણુ, દેવ

**अमृतप** ત્રિ૦ અમૃત જેવા પદાર્થો પીનાર.

**अमृतपक्ष** પુ૦ અગ્નિ,એક જાતનું બાજ પક્ષી.

**अमृतफल** ન૦ એક જાતનું ફળ.

**अमृतफल** પુ૦ એક જાતનું ઝાડ પારાવત વૃક્ષ, પટોલ.

**अमृतफला** સ્ત્રી૦ ભોંય આંબળી, દ્રાક્ષ.

**अमृतभल्लातकी** સ્ત્રી૦ તે નામનું ભીલામાંનું એક ઘી.

**अमृतभुज्** પુ૦ દેવ.

**अमृतभुज्** ત્રિ૦ યજ્ઞ કરી બાકી રહેલા અન્નનું ભોજન કરનાર, નહિ માગેલા અન્નનું ભોજન કરનાર.

**अमृतयोग** પુ૦ જ્યોતિષપ્રસિદ્ધ તે નામનો એક યોગ.

**अमृतरस** પુ૦ અમૃતરૂપ રસ, અમૃતનો રસ, પરમાત્મા.

**अमृतरसा** સ્ત્રી૦ એક જાતની દ્રાક્ષ, એક જાતનું પકવાન્ન.

**अमृतलता** સ્ત્રી૦ ગળો, અમરવેલ.

**अमृतवपुस्** પુ૦ ચંદ્ર, વિષ્ણુ.

**अमृतवर्ष** પુ૦ અમૃતનો વરસાદ.

**अमृतवल्ली** સ્ત્રી૦ ગળો.

**अमृतवाक** ત્રિ૦ અમૃત તુલ્ય વચનવાળું-મીઠા બોલું.

**अमृतसंभवा** સ્ત્રી૦ ગળો.

**अमृतसंयाव** ન૦ એક જાતનું પકવાન્ન.

**अमृतसार** પુ૦ ઘી.

**अमृतसारज** પુ૦ ગોળ.

**अमृतसू** પુ૦ ચંદ્ર.

**अमृतसू** સ્ત્રી૦ દેવોની માતા.

**अमृतसोदर** પુ૦ ઇન્દ્રનો ઉચ્ચૈઃશ્રવા ઘોડો, હરકોઇ ઘોડો.

**अमृतस्रव** પુ૦ અમૃતનું ઝરણું.

**अमृतस्रवा** સ્ત્રી૦ રૂદંતી લતા.

**अमृतांशु** પુ૦ ચંદ્ર.

**अमृतांशूद्भव** પુ૦ વિષ્ણુ.

**अमृतांशूद्भव** ત્રિ૦ ચંદ્રથી ઉત્પન્ન થનાર.

**अमृतान्धस्** પુ૦ દેવ.

**अमृता** સ્ત્રી૦ ગળો, ઇંદરવરણી, માલકાંકણીનો વેલો, અતિવિખની કળી, રાતું નસોતર, ખ્રોખડ, ભોંય આંબળી, હરડે, તુલસી, પીપર, મોટી હરડે, દારૂ, સૂર્યનું કોઇ એક કિરણ.

**अमृताफल** ન૦ પટોલ.

**अमृतायमान** ત્રિ૦ અમૃતજેવું.

**अमृताश** પુ૦ વિષ્ણુ, દેવ.

**अमृताशन** પુ૦ દેવ.

**अमृताश्म** પુ૦ એક જાતનો પત્થર.

**अमृताष्टक** પુ૦ ગળો વગેરે આઠ વસ્તુઓ જેમાં આવે છે તેવું એક ઔષધ.
**अमृतासङ्ग** ન૦ એક જાતનું મોરથુથુ.
**अमृताहरण** પુ૦ ગરૂડ.
**अमृताह्व** ન૦ अमृतफल શબ્દ જુઓ.
**अमृतेशय** પુ૦ જળશાયી વિષ્ણુ—નારાયણ.
**अमृतोत्पन्न** ન૦ એક જાતનું મોરથુથુ, ખાપરીયું.
**अमृतोत्पन्ना** સ્ત્રી૦ મધમાખી.
**अमृतोद्भव** ન૦ अमृतोत्पन्न શબ્દ જુઓ.
**अमृतोद्भव** પુ૦ બીલીનું ઝાડ.
**अमृत्यु** પુ૦ મૃત્યુનો અભાવ, વિષ્ણુ.
**अमृत्यु** ત્રિ૦ મૃત્યુરહિત, અમર.
**अमृध्र** ત્રિ૦ કોઇનાથી પણ હિંસા કરવાને અશક્ય.
**अमृषा** અવ્ય૦ મિથ્યા નહિ તે, સત્ય.
**अमेधस्** ત્રિ૦ ધારણાશૂન્ય બુદ્ધિવાળું, મૂર્ખ.
**अमेध्य** ત્રિ૦ અપવિત્ર.
**अमेध्य** ન૦ વિષ્ટા.
**अमेध्यता** સ્ત્રી૦ અપવિત્રપણું.
**अमेध्यत्व** ન૦ અપવિત્રપણું.
**अमेनि** ત્રિ૦ અમાપ.
**अमोघ** ત્રિ૦ સફલ, વ્યર્થ નહિ તે.
**अमोघ** પુ૦ વિષ્ણુ, તે નામનો એક નદ.
**अमोघा** સ્ત્રી૦ પટોલ, હરડે, વાવડીંગ.
**अमोचित** ત્રિ૦ નહિ છોડેલ, નહિ તજેલ.
**अमोत** ન૦ નહિ કપાયલી કીનારીવાળું વસ્ત્રયુગલ.
**अम्ब्** ન૦ भ्वा० पर० सक० सेट् જવું.
**अम्बक** ન૦ નેત્ર.
**अम्बक** પુ૦ પિતા.
**अम्बर** ન૦ શબ્દનો આશ્રય આકાશ, વસ્ત્ર, અંબર નામનું દ્રવ્ય. અભરખ ધાતુ.
**अम्बरिष** પુ૦ ન૦ ભુંજવાનું પાત્ર—કઢાયું.
**अम्बरिष** પુ૦ વિષ્ણુ, શિવ, સૂર્ય, બાળક, આકડાનું ... તે નામનું એક ... પશ્ચાત્તાપ, તે નામનો એક સૂર્યવંશી રાજા.
**अम्बरीष** પુ૦ ન૦ अम्बरिष પુ૦ ન૦ જુઓ.
**अम्बरीष** પુ૦ अम्बरिष પુ૦ શબ્દ જુઓ.
**अम्बरौकस्** પુ૦ દેવ.
**अम्बरू** कण्ड्वादि અલંકાર ધારણ કરવા.
**अम्बष्ठ** પુ૦ બ્રાહ્મણથી વાણીઆણીમાં ઉત્પન્ન થયેલ વર્ણસંકર, તે નામનો એક દેશ, હાથીનો માવત.
**अम्बष्ठकी** સ્ત્રી૦ એક જાતની વેલ.
**अम्बष्ठा** સ્ત્રી૦ એક જાતની વેલ, જૂઇ.
**अम्बष्ठका** સ્ત્રી૦ બ્રાહ્મી લતા.
**अम्बा** સ્ત્રી૦ માતા, દુર્ગા દેવી, અંબષ્ઠાલતા તે નામની કાશી રાજાની એક કન્યા.
**अम्बाडा** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**अम्बाला** સ્ત્રી૦ માતા, દુર્ગા દેવી.
**अम्बालिका** સ્ત્રી૦ માતા, પાણ્ડુ રાજાની માતા—કાશી રાજની કન્યા.
**अम्बिका** સ્ત્રી૦ માતા, દુર્ગા દેવી, ધૃતરાષ્ટ્રની માતા—કાશીરાજની વચલી કન્યા.
**अम्बिकापति** પુ૦ શિવ.
**अम्बिकेय** પુ૦ ગણપતિ, ધૃતરાષ્ટ્ર રાજા.
**अम्बिकेयक** પુ૦ ઉપરના અર્થ.
**अम्बु** ન૦ પાણી, તે નામની એક ઔષધિ.
**अम्बुकण** પુ૦ જળકણ, પાણીનો છાંટો.
**अम्बुकणा** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**अम्बुकण्टक** પુ૦ એક જાતનું માછલું, શીંગોડું.
**अम्बुकिरात** પુ૦ એક જાતનું માછલું.
**अम्बुकूर्म** પુ૦ શિશુમાર નામનું એક જળચર પ્રાણી.
**अम्बुकेशर** પુ૦ એક જાતનું ઝાડ.
**अम्बुकोश** પુ૦ એક જાતનું માછલું.
**अम्बुचर** ત્રિ૦ જળચર પ્રાણી.
**अम्बुचामर** ન૦ શેવાળ.
**अम्बुचारिन्** ત્રિ૦ જળચર પ્રાણી.
**अम्बुज** ન૦ કમળ.
[illegible]

**अम्बुज** પુ૦ ન૦ શંખ, વજ્ર.

**अम्बुज** ત્રિ૦ પાણીમાં ઉત્પન્ન થનાર હર-કોઇ પદાર્થ.

**अम्बुजन्मन्** ન૦ કમળ.

**अम्बुजन्मन** પુ૦ ન૦ સારસ પક્ષી, શંખ.

**अम्बुजासन** ત્રિ૦ પાણીમાં ઉત્પન્ન થનાર.

**अम्बुजासन** પુ૦ બ્રહ્મા.

**अम्बुजासना** સ્ત્રી૦ લક્ષ્મી દેવી.

**अम्बुताल** પુ૦ શેવાળ.

**अम्बुद** પુ૦ મેઘ, મોથ.

**अम्बुद** ત્રિ૦ પાણી આપનાર હરકોઇ.

**अम्बुधर** પુ૦ મેઘ, મોથ.

**अम्बुधि** પુ૦ સમુદ્ર, પાણીનો આધાર-ઘડો વગેરે, ચારની સંખ્યાવાળું, ચારની સંખ્યા.

**अम्बुधिप्रसवा** સ્ત્રી૦ એક જાતની કુંવાર-ઘીકુંવાર.

**अम्बुधिप्रसवा** સ્ત્રી૦ ઘી કુંવાર.

**अम्बुनिधि** પુ૦ સમુદ્ર.

**अम्बुप** પુ૦ વરૂણ દેવ, સમુદ્ર.

**अम्बुप** ત્રિ૦ પાણી પીનાર.

**अम्बुपत्रा** સ્ત્રી૦ એક જાતનું લસણ.

**अम्बुपत्री** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**अम्बुप्रसाद** પુ૦ એક જાતનું ઝાડ-નિર્મળી.

**अम्बुप्रसादन** ન૦ નિર્મળી વૃક્ષનું ફળ.

**अम्बुभृत्** પુ૦ મેઘ, સમુદ્ર, મોથ.

**अम्बुभृत्** ત્રિ૦ જળનો ધારણ કરનાર.

**अम्बुमत्** ત્રિ૦ ઘણા જળવાળો દેશ વગેરે.

**अम्बुमती** સ્ત્રી૦ તે નામની એક નદી.

**अम्बुमात्रज** પુ૦ એક જાતની છીપ.

**अम्बुमुच्** પુ૦ મેઘ, મોથ.

**अम्बुर** પુ૦ બારણાંની નીચેનું લાકડું-ઉંબરો.

**अम्बुराशि** પુ૦ સમુદ્ર.

**अम्बुरुह्** ન૦ કમળ, સારસ પક્ષી.

**अम्बुरुह** ન૦ કમળ.

**अम्बुरुहा** સ્ત્રી૦ સ્થલ પદ્મિની-જમીન ઉપર થનાર કમળનો વેલો.

**अम्बुरुहिणी** સ્ત્રી૦ કમળનો સમૂહ, કમળનો વેલો.

**अम्बुरोहिन्** ન૦ કમળ, સારસ પક્ષી.

**अम्बुवाची** સ્ત્રી૦ આર્દ્રા નક્ષત્રના પહેલા પાદમાં આવેલા સૂર્યવખતની જમીન.

**अम्बुवासिन्** ત્રિ૦ પાટલા વૃક્ષ, જળમાં રહેનાર.

**अम्बुवासिनी** સ્ત્રી૦ પાટલા વૃક્ષ.

**अम्बुवासी** સ્ત્રી૦ પાટલા વૃક્ષ.

**अम्बुवाह** પુ૦ મેઘ, મોથ.

**अम्बुवाहिन्** પુ૦ મેઘ, મોથ.

**अम्बुवाहिन्** ત્રિ૦ જળ વહેનાર.

**अम्बुवाहिनी** સ્ત્રી૦ વહાણમાંથી પાણી કાઢવાનું લાકડાનું એક પાત્ર, પાણી લઇ જનારી સ્ત્રી.

**अम्बुविहार** પુ૦ પાણીમાં તરવું વગેરે જળક્રીડા.

**अम्बुविस्रवा** સ્ત્રી૦ એક જાતની કુંવાર.

**अम्बुवेतस** પુ૦ પાણીમાં થનાર નેતર.

**अम्बुशिरीषिका** સ્ત્રી૦ પાણીમાં થનાર જાસૂદ.

**अम्बुसर्पिणी** સ્ત્રી૦ જળો.

**अम्बुसेवनी** સ્ત્રી૦ अम्बुवाहिनी શબ્દ જુઓ.

**अम्बूकृत** ન૦ થુંક ઉડે તેવું બોલવું.

**अम्ब्ल** પુ૦ ખાટો રસ.

**अम्ब्ल** ત્રિ૦ ખાટું.

**अम्भ्** ભ્વા૦ આ૦ અક૦ સેટ્ શબ્દ કરવો.

**अम्भस्** ન૦ પાણી, દેવ, પિતૃલોક, મનુષ્ય, અસુર, તે નામની એક ઔષધિ, જ્યોતિષપ્રસિદ્ધ લગ્નથી ચોથું સ્થાન, આધ્યાત્મિક તુષ્ટિ.

**अम्भः (म्भस्सा) सार** ન૦ મોતી.

**अम्भः (म्भस्) सू** પુ૦ ધુમાડો.

**अम्भ (म्भस्थ) स्थ** ત્રિ૦ પાણીમાં રહેનાર.

**अम्भसांनिधि** પુ૦ સમુદ્ર.

**अम्भृण** પુ૦ મોટું, ભયંકર શબ્દ કરનાર.

**अम्भोज** न० કમળ.
**अम्भोज** पु० ચંદ્ર, કપૂર, સારસ પક્ષી.
**अम्भोज** पु० न० શંખ.
**अम्भोज** त्रि० પાણીમાં ઉત્પન્ન થનાર.
**अम्भोजखण्ड** न० કમળોનો સમૂહ.
**अम्भोजन्मन** पु० બ્રહ્મા.
**अम्भोजन्मजनि** पु० બ્રહ્મા.
**अम्भोजयोनि** पु० બ્રહ્મા.
**अम्भोजषण्ड** पु० કમળનો સમૂહ.
**अम्भोजिनी** स्त्री० કમળોનો સમૂહ, કમળનો વેલો.
**अम्भोद** पु० મેઘ, મોથ.
**अम्भोद** त्रि० પાણી આપનાર.
**अम्भोधर** पु० મેઘ, સમુદ્ર, મોથ.
**अम्भोधि** पु० સમુદ્ર.
**अम्भोधिवल्लभ** पु० પ્રવાલ-પરવાળું.
**अम्भोनिधि** पु० સમુદ્ર.
**अम्भोराशि** पु० સમુદ્ર.
**अम्भोरुह्** न० કમળ, સારસ પક્ષી.
**अम्भोरुह** न० ઉપરના અર્થ.
**अम्भोरुह** त्रि० પાણીમાં ઉગનાર, પાણીમાં ઉત્પન્ન થનાર.
**अम्मय** त्रि० પાણીમય, પાણીનો વિકાર, ઘણા પાણીવાળું કોઈ સ્થળ વગેરે.
**अम्र** पु० આંબાનું ઝાડ.
**अम्र** न० આંબાનું ફળ કે પાંદડું.
**अम्रात** पु० આંબળાનું ઝાડ.
**अम्रातक** पु० ઉપરનો અર્થ.
**अम्ला** पु० ખાટો રસ.
**अम्ल** न० છાશ.
**अम्ल** त्रि० ખાટું.
**अम्लक** पु० એક જાતનું ઝાડ-લકુચ વૃક્ષ.
**अम्लकाण्ड** न० લૂણીની ભાજી.
**अम्लकेशर** पु० બીજોરું.
**अम्लचूड** पु० ખાટું શાક.
**अम्लजम्बीर** पु० બીજોરાનું ઝાડ.
**अम्लता** स्त्री० ખટાઇ.
**अम्लत्व** न० ખટાઈ.
**अम्लनायक** पु० અમ્લ વેતસ.
**अम्लनिशा** स्त्री० શઠીવૃક્ષ-શઠી કચૂરો.
**अम्लपञ्चफल** न० બીજોરૂં-નારંગી-અમ્લ-વેતસ-આંબલી અને જંબીર એ પાંચ ફળ.
**अम्लपत्र** पु० अश्मन्तक વૃક્ષ.
**अम्लपत्री** स्त्री० એક જાતનો ખાટા પાન-વાળો વેલો.
**अम्लपनस** पु० ખાટું ફણસનું ઝાડ.
**अम्लपित्त** न० એક જાતનો રોગ.
**अम्लपूर** न० એક જાતનું ઝાડ-આંબલી.
**अम्लफल** पु० આંબાનું ઝાડ.
**अम्लफल** न० આંબલીનું ઝાડ.
**अम्लबन्ध्या** स्त्री० ખાટું કોઈ એક કંદ.
**अम्लभेदन** पु० અમ્લવેતસ.
**अम्लरस** पु० ખાટો રસ.
**अम्लरुहा** स्त्री० માળવા દેશમાં થનારી ના-ગરવેલ.
**अम्ललोणिका** स्त्री० ખાટી લૂણી.
**अम्ललोणी** स्त्री० ખાટી લૂણી.
**अम्ललोनिका** स्त्री० ઉપર જુઓ.
**अम्लवती** स्त्री० એક જાતનો વેલો-લૂણી.
**अम्लवर्ग** पु० ખાટો રસ જેમાં મુખ્ય હોય તેવા પદાર્થોનો સમુદાય.
**अम्लवल्ली** स्त्री० એક જાતનું કંદ.
**अम्लवाटिका** स्त्री० એક જાતની નાગરવેલ.
**अम्लवास्तूक** पु० તે નામનું એક શાક.
**अम्लवीज** न० આંબલી.
**अम्लवृक्ष** पु० આંબલી.
**अम्लवेतस** पु० અમ્લવેતસ નામની એક વનસ્પતિ.
**अम्लशाक** पु० ખાટું શાક.
**अम्लशाक** न० આંબલી.
**अम्लसार** पु० લીંબુનું ઝાડ.
**अम्लसार** न० કાંજી.

**अम्लहरिद्रा** स्त्री० આંબા હળદર.
**अम्ला** स्त्री० આંબલી.
**अम्लाङ्कुश** पु० ખાટો સરકો.
**अम्लातक** पु० અમ્લવેતસ.
**अम्लादन** पु० એક જાતનું ઝાડ.
**अम्लान** पु० તે નામનું એક ઝાડ.
**अम्लान** त्रि० નહિ કરમાએલ.
**अम्लान** न० કમળ.
**अम्लानि** स्त्री० નહિ કરમાવું તે.
**अम्लानि** त्रि० કરમાય નહિ તેવું.
**अम्लानिनी** स्त्री० કમળનો વેલો.
**अम्लिका** स्त्री० આંબલી, ખાટો ઓડકાર.
**अम्लिकावटक** पु० ખાટું વડું.
**अम्ली** स्त्री० ખટાઈવાળું એક જાતનું ઝાડ, આંબલી.
**अम्लीका** स्त्री० આંબલી.
**अम्लोटक** पु० अश्मन्तक વૃક્ષ.
**अम्लोद्गार** पु० ખાટો ઓડકાર.
**अम्लोनी** स्त्री० अम्लवती શબ્દ જુઓ.
**अय्** भ्वा० आ० सक० सेट् જવું.
**अय** पु० પૂર્વ જન્મનું શુભ કર્મ, શુભ દૈવ, વિધાન, પાસો, પાસાનો ભાગ, સોગટાંઓને જવા યોગ્ય કોઈ સ્થળ.
**अय** त्रि० જનાર.
**अयःपान** न० તે નામનું એક નરક.
**अयःशूल** न० તીવ્ર ઉપતાપ, લોઢાનું શૂલ-ત્રિશૂલ.
**अयक्ष्म** त्रि० નીરોગી, રોગરહિત, ઉપદ્રવનું સાધન નહિ તે.
**अयज्ञ** त्रि० જેણે યજ્ઞ ન કર્યો હોય તે.
**अयज्ञिय** त्रि० યજ્ઞ કર્મમાં આપવાને અયોગ્ય અડદ વગેરે.
**अयज्यु** त्रि० યજ્ઞ નહિ કરનાર, યજ્ઞનો નાશ કરનાર.
**अयज्वन्** त्रि० જેણે યજ્ઞ ન કર્યો હોય તે.
**अयत** त्रि० જેણે ઇન્દ્રિયોને વશ ન કરી હોય તે, જેણે પ્રયત્ન-મહેનત ન કરેલ હોય તે.
**अयतिन्** त्रि० ઇન્દ્રિયનિગ્રહ નહિ કરનાર, પ્રયત્ન નહિ કરનાર.
**अयत्न** पु० યત્નનો અભાવ, મહેનત નહિ તે.
**अयत्न** त्रि० યત્ન જેણે ન કરેલ હોય તે.
**अयत्नवत्** त्रि० યત્નશૂન્ય, પ્રયત્નરહિત.
**अयत्नवत्** अव्य० યત્નશૂન્ય જેવું.
**अयथ** त्रि० અયોગ્ય, અયત્ન.
**अयथा** अव्य० જેનો જે વિધિ કરવો યોગ્ય હોય તે પ્રમાણે ન કરવું તે, અયોગ્ય કરવું, ખોટું.
**अयथातथ** त्रि० યથાર્થ નહિ તે, બરોબર નહિ તે, અયોગ્ય.
**अयथार्थ** त्रि० યથાર્થ નહિ તે, મિથ્યા-ખોટું.
**अयथावत्** अव्य० યોગ્ય નહિ તે, યથા યોગ્ય નહિ તે.
**अयथेष्ट** अव्य० ઇચ્છા પ્રમાણે નહિ તે, ઇચ્છા પૂરતું નહિ તે.
**अयथेष्ट** त्रि० અતિ અલ્પ.
**अयन** न० જવું, ચંદ્ર તથા સૂર્યની ગતિ.
**अयनकाल** पु० ચંદ્ર તથા સૂર્યની ઉત્તર અને દક્ષિણમાં ગતિનો સમય.
**अयनचलन** न० ચંદ્ર તથા સૂર્યની ગતિનો ફેરફાર.
**अयनज** पु० રાશીઓના પોતપોતાના સ્થાનમાંથી ચાલવાવડે થયેલ માસ વગેરે.
**अयनभाग** पु० अयनांश શબ્દ જુઓ.
**अयनमास** पु० અયનાંશના અનુસારે દિનમાન વગેરે જાણવા માટે કલ્પેલ માસ.
**अयनसंक्रम** पु० અયનાંશના અનુસારે ગ્રહોનો રાશિઓમાં સંચાર.
**अयनसंक्रान्ति** स्त्री० ઉપરનો અર્થ.
**अयन्त्रित** त्रि० બંધનરહિત, સ્વતંત્ર.
**अयनांश** पु० ગ્રહોની ગતિનો અંશ-ભાગ.

**अयनांशज** પુ૰ અયનાંશથી થયેલ માસ.
**अयव** પુ૰ વિષ્ઠાનો કીડો, જવ વિનાનું કોઈ કર્મ વગેરે, શત્રુ, કૃષ્ણ પક્ષ–અંધારીયું.
**अयवस्** પુ૰ પખવાડીયું.
**अयशस्** ન૰ અપયશ.
**अयशस्कर** ત્રિ૰ અપયશકારક.
**अयशस्य** ત્રિ૰ ઉપરનો અર્થ.
**अयशस्विन्** ત્રિ૰ અપયશવાળું.
**अयश्चूर्ण** ન૰ લોઢાના ભૂકીથી તૈયાર કરેલું કોઇ ઔષધ.
**अयस्** ન૰ લોઢું, લોઢાનું કોઇ શસ્ત્ર, જવું.
**अयस्** પુ અગ્નિ, ચિત્રાનું ઝાડ.
**अयस्कंस** પુ૰ ન૰ લોઢાનું પીવાનું પાત્ર.
**अयस्कर्णी** સ્ત્રી૰ લોઢા જેવા કઠણ કાનવાળી કોઇ સ્ત્રી.
**अयस्कान्त** પુ૰ લોહચુંબક, એક જાતનો પત્થર, એક જાતની વ્રણચિકિત્સા.
**अयस्काम** ત્રિ૰ લોઢું ઇચ્છનાર.
**अयस्कार** પુ૰ લુહાર.
**अयस्कुम्भ** પુ૰ લોઢાનો ઘડો.
**अयस्कुशा** સ્ત્રી૰ લોઢાની કોશ.
**अयस्कृति** સ્ત્રી૰ એક જાતની ચિકિત્સા.
**अयस्थूण** પુ૰ લોઢાનો થાંભલો.
**अयस्थूण** ત્રિ૰ લોઢાની ઝુંસરીવાળો રથ વગેરે.
**अयस्पात्र** ન૰ લોઢાનું પાત્ર.
**अयस्मय** ત્રિ૰ લોઢાનો વિકાર, લોઢામય.
**अयस्मयादि** પુ પાણિનીય વ્યાકરણમાં કહેલ એક શબ્દસમૂહ.
**अयाचक** ત્રિ૰ યાચનારહિત, યાચના નહિ કરનાર.
**अयाचित** ન૰ અયાચિત વૃત્તિ નહિ માગવું તે.
**अयाचित** ત્રિ૰ નહિ માગેલ, જેની પાસે ન મગાય તે.
**अयाचित** પુ૰ તે નામનો એક મુનિ.
**अयाचितृ** ત્રિ૰ નહિ માગનાર.
**अयाज्य** ત્રિ૰ યજ્ઞ કરવાને અયોગ્ય.
**अयाज्ययाजन** ન૰ યજ્ઞ કરાવવાને અયોગ્ય પાસે યજ્ઞ કરાવવો તે.
**अयाज्यसंयाज्य** ન૰ ઉપરનો અર્થ.
**अयातयाम** પુ૰ વાસી નહિ તે–તાજું, જેના ઉપર અમુક સમય વીત્યો ન હોય તે, દોષરહિત.
**अयातु** પુ૰ રાક્ષસ નહિ તે, અહિંસક.
**अयाथातथ्य** ન૰ મિથ્યાત્વ, અસત્યપણું, અયથાર્થપણું.
**अयान** ન૰ સ્વાભાવિક રીતે અચળ, ગતિનો અભાવ.
**अयानय** પુ૰ જુગારમાં પાસાઓને લઇ જવાનું કોઇ સ્થાન.
**अयानयीन** પુ૰ પાસો.
**अयाशु** ત્રિ૰ રાક્ષસની એક જાત.
**अयास्य** ત્રિ૰ ખપાવવાને અશક્ય, યુદ્ધાદિ સાધનો દ્વારા વશ કરવાને અશક્ય શત્રુ, પ્રાણ વાયુ.
**अयास्य** પુ૰ તે નામનો એક ઋષિ.
**अयि** અવ્ય૰ પ્રશ્નમાં, અનુનયમાં, સંબોધનમાં અને સ્નેહમાં વપરાય છે.
**अयुक्छद** પુ૰ સાતપુડાનું ઝાડ.
**अयुक्त** ત્રિ૰ પોતાના કર્તવ્યમાં સાવધાન નહિ તે, અયોગ્ય, આપત્તિમાં પડેલ, નહિ જોડાયેલ, બહિર્મુખ, યુક્તિ શૂન્ય, યુક્તિ વગરનું.
**अयुक्ति** સ્ત્રી૰ યુક્તિ નહિ તે.
**अयुक्ति** ત્રિ૰ યુક્તિ વગરનું, યોજનારહિત.
**अयुग** ન૰ એકીનું નહિ–એકીનું, વિષમ, જોડકું નહિ તે.
**अयुग** ત્રિ૰ ઝુંસરી વગરનું, ભાંગી ગયેલી ઝુંસરીવાળો રથ વગેરે.
**अयुगपत्** અવ્ય૰ એકી સાથે નહિ, અનુક્રમે.

**अयुगल** न० બેકીનું નહિ—એકીનું, જોડકું નહિ તે.

**अयुगू** स्त्री० કાકવંધ્યા સ્ત્રી,

**अयुग्म** न० अयुगल શબ્દ જુઓ.

**अयुग्मनेत्र** पु० મહાદેવ.

**अयुग्मच्छद** पु० સાતપુડાનું ઝાડ.

**अयुग्मपत्र** पु० ઉપરનો અર્થ.

**अयुग्मबाण** पु० કામદેવ.

**अयुग्मवाह** पु० સૂર્ય, આકડાનું ઝાડ.

**अयुग्मशर** पु० કામદેવ

**अयुज्** त्रि० अयुगल શબ્દ જુઓ.

**अयुत** त्रि० નહિ જોડાયેલ, સંબંધ નહિ પામેલ, દશ હજારની સંખ્યાવાળું.

**अयुत** न० દશ હજારની સંખ્યા.

**अयुतनायिन** पु० તે નામે પુરુવંશી એક રાજા.

**अयुतशस्** अव्य० દશ દશ હજાર.

**अयुतसिद्ध** त्रि० કાર્યદ્રવ્ય-ઘડો વગેરે, વૈશેષિક મતે દ્રવ્યાશ્રિત ગુણ, કર્મ.

**अयुतसिद्धि** स्त्री० પૃથગ્ભાવે અસિદ્ધિ.

**अयुताजित** पु० યદુવંશી એક રાજા.

**अयुद्ध** न० યુદ્ધ નહિ તે.

**अयुद्ध** त्रि० યુદ્ધરહિત, યુદ્ધવગરનું.

**अयुव** त्रि० અસંમિશ્ર, ભેળસેળ નહિ તે.

**अयुवन** पु० વૃદ્ધ.

**अयूनी** स्त्री० વૃદ્ધ સ્ત્રી.

**अयूप्य** त्रि० લીંબડો-જંબીર વગેરે વૃક્ષ.

**अये** अव्य० ક્રોધમાં, કોપમાં, ખેદમાં, ગભરાટમાં, સ્મરણમાં, અને બુદ્ધિના અભાવમાં વપરાય છે.

**अयोग** पु० યોગનો અભાવ, જ્યોતિષપ્રસિદ્ધ ખરાબ યોગ, વિયોગ, ફૂટ—ખોટું, તે નામનો એક રોગ.

**अयोगव** पु० શૂદ્ર પુરુષથી વૈશ્યસ્ત્રીમાં ઉત્પન્ન થયેલ વર્ણસંકર.

**अयोगवाह** पु० અનુસ્વાર, વિસર્ગ, જિહ્વામૂલીય તથા ઉપધ્માનીય અક્ષર.

**अयोगुड** पु० લોઢાનો ગોળો.

**अयोगुल** पु० લોઢાનો ગોળો.

**अयोगू** पु० લવાર.

**अयोग्य** त्रि० યોગ્ય નહિ તે, અયોગ્ય.

**अयोग्यता** स्त्री० અયોગ્યપણું.

**अयोग्यत्व** न० અયોગ્યપણું.

**अयोऽग्र** न० મુસળ—સાંબેલું.

**अयोघन** पु० હથોડો, ઘણ.

**अयोजाल** न० લોઢાની જાળ.

**अयोदंष्ट्र** त्रि० લોખંડી પૈડાના પાટાવાળો રથ વગેરે.

**अयोदत** त्रि० લોઢાનાજેવા કઠણ દાંતવાળું.

**अयोध्य** त्रि० જેની સામે યુદ્ધ ન થઇ શકે તે.

**अयोध्या** स्त्री० અયોધ્યા નગરી.

**अयोध्याकाण्ड** न० રામાયણનો એક કાંડ.

**अयोनि** स्त्री० યોનિ સિવાયનું કોઈ સ્થાન.

**अयोनि** त्रि० અજન્ય નિત્ય.

**अयोनिक** त्रि० જેની યોનિ કહેવામાં ન આવી હોય તે.

**अयोनिज** त्रि० યોનિથી ઉત્પન્ન નહિ થનાર.

**अयोमय** त्रि० લોઢાનો વિકાર—અસ્ત્ર-શસ્ત્ર વગેરે

**अयोमल** न० લોઢાનો મેલ—કીટું.

**अयोमुख** त्रि० લોઢાના અગ્રભાગવાળું હળ વગેરે, લોઢાના જેવા કઠણ મોઢાવાળું કોઇ પક્ષી વગેરે.

**अयोमुख** पु० તે નામનો એક અસુર.

**अयोमुखीय** त्रि० લોઢાના જેવા અગ્રભાગવાળામાં હોનાર.

**अयोरस** पु० લોઢાનો મેલ.

**अयोहृदय** त्रि० લોઢાના જેવા કઠણ હૃદયવાળું, નિર્દય.

**अय्मन** त्रि० જનાર, જવાનું સાધન.

**अर** पु० પૈડાનો આરો, ખૂણો, શેવાળ, પાપડ.

**अर** त्रि० ઉતાવળીયું.

**अर** न० ઉતાવળ, ઉતાવળાપણું.

**अरक** पु० अर पु० શબ્દ જુઓ.
**अरक्षस्** त्रि० રાક્ષસ જેવું પીડા કરનાર-દુઃખ દેનાર નહિ તે.
**अरक्षित** त्रि० નહિ રક્ષા કરેલ.
**अरग्वध** पु० તે નામનું એક ઝાડ-ગરમાળો.
**अरघट्ट** पु० મોટો કૂવો, કૂવામાંથી જળ કાઢવાનું એક યંત્ર.
**अरघट्टक** पु० ઉપરનો અર્થ.
**अरङ्कृत** त्रि० શોભાવનાર, શણગારનાર.
**अरङ्कृत** त्रि० શોભાવેલ, શણગારેલ.
**अरङ्कृति** स्त्री० અલંકાર, ઘરેણું.
**अरङ्गम** पु० પરિપૂર્ણ ગતિ, સંપૂર્ણ ગમન.
**अरजस्** त्रि० રજોગુણરહિત, રજ-ધૂળ વગરનું.
**अरजस्** स्त्री० રજસ્વલા નહિ થયેલી સ્ત્રી.
**अरजस्क** त्रि० રજોગુણરહિત, રજ વગરનું.
**अरज्जु** न० કેદખાનું-જેલ.
**अरटु** पु० અરડુસો નામની વનસ્પતિ.
**अरट्व** पु० પૃથુશ્રવસ નામના એક રાજાનો તે નામનો એક મંત્રી.
**अरडुक** पु० અરડુસામાં થનાર.
**अरण** त्रि० યુદ્ધ વગરનું, શત્રુ, નહિ રમતું-નહિ ક્રીડા કરતું દુઃખી.
**अरणि** पु० સૂર્ય, અરણિનું ઝાડ, અગ્નિમંથન કરવાનું તે નામનું એક લાકડું.
**अरणिक** पु० અગ્નિમંથનનું સાધન ઝાડ-અરણિ.
**अरणी** स्त्री० અગ્નિમંથન કાષ્ટ.
**अरणीकेतु** पु० ઉપરનો અર્થ.
**अरणीसुत** पु० શુકદેવ.
**अरण्य** पु० न० જંગલ, વન.
**अरण्य** पु० કાયફળનું ઝાડ.
**अरण्यकदली** स्त्री० જંગલી કેળ.
**अरण्यकाण्ड** न० રામાયણનું એક કાંડ ભાગ.
**अरण्यकार्पासी** स्त्री० જંગલી કપાસ.
**अरण्यकुलत्थिका** स्त्री० જંગલી કળથી.
**अरण्यकुसुंभ** पु० જંગલી કસુંબો.
**अरण्यगज** पु० જંગલી હાથી-છકેલો ફાટેલો હાથી.
**अरण्यगान** न० સામવેદની અંદર આવેલ જંગલમાં ગાવાનું એક ગાન.
**अरण्यघोली** स्त्री० એક જાતની જંગલી ભાજી.
**अरण्यचटक** पु० જંગલી ચકલો.
**अरण्यचन्द्रिका** स्त्री० જંગલમાં ચાંદની-નિષ્ફળ અલંકાર.
**अरण्यचर** त्रि० વનચર, જંગલી.
**अरण्यज** त्रि० વનમાં ઉત્પન્ન થનાર.
**अरण्यजार्द्रक** न० જંગલી આદુ.
**अरण्यजार्द्रिका** स्त्री० જંગલી આદુ.
**अरण्यजीर** पु० જંગલી જીરૂં.
**अरण्यजीव** त्रि० જંગલનાં ફળ વગેરે ઉપર જીવનાર.
**अरण्यधर्म** पु० વાનપ્રસ્થ ધર્મ.
**अरण्यधान्य** न० જંગલી ધાન્ય-અનાજ.
**अरण्यपति** पु० રૂદ્રદેવ, પારધી-શિકારી વગેરે
**अरण्यभव** त्रि० જંગલમાં થનાર
**अरण्यभक्षिका** स्त्री० ડાંસ.
**अरण्यमार्जार** पु० જંગલી બીલાડો.
**अरण्यमुद्ग** पु० જંગલી મગ.
**अरण्ययान** न० અયોગ્ય સમયે વનમાં જવું.
**अरण्यरक्षक** पु० જંગલનો રખેવાળ.
**अरण्यराशि** पु० જ્યોતિષપ્રસિદ્ધ સિંહ વગેરે રાશિ.
**अरण्यरुदित** न० જંગલમાં રડવું, નિષ્ફળ એવું કોઈ કર્મ.
**अरण्यवायस** पु० જંગલી કાગડો.
**अरण्यवास** पु० વનવાસ, જંગલમાં રહેવું.
**अरण्यवासिन्** त्रि० જંગલમાં રહેનાર.

**अरण्यवासिनी** स्त्री० એક જાતનો વેલો, જંગલમાં રહેનારી સ્ત્રી.
**अरण्यवास्तूक** पु० વનવાસ્તુક-વનસ્પતિ.
**अरण्यशालि** पु० જંગલી ડાંગેર, જંગલી ચોખા.
**अरण्यशूकर** पु० જંગલી ડુક્કર.
**अरण्यशूरण** पु० જંગલી સુરણ.
**अरण्यश्वन्** पु० વરૂ, નહાર.
**अरण्यषष्ठी** स्त्री० જેઠ શુદ છઠ્ઠ.
**अरण्याध्यक्ष** पु० જંગલનો રખેવાળ.
**अरण्यानांपति** રૂદ્રદેવ.
**अरण्यानी** स्त्री० મોટું જંગલ.
**अरण्येचर** त्रि० વનચર, જંગલી.
**अरण्येतिलक** पु० એક જાતના જંગલી તલ.
**अरण्येऽनूच्य** त्रि० માત્ર વનમાં ભણવા યોગ્ય, મંત્રથી સંસ્કારયુક્ત કરેલ પુરોડાશ વગેરે.
**अरण्येऽनूच्य** पु० માત્ર વનમાં ભણવા યોગ્ય મંત્ર.
**अरण्यौकस्** पु० જંગલમાં રહેનાર મુનિ વગેરે, વાનપ્રસ્થ.
**अरत** पु० સ્નેહશૂન્ય, વિરક્ત.
**अरतत्रप** पु० કૂતરો.
**अरतत्रप** पु० નિર્લજ્જ, બેશરમ.
**अरति** पु० ક્રોધ, સ્નેહનો અભાવ, આનંદ નહિ તે, ઉદ્વેગ, ઈચ્છિત વસ્તુના વિયોગથી મનની વ્યાકુળતા, અસંતોષ.
**अरति** स्त्री० કામને લીધે થયેલ નાયકની એક જાતની દશા.
**अरति** त्रि० સ્નેહશૂન્ય, વિરક્ત.
**अरत्नि** पु० કનિષ્ઠિકા આંગળી પહોળી હોય તેવો બાંધેલી મૂઠીવાળો હાથ, કોણીથી માંડી કનિષ્ઠિકા આંગળી સુધીનું માપ, કોણી, હાથ.
**अरत्नि** त्रि० અરત્નિ જેટલા માપવાળું.
**अरथि** पु० સારથિ નહિ તે.
**अरद** त्रि० જેને દાંત ન ઉગ્યા હોય તેવું બાળક, જેના દાંત પડી ગયા હોય તેવું વૃદ્ધ.
**अरध्र** त्रि० શત્રુઓથી હિંસા કરવાને અશક્ય, સમૃદ્ધિવાળું.
**अरन्तुक** न० કુરૂક્ષેત્રની અંદર આવેલ સમંતપંચક તીર્થના સીમાડારૂપ એક સ્થાન.
**अरन्धन** न० રાંધવું નહિ તે.
**अरन्ध्र** त्रि० છિદ્ર વગરનું, ઘટ્ટ.
**अरपस्** त्रि० પાપ વગરનું.
**अरम्** अव्य० अलम् જુઓ, શીઘ્રતા, ઉતાવળ, અત્યંત.
**अरम** त्रि० અધમ, નીચ.
**अरमति** स्त्री० પર્યાપ્ત-સંપૂર્ણતાવાળી બુદ્ધિ, કાંતિ.
**अरम्य** त्रि० સુંદર નહિ તે.
**अरर** त्रि० કમાડ, બારણું, ઢાંકણું; વાંસનો પોટો.
**अरर** पु० તે નામનો એક ઋષિ.
**अररि** पु० न० કમાડ, બારણું.
**अररिन्द** न० પાણી.
**अररिवस्** त्रि० દાન નહિ આપનાર-અદાતા.
**अररु** पु० શત્રુ, હથીઆર.
**अररु** त्रि० ગતિ કરવાના-જવાના સ્વભાવવાળું.
**अररुस्** पु० ઉપદ્રવ કરવાને આવેલ શત્રુ.
**अररे** अव्य० નીચ પ્રત્યે અતિવ્યગ્રતાથી કરેલ સંબોધન.
**अरलु** पु० તે નામનું એક ઝાડ.
**अरलुक** पु० એક જાતનું ઝાડ.
**अरव** पु० શબ્દનો અભાવ-ચુપકી.
**अरव** त्रि० નિઃશબ્દ-ચુપકીવાળું.
**अरविन्द** न० કમળ, સારસપક્ષી, કાળું કમળ, રાતું કમળ, તાંબું.
**अरविन्दनाभ** पु० વિષ્ણુ.
**अरविन्दाक्ष** त्रि० કમળ સરખાં નેત્રવાળું.

**अरविन्दाक्ष** पु० વિષ્ણુ.
**अरविन्दिनी** स्त्री० કમળવાળો દેશ,કમળનો વેલો, કમળોનો સમૂહ.
**अरश्मन** त्रि० લગામની દોરીથી રહિત રથ વગેરે.
**अरस** पु० રસનો અભાવ, સ્વાદ નહિ તે. હલકો રસ.
**अरस** त्रि० રસવગરનું, સ્વાદરહિત, નિઃસાર, સાર વગરનું.
**अरसिक** त्रि० રસિક નહિ તે, રસને નહિ જાણનાર.
**अरसिकता** स्त्री० રસિકપણું નહિ તે.
**अरसिकत्व** न० ઉપરનો અર્થ.
**अरहित** त्रि० રહિત નહિ તે–સહિત.
**अराग** पु० રાગ–સ્નેહનો અભાવ, રંજન નહિ તે.
**अराग** त्रि० રાગરહિત, સ્નેહશૂન્ય, વિરક્ત.
**अरागिन्** त्रि० ઉપરનો અર્થ.
**अराजक** त्रि० રાજા વગરનો દેશ વગેરે.
**अराजन्य** पु० ક્ષત્રિય નહિ તે.
**अराजिन्** त्रि० જેનો માલીક રાજા નથી તે, કાંતિરહિત, નિસ્તેજ.
**अराजीव** पु० સુથાર.
**अराजीव** त्रि० કમળ વગરનું પાણી વગેરે.
**अराति** पु० શત્રુ, જ્યોતિષપ્રસિદ્ધ છઠ્ઠું સ્થાન, છની સંખ્યા.
**अराति** त्रि० સામે જવાના સ્વભાવવાળું.
**अराति** स्त्री० દાન નહિ દેવું તે.
**अरातीयु** त्रि० શત્રુના જેવું આચરણ કરનાર, શત્રુની પેઠે વર્તનાર.
**अरातीवन्** त्रि० ઉપરનો અર્થ.
**अराधस्** त्रि० ધનરહિત, નિર્ધન.
**अराय** त्रि० નિર્ધન, યજ્ઞ વગેરેમાં દાન નહિ આપનાર.
**अराय्य** त्रि० શત્રુમાટે હિતકારક.
**अराल** पु० સરગવાનો રસ, ગાંડો હાથી.
**अराल** त्रि० વાંકું.
**अराला** स्त्री० વેશ્યા સ્ત્રી.
**अरावन्** त्रि० અદાતા–દાન નહિ દેનાર.
**अरि** पु० શત્રુ, રથનું અંગ, પૈડું, એક જાતનો ખેર, કામક્રોધાદિ છ શત્રુઓ, છની સંખ્યા જ્યોતિષપ્રસિદ્ધ છઠ્ઠું સ્થાન, પરમેશ્વર.
**अरि** त्रि० પ્રેરણા કરનાર.
**अरिक्थभाज्** त्रि० પિતા વગેરેની મિલ્કતનો અધિકારી.
**अरिगूर्ण** पु० શત્રુનો વધ કરવા માટે તૈયાર થયેલ.
**अरिगूर्त्त** पु० ઉપરનો અર્થ.
**अरिता** स्त्री० શત્રુતા, શત્રુપટ.
**अरित्व** न० ઉપરનો અર્થ.
**अरित्र** पु० નાવિક, ખલાસી.
**अरित्र** न० વહાણને ચલાવવા માટે હલેસાં મારવાનું લાકડું.
**अरिदान्त** पु० યદુવંશનો તે નામે એક ક્ષત્રિય.
**अरिधायस्** त्रि० ઇશ્વરે ધારણ કરવા યોગ્ય.
**अरिनन्दन** त्रि० શત્રુઓને આનંદ ઉપજાવનાર–વ્યસની–પ્રમાદી.
**अरिन्दम** त्रि० શત્રુઓને દમનાર–પીડનાર.
**अरिपुर** न० શત્રુઓનું નગર.
**अरिप्र** त्रि० પાપરહિત–નિષ્પાપ.
**अरिमर्द** पु० તે નામનું એક ઝાડ.
**अरिमर्द** त्रि० શત્રુઓનું મર્દન કરનાર. શત્રુઓને સંતાપ ઉપજાવનાર.
**अरिमर्दन** पु० તે નામનો એક યદુવંશી ક્ષત્રિય.
**अरिमर्दन** त्रि० શત્રુઓનું મર્દન કરનાર.
**अरिमित्र** न० શત્રુઓનો મિત્ર.
**अरिमेजय** पु० તે નામનો એક યદુવંશી ક્ષત્રિય.

**अरिमेद** पु० એક જાતનું ઝાડ, એક જાતનો ખેર, એક જાતનો કીડો.

**अरिला** स्त्री० તે નામનો એક માત્રાવૃત્ત છંદ.

**अरिष** पु० તે નામનો એક રોગ.

**अरिषडष्टक** न० વિવાહ વગેરેમાં ત્યાગ કરવા યોગ્ય એક યોગ.

**अरिषड्वर्ग** पु० કામ-ક્રોધ, લોભ-મોહ-મદ-મત્સર નામના છ શત્રુઓ.

**अरिषण्य** त्रि० અહિંસક.

**अरिष्ट** पु० લસણ, લીંબડો, લંકાની પાસે આવેલો એક પર્વત, કાગડો, કંકપક્ષી, અરીઠાનું ઝાડ, તે નામનો એક રાક્ષસ, દારૂ, બલિરાજાનો પુત્ર એક દૈત્ય.

**अरिष्ट** न० અશુભ, છાશ, સુવાવડીને રહેવાનું ઘર, અશુભ સૂચક ઉત્પાત, અનિષ્ટ સ્થાનમાં રહેલ સૂર્ય વગેરે ગ્રહ, મરણ-ચિન્હ, શુભ, શુભદાયક કર્મ, અહિંસા, શુભ દૈવ, સુખેથી રહેવું.

**अरिष्ट** त्रि० અવિનાશી.

**अरिष्टक** पु० લીંબડાનું ઝાડ, લસણ, અરિઠાનું ઝાડ.

**अरिष्टगातु** पु० અહિંસિત ગમન.

**अरिष्टताति** पु० સુખનું સાધન.

**अरिष्टदुष्टधी** त्रि० મરણસૂચક ચિન્હોથી દુષ્ટ બુદ્ધિવાળું-વિનાશકાળે વિપરીત બુદ્ધિવાળું.

**अरिष्टनेमि** पु० કશ્યપથી વિનતામાં ઉત્પન્ન થયેલ એક પુત્ર, બાવીસમા જૈન તીર્થંકર.

**अरिष्टा** स्त्री० કડુ, તે નામની કશ્યપની એક સ્ત્રી.

**अरिष्टि** स्त्री० અહિંસા.

**अरिष्टुत** त्रि० પ્રેરણા કરનારાઓથી સ્તુતિ કરાયેલ.

**अरिष्टसूदन** पु० વિષ્ણુ.

**अरिष्ठ** त्रि० શત્રુનો નાશ કરવા માટે ઉભો રહેનાર.

**अरिस्तुत** त्रि० શત્રુઓથી સ્તુતિ કરાયેલ.

**अरिह** त्रि० શત્રુઓનો નાશ કરનાર.

**अरिहण** पु० તે નામનો એક રાજા.

**अरीढ** त्रि० નહિ સ્વાદ લીધેલ, નહિ ચાખેલ.

**अरीहण** पु० તે નામનો એક રાજા.

**अरीहणीय** त्रि० અરીહણ રાજાની પાસેનો દેશ વગેરે.

**अरीहणादि** पु० પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**अरुंषिका** स्त्री० તે નામનો એક રોગ.

**अरुग्ण** त्रि० રોગરહિત, નીરોગી.

**अरुचि** स्त्री० રૂચિ નહિ તે, અસંતોષ.

**अरुचि** त्रि० રૂચિ વગરનું.

**अरुचि** पु० એક જાતનો રોગ.

**अरुज्** त्रि० નીરોગી.

**अरुज** पु० તે નામનું એક ઝાડ, તે નામનો એક રાક્ષસ.

**अरुज** त्रि० નીરોગી, રોગ ન થાય તેવું કોઇ સાધન.

**अरुण** पु० સૂર્ય, સૂર્યનો સારથિ, ગોળ, સંધ્યાનો રંગ, નિઃશબ્દ, તે નામનો એક રાક્ષસ, એક જાતનો કોઢ, પુન્નાગવૃક્ષ, ખુલ્લો નહિ એવો રંગ, કાળાશથી મિશ્ર લાલ રંગ, તે નામનો એક દેશ, આકડાનું ઝાડ.

**अरुण** न० કંકુ, કેસર, સિંદૂર.

**अरुणकमल** न० લાલ કમળ.

**अरुणता** स्त्री० રતાશ.

**अरुणत्व** न० રતાશ, લાલાશ.

**अरुणदूर्वा** स्त्री० રાતી ધ્રોખડ.

**अरुणप्रिय** पु० લાલ રંગનું ફૂલ જેને પ્રિય છે તે સૂર્ય.

**अरुणप्रिय** त्रि० લાલ રંગવાળું જેને પ્રિય હોય તે.

**अरुणप्रिया** स्त्री० સૂર્યની સ્ત્રી-સંજ્ઞા અને છાયા.

**अरुणप्सु** त्रि० લાલ સ્વરૂપવાળું.
**अरुणभार्या** स्त्री० अरुणप्रिया શબ્દ જુઓ.
**अरुणलोचन** पु० કબૂતર પક્ષી.
**अरुणलोचन** त्रि० લાલ નેત્રવાળું.
**अरुणसारथि** पु० સૂર્ય.
**अरुणा** स्त्री० અતિવિષની કળી, નસોતર, મજીઠ, ઇંદરવરણી, ચણોઠી.
**अरुणात्मज** पु० જટાયુપક્ષી, સૂર્યનો પુત્ર શનિ, સાવર્ણિમનુ કર્ણ, સુગ્રીવ, યમ.
**अरुणात्मज** पु० द्वि० અશ્વિની કુમાર.
**अरुणात्मजा** स्त्री० યમુના, તપતી.
**अरुणानुज** पु० ગરુડ.
**अरुणावरज** पु० ગરૂડ.
**अरुणित** त्रि० લાલ કરેલ, લાલ થયેલ.
**अरुणिमन्** पु० રતાશ, લાલાશ.
**अरुणीकृत** त्रि० લાલ કરેલ.
**अरुणोदक** न० તે નામનું એક સરોવર, લાલ પાણી.
**अरुणोदका** स्त्री० તે નામની એક નદી.
**अरुणोदय** पु० અરૂણનો ઉદય, પ્રાતઃકાળ.
**अरुणोदयविद्धा** स्त्री० પ્રાતઃકાળે દશમથી યુકત થયેલી એકાદશી.
**अरुणोदयसप्तमी** स्त्री० માઘ શુદિ સાતમ.
**अरुणोपल** પદ્મરાગ મણિ–માણેક.
**अरुदित** त्रि० નહિ રડેલ.
**अरुद्ध** त्रि० નહિ રોકાયેલ, નહિ રૂંધેલ.
**अरुन्तुद** त्रि० મર્મસ્થાનને પીડાકારક.
**अरुन्धती** स्त्री० વસિષ્ઠ ઋષિની સ્ત્રી, નહિ રોકાનારી સ્ત્રી.
**अरुन्धतीजानि** पु० વસિષ્ઠ.
**अरुन्धतीदर्शनन्याय** पु० અરૂંધતીના દેખાવા જેવો ન્યાય–એટલે પહેલાં મોટું દેખાઈ નાનું દેખાવા રૂપ ન્યાય.
**अरुन्धतीनाथ** पु० વસિષ્ઠ.
**अरुन्धतीपति** पु० વસિષ્ઠ.
**अरुष्** त्रि० ક્રોધ વગરનું.
**अरुष्** स्त्री० ક્રોધનો અભાવ, ઉષાકાળ–પરોઢીયું.
**अरुष** त्रि० ક્રોધવગરનું, હિંસાવગરનું, પ્રકાશમાન, ગમનશીલ ઘોડા વગેરે.
**अरुषी** स्त्री० ગમનશીલ ઘોડી સારી ચાલની ઘોડી.
**अरुष्क** पु० ભીલામાનું ઝાડ.
**अरुष्कर** पु० ભીલામું.
**अरुष्कर** त्रि० વ્રણ કરનાર, ઘાવ પાડનાર.
**अरुस्** पु० સૂર્ય, રાતો ખેર.
**अरुस्** न० મર્મસ્થાન, નેત્ર.
**अरुस्** पु० न० વ્રણ, ઘાવ.
**अरुहा** स्त्री० ભોંય આંબળી.
**अरूक्ष** त्रि० લૂખું નહિ તે, સ્નિગ્ધ, ચિકકણું.
**अरूक्षित** त्रि० ઉપરના અર્થ.
**अरूक्षण** त्रि० अरूक्ष શબ્દ જુઓ.
**अरूप** त्रि० રૂપરહિત.
**अरूप** न० સાંખ્યમાં કહેલ પ્રધાન, બ્રહ્મ, ખરાબ રૂપ.
**अरूपहार्य** त्रि० રૂપથી વશ ન કરી શકાય તેવું.
**अरूष** पु० એક જાતનો સાપ, સૂર્ય.
**अरे** अव्य० ક્રોધથી બોલાવવામાં, નીચને બોલાવવામાં, અપકારમાં, અસૂયામાં વપરાય છે.
**अरेपस्** त्रि० નિષ્પાપ, નિર્મળ.
**अरेऽरे** अव्य० अरे જુઓ.
**अरोक** त्रि० છિદ્ર વગરનું, કાંતિ વિનાનું–નિસ્તેજ.
**अरोग** पु० રોગ નહિ તે, આરોગ્ય.
**अरोग** त्रि० નીરોગી.
**अरोगण** त्रि० નીરોગી.
**अरोगता** स्त्री० નીરોગીપણું, આરોગ્ય.
**अरोगत्व** न० ઉપરના અર્થ.
**अरोगिन्** त्रि० નીરોગી.

**अरोचक** पु० જેને લીધે કોઈ પદાર્થ ઉપર રુચિ થતી નથી તેવો એક રોગ.

**अरोचक** त्रि० રુચિ નહિ ઉપજાવનાર.

**अरोदन** न० રડવું નહિ તે.

**अरोदन** त्रि० નહિ રોતલ, રુદન નહિ કરનાર.

**अरोधन** न० રોકાણ નહિ તે, આવરણ નહિ તે, ગતિરોધક વ્યાપાર.

**अरोधन** त्रि० રોકાણ-અટકાયત વગરનું.

**अरोध्य** त्रि० રોકવાને અશક્ય.

**अरोपण** न० રોપવાનો અભાવ, નહિ રોપવું તે.

**अरोपण** त्रि० રોપણરહિત.

**अरोष** पु० રોષ નહિ તે.

**अरोष** त्रि० રોષવગરનું.

**अरोषण** न० ક્રોધનો અભાવ.

**अरोषण** त्रि० ક્રોધરહિત.

**अरौद्र** त्रि० ભયંકર નહિ તે, સૌમ્ય આકૃતિવાળું, રાગ-દ્વેષ વગરનું.

**अरौद्र** पु० વિષ્ણુ.

**अर्क्** चु० उभ० सक० सेट् તપવું, વખાણવું.

**अर्क** पु० સૂર્ય, ઇન્દ્ર, તાંબું, સ્ફટિક, પંડિત, આંકડો, અરગ, મોટો ભાઈ, રવિવાર, સાતમી તિથિ, ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર, બારની સંખ્યા.

**अर्क** त्रि० પૂજવા યોગ્ય.

**अर्ककला** स्त्री० સૂર્યની કળા.

**अर्ककान्ता** स्त्री० સૂર્યની સ્ત્રી-સંજ્ઞા અને છાયા.

**अर्कक्षेत्र** न० સિંહ રાશિ.

**अर्कचन्दन** न० રાતું ચંદન-રતાંજળી.

**अर्कज** पु० યમ, સુગ્રીવ, કર્ણ, શનિ.

**अर्कज** पु० द्वि० અશ્વિનીકુમાર.

**अर्कजा** स्त्री० યમુના, તપતી.

**अर्कदुग्ध** न० આકડાનું છીર.

**अर्कतनय** पु० શનિ, યમ.

**अर्कतनया** स्त्री० યમુના.

**अर्कनयन** पु० વિરાટ પુરુષ, પરમાત્મા, પરમેશ્વર.

**अर्कनयन** त्रि० જેની સામે ન જોઈ શકાય તેવા નેત્રવાળું.

**अर्कनन्दन** पु० યમ, શનિ.

**अर्कनामन्** पु० લાલ આકડાનું ઝાડ.

**अर्कपत्र** पु० આકડાનું ઝાડ.

**अर्कपत्र** न० આકડાનું પાન.

**अर्कपत्रा** स्त्री० સુનંદા, અર્કમૂલા.

**अर्कपर्ण** पु० આકડાનું ઝાડ, મંદારવૃક્ષ.

**अर्कपर्ण** न० આકડાનું પાન.

**अर्कपादक** पु० લીંબડાનું ઝાડ, આકડાનું ઝાડ.

**अर्कपुष्पिका** स्त्री० તે નામનું એક ઝાડ.

**अर्कपुष्पी** स्त्री० એક જાતનું ઝાડ.

**अर्कप्रिया** स्त्री० જવાસો, સૂર્યની સ્ત્રી સંજ્ઞા અને છાયા.

**अर्कबंधु** पु० ગૌતમ બુદ્ધ, કમળ.

**अर्कबांधव** पु० ઉપરના અર્થ.

**अर्कभ** न० સિંહરાશિ, ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર.

**अर्कभक्त** त्रि० સૂર્યનો ભક્ત.

**अर्कभक्ता** स्त्री० એક જાતનો વેલો.

**अर्कमूल** न० આંકડાનું મૂળીયું.

**अर्कमूला** स्त्री० अर्कपत्री જુઓ !

**अर्करेतोज** पु० अर्कज શબ્દ જુઓ.

**अर्कलूष** पु० તે નામનો એક ઋષિ.

**अर्कवल्लभ** पु० બપોરીઆનું ઝાડ, કમળ.

**अर्कविवाह** पु० કોઈને ત્રીજીવાર લગ્ન કરવાં હોય ત્યારે પ્રથમ આકડાના ઝાડને કન્યારૂપે કલ્પી તેની સાથે કરેલો વિવાહ.

**अर्कवेध** पु० તાલીસપત્રનું ઝાડ.

**अर्कव्रत** न० માઘ શુદિ સાતમને દિવસે કરવાનું સૂર્યની આરાધના માટેનું વ્રત, રાજાનો કર લેવાનો એક પ્રકાર.

**अर्कसूनु** पु० अर्कज શબ્દ જુઓ.

**अर्कसूनू** स्त्री० યમુના, તપતી.

**अर्कसोदर** पु० ઐરાવત હાથી.

**अर्कसोदर** त्रि० सूर्य जेवुं.
**अर्कहित** त्रि० सूर्यना हितनुं.
**अर्कहिता** स्त्री० એક જાતનો વેલો.
**अर्काश्मन्** पु० सूर्यकान्त मणि, लाल मणि-माणेक.
**अर्काह्व** पु० आंकडानुं झाड.
**अर्किन्** त्रि० पूजनमां साधनरूप मंत्रवाळुं, पूजनवाळुं.
**अर्केन्दुसंगम** पु० अमावास्या तिथि.
**अर्कोपल** पु० सूर्यकान्त मणि, लाल मणि-माणेक.
**अर्क्य** त्रि० पूजवा योग्य.
**अर्गल** न० आगळीओ, तरंग, मोजुं, कमाड.
**अर्गल** त्रि० अटकावनार, रोकनार.
**अर्गला** स्त्री० आगळीओ, चंडीपाठना आरंभमां बीजुं स्तोत्र, नानो आगळीओ.
**अर्गलिका** स्त्री० आगळीओ.
**अर्गबंध** पु० गरमाळो.
**अर्घ्** भ्वा० पर० सक० सेट् किंमत करवी.
**अर्घ** पु० किंमत, मूल्य, पूजानो सामान.
**अर्घदान** न० अर्घप्रदान, पूजा-सत्कार.
**अर्घीश** पु० महादेव.
**अर्घ्य** त्रि० पूज्य.
**अर्घ्य** न० पूजानी सामग्री, जरत्कारुना तपोवनमां थनार मध.
**अर्च्** भ्वा० उभ० सक० सेट् पूजा करवी.
**अर्च्** चु० उभ० सक० सेट् पूजा करवी.
**अर्चक** त्रि० पूजा करनार.
**अर्चत्रि** त्रि० पूजवा योग्य.
**अर्चत्य** त्रि० पूजवा योग्य.
**अर्चन** न० पूजन.
**अर्चना** स्त्री० पूजा.
**अर्चनीय** त्रि० पूजवा योग्य.
**अर्चा** स्त्री० प्रतिमा, पूजा.
**अर्चि** स्त्री० अग्नि वगेरेनी शिखा.
**अर्चित** त्रि० पूजेल.
**अर्चित** पु० विष्णु.
**अर्चिगन्** त्रि० कांतिमान.
**अर्चिरादिमार्ग** पु० देवयान मार्ग, उत्तर मार्ग.
**अर्चिवन्** त्रि० कांतिमान.
**अर्चिष्मत्** पु० सूर्य, अग्नि, के इ उपदेव, विष्णु.
**अर्चिष्मत्** त्रि० तेजस्वी, कांतिवाळुं.
**अर्चिष्मती** स्त्री० अग्निनी नगरी.
**अर्चिस्** न० अग्नि वगेरेनी शिखा, कांति, तेज.
**अर्चिस्** पु० मोर पक्षी, अग्नि.
**अर्च्य** त्रि० पूजवा योग्य
**अर्ज्** भ्वा० पर० सक० सेट् मेळववुं, संपादन करवुं
**अर्ज्** चु० उभ० सक० सेट् संस्कारवाळुं करवुं.
**अर्जक** पु० એક જાતનું ઝાડ.
**अर्जक** त्रि० मेळवनार, संपादन करनार.
**अर्जन** न० मेळववुं, संपादन करवुं, એક જાતનો વ્યાપાર.
**अर्जुन** पु० सादडनुं झाड, वचलो पांडव-अर्जुन, हैहयोनो राजा कार्तवीर्य, करवीर वृक्ष, मोर पक्षी, घास, धोळो रंग, आंजणी नामनो नेत्रनो रोग, એક मातानो એક छोकरो, इन्द्र.
**अर्जुन** त्रि० धोळा रंगवाळुं.
**अर्जुनध्वज** पु० न० हनुमान.
**अर्जुनपाकी** स्त्री० धोळा पाकवाळो એક વેલો.
**अर्जुनी** स्त्री० उषा, बाहुदा नामनी नदी, गाय, कुटणी स्त्री.
**अर्जुनोपम** पु० એક જાતનું ઝાડ.
**अर्ण** पु० अकार वगेरे अक्षर.
**अर्ण** न० पाणी.
**अर्ण** त्रि० गमनशील, गति करवाना स्वभाववाळुं.
**अर्णव** पु० समुद्र, जळ आपनार, सूर्य, इन्द्र.

**अर्णव** त्रि० પાણીવાળું.
**अर्णवज** त्रि० સમુદ્રમાં ઉત્પન્ન થયેલ.
**अर्णवज** पु० સમુદ્રફીણ.
**अर्णवमन्दिर** पु० વરૂણ દેવ.
**अर्णवोद्भव** पु० ચન્દ્ર, તે નામનું એક ઝાડ
**अर्णवोद्भव** न० અમૃત.
**अर्णवोद्भवा** स्त्री० લક્ષ્મી દેવી.
**अर्णस्** न० પાણી.
**अर्णस** पु० સમુદ્ર.
**अर्णस** त्रि० પાણીવાળું.
**अर्णस्वत्** पु० સમુદ્ર.
**अर्णस्वत्** त्रि० પાણીવાળું.
**अर्णोद** पु० મેઘ, મોથ.
**अर्णोद** त्रि० પાણી આપનાર.
**अर्णोभव** पु० શંખ.
**अर्त्तगल** पु० એક જાતની વનસ્પતિ–કાળી ઝીંઝોટી.
**अर्त्तन** न० નિન્દા.
**अर्त्ति** स्त्री० પીડા.
**अर्त्तिका** स्त्री० મોટી બહેન, ( નાટકમાં ).
**अर्त्तुक** त्रि० સ્પર્દ્ધા કરનાર.
**अर्थ्** चु० आ० किद्व० सेट् માગવું, યાચવું, संम्+સમર્થન કરવું, प्रति+વિરૂદ્ધ આચરણ કરવું.
**अर्थ** पु० શબ્દનો અર્થ, ભાવ, ધન, ઇષ્ટ–પ્રયોજન, નિમિત્ત, શબ્દાદિ વિષય, જાણવા યોગ્ય વસ્તુ, વસ્તુનો સ્વભાવ, અભિલાષ, પ્રાર્થના, માગણી, વિષ્ણુ, ફળ, પરિણામ.
**अर्थकर** त्रि० અર્થકર, ધનકારક, હેતુકારક.
**अर्थकरी** स्त्री० દંડનીતિ વગેરે વિદ્યા.
**अर्थकृच्छ्र** न० ધનસંબંધી કષ્ટ પૈસાની મુસ્કેલી.
**अर्थकृत्** त्रि० अर्थकर શબ્દ જુઓ.
**अर्थक्रम** पु० પ્રયોજનને લીધે ક્રમનિર્ણય.
**अर्थगत** त्रि० અર્થને પ્રાપ્ત થયેલ, અર્થરહિત.
**अर्थगत** पु० અલંકારશાસ્ત્રપ્રસિદ્ધ એક દોષ.
**अर्थगौरव** न० અલ્પ શબ્દમાં પણ અર્થની ગંભીરતા
**अर्थघ्न** त्रि० અર્થનાશક.
**अर्थचिन्तन** न० અર્થ સંબંધી ચિંતા, ધનસંબંધી અથવા હરકોઈ વિષયસંબંધી ચિંતા.
**अर्थचिन्ता** स्त्री० ઉપરનો અર્થ.
**अर्थजात** न० અર્થ–પદાર્થનો સમૂહ.
**अर्थजात** त्रि० જેની પાસે ધન થયું હોય છે તે, ધનવાન.
**अर्थज्ञ** त्रि० પ્રયોજનને જાણનાર, હરકોઈ વિષયનું જ્ઞાન ધરાવનાર.
**अर्थतस्** अव्य० અર્થાત્, અર્થથી, અર્થાનુસારે, વસ્તુસ્વભાવથી.
**अर्थद** त्रि० ધન આપનાર.
**अर्थद** पु० પૈસા આપીને ભણનાર શિષ્ય, કુબેર.
**अर्थदूषण** न० ધનનો ગેરઉપયોગ રૂપ દોષ.
**अर्थन** न० યાચના, પ્રાર્થના, માગણી.
**अर्थना** स्त्री० ઉપરનો અર્થ.
**अर्थपति** पु० રાજા, કુબેર.
**अर्थप्रकृति** स्त्री० પ્રયોજનનો હેતુ, નાટકના અંગરૂપ પાંચ પ્રકારની અર્થપ્રકૃતિ.
**अर्थप्रयोग** पु० ધનનો ઉપયોગ, ધન વધારવા માટેનો વ્યાપાર.
**अर्थप्राप्त** स्त्री० અર્થ ઉપરથી પ્રાપ્ત થયેલ.
**अर्थप्राप्ति** स्त्री० ધનની પ્રાપ્તિ.
**अर्थबद्ध** त्रि० શબ્દાદિ વિષયોથી બંધાયેલ જીવ વગેરે.
**अर्थबन्ध** पु० શબ્દાદિ વિષયોનું બંધન, ધનસંબંધી બંધન.
**अर्थभावना** स्त्री० મીમાંસાપ્રસિદ્ધ બે પ્રકારની ભાવનામાંહેની એક ભાવના.
**अर्थमर्य्यादा** स्त्री० કારણમર્યાદા.
**अर्थमात्र** न० નિશ્ચિત અર્થ–અર્થજ્ઞ.
**अर्थमात्रा** स्त्री० થોડું ધન, પુષ્કળ ધન.

**अर्थवत** त्रि० અર્થવાળું, સાર્થક, પ્રયોજન-વાળું, ફળવાળું, ધનવાળું.

**अर्थवत्** અવ્ય० અર્થસદશ,અર્થતુલ્ય ક્રિયા, અર્થાશ્રય.

**अर्थवाद** પુ० પ્રશંસા કરવા યોગ્ય ગુણનો વાચક શબ્દ, નિંદા કરવા યોગ્ય ગુણનો વાચક શબ્દ, વખાણવા યોગ્ય ગુણોનું કથન, નિંદા કરવા યોગ્ય ગુણોનું કથન.

**अर्थविज्ञान** ન० બુદ્ધિના આઠ ગુણોમાંનો એક ગુણ.

**अर्थविद्** त्रि०અર્થ જાણનાર,કાર્ય જાણનાર.

**अर्थविप्रकर्ष** પુ० પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તર ઉત્તરનું વિલંબથી અર્થજ્ઞાન.

**अर्थवृद्धि** સ્ત્રી० ધનની વૃદ્ધિ.

**अर्थव्यय** પુ० ધનનો વ્યય.

**अर्थव्ययज्ञ** त्रि० ધનનો વ્યય કરી જાણનાર.

**अर्थव्यपाश्रय** પુ० પ્રયોજનનો સંબંધ, અર્થનો આશ્રય.

**अर्थव्यपाश्रय** त्रि० પ્રયોજનવાળું, અર્થના આશ્રયવાળું.

**अर्थशास्त्र** ન० નીતિશાસ્ત્ર, અભિચાર કર્મનું પ્રતિપાદન કરનાર એક શાસ્ત્ર.

**अर्थशौच** ન० ધન ઉપાર્જન કરવામાં શુદ્ધિ, ધન મેળવવામાં અન્યાયનો ત્યાગ કરવો તે.

**अर्थसंग्रह** પુ० ધનનો સંગ્રહ, ધન એકઠું કરવું તે.

**अर्थसंस्थान** ન० ધન ઉપાર્જન કરવાનું સાધન, અર્થની સ્થિતિ.

**अर्थसञ्चय** પુ० ધનનો સંઘરો, ધનનો સમૂહ.

**अर्थसमाज** પુ० અનેક પ્રકારના અર્થોનો સમુદાય, કારણોનો સમૂહ, ધનનો સમૂહ.

**अर्थसमाहार** પુ० ધનનો સંગ્રહ,ધનનો સમૂહ.

**अर्थसम्बन्ध** પુ० અર્થનો સંબંધ, ધનનો સંબંધ.

**अर्थसिद्ध** પુ० અર્થાત્ સિદ્ધ, અન્વય બ-ળથી જાણી શકાય તેવો પદાર્થ.

**अर्थसिद्ध** त्रि० જેનું પ્રયોજન સિદ્ધ થયું હોય તે, જેને ધન પ્રાપ્ત થયું હોય તે.

**अर्थसिद्धक** પુ० નગોડનું ઝાડ.

**अर्थसिद्धि** સ્ત્રી० ધનની સિદ્ધિ,અર્થની સિદ્ધિ.

**अर्थहर** त्रि० પારકું ધન હરી લેનાર ચોર વગેરે.

**अर्थहीन** त्रि० અર્થરહિત-નિરર્થક, ધનવ-ગરનું, દરિદ્ર.

**अर्थागम** પુ० ધનની આવક, અર્થની પ્રાપ્તિ, ધન ઉપાર્જન કરવામાં વ્યાપાર-સાધન.

**अर्थाधिकार** પુ० ધન ઉપરનો અધિકાર.

**अर्थान्तर** ન० બીજો અર્થ, ન્યાયમતે ઉ-દ્દેશ્યની સિદ્ધિ માટે પ્રયોગ કરેલું વાક્ય, બીજું કારણ.

**अर्थान्तरन्यास** પુ० તે નામનો એક અ-ર્થાલંકાર.

**अर्थापत्ति** સ્ત્રી० મીમાંસકોએ માનેલું એક પ્રમાણ.

**अर्थार्थिन्** त्रि० ધનની ઇચ્છાવાળું, ધન માગનાર, મતલબી.

**अर्थिक** પુ० રાજાઓનાં વખાણ કરનાર ભાટ-ચારણ.

**अर्थित** त्रि० યાચેલ, માગેલ,માગવાનો પદાર્થ.

**अर्थिता** સ્ત્રી० યાચના, માગણી, કામના, ઇચ્છા, યાચકપણું.

**अर्थित्व** ન० માગણપણું, યાચકપણું.

**अर्थिन्** त्रि० અર્થવાળું, યાચક, માગણ, સેવક, જેનું ધન પોતાની પાસે ન હોય તેવો ધનનો માલીક, કામ કાઢી લેવાની ઇચ્છાવાળું, મતલબી.

**अर्थिसात्** અવ્ય० યાચકને સ્વાધીન કરેલ.

**अर्थे** અવ્ય० માટે, વાસ્તે, સારુ, અસાર્થકને સાર્થક કરીને.

**अर्थेकृत्य** અવ્ય० ઉપરનો અર્થ.

**अर्थेकृत्वा** અવ્ય० અર્થે જુઓ.

**अर्थोपमा** સ્ત્રી० તે નામનો એક ઉપમાલંકાર.

**अर्थोपक्षेपक** त्रि० વિષ્કંભક વગેરે નાટકનાં પાંચ અંગ.

**अर्थोष्मन्** पु० ધનની ગરમી-પેસાનો મદ.

**अर्थ्य** त्रि० સાર્થક, સપ્રયોજન, ન્યાયયુક્ત, માગવા યોગ્ય, અર્થનું સાધન.

**अर्थ्य** पु० પંડિત.

**अर्थ्य** न० શિલાજીત.

**अर्द्** भ्वा० सक० सेट् उभ० सक सेट्० પીડવું, દુખ દેવું: अति+અત્યંત પીડવું. निस्+અત્યંત પીડવું. निर्+અત્યંત પીડવું. वि+વિશેષ પીડવું.

**अर्द्** भ्वा० अक० पर० सेट् માગવું, જવું.

**अर्द्** चुरा० उभ० सक० सेट् નાશ કરવો.

**अर्द्** भ्वा० उभ० सक० सेट् પીડવું, દુઃખ દેવું, अति+અત્યંત પીડવું, निस्+અત્યંત પીડવું, निर्+અત્યંત પીડવું, वि+વિશેષ પીડવું.

**अर्दन्** न० જવું, દુઃખ દેવું, નાશ કરવો, માગવું.

**अर्दना** स्त्री० ઉપરન. અર્થ.

**अर्दनि** पु० રોગ, યાચના, અગ્નિ.

**अर्दित** त्रि० પીડેલ, દુઃખ દીધેલ. ગયેલ, માગેલ, નાશ કરેલ.

**अर्दित** न० એક જાતનો રોગ.

**अर्दितिन्** त्रि० આંખ-કાન-દાંત વગેરેમાં જેને રોગ થયો હોય તે.

**अर्द्ध** पु० વૃદ્ધિ, વધારો, વાયુ, ભાગ, ખંડ, અવયવ.

**अर्द्ध** न० સરખો ભાગ, અર્ધ ભાગ.

**अर्द्ध** त्रि० અરધું, ખંડિત, અડધીયું.

**अर्द्धकृत** त्रि० અર્ધું કરેલ, અસંપૂર્ણ કરેલ.

**अर्द्धकौडविक** त्रि० અર્ધકુડવ નામના માપને યોગ્ય.

**अर्द्धखार** न० અરધીપાલી, અરધી ખાંગડી.

**अर्द्धखारी** स्त्री० ઉપરના અર્થ.

**अर्द्धगङ्गा** स्त्री० કાવેરી નદી.

**अर्द्धगर्भ** पु० સૂર્યનું એક જાતનું કિરણ.

**अर्द्धगुच्छ** पु० ચોવીસ સેરનો કોઇ હાર.

**अर्द्धगुञ्जा** स्त्री० અરધી ચણોઠી.

**अर्द्धचंद्र** पु० ચંદ્રનો અર્ધ ભાગ, ચંદ્રના અર્ધ ભાગ જેવા આકારનો નખક્ષત, એક જાતનું બાણ, કોઈને હાંકી કાઢવા માટે તેને ગળે અર્ધચંદ્રાકારે હાથ મૂકવો તે.

**अर्द्धचन्द्रक** पु० મોરના પીંછા ઉપરનો અર્ધ ચંદ્રના જેવો આકાર.

**अर्द्धचन्द्रा** स्त्री० કાળું નસોતર.

**अर्द्धचन्द्राकृति** स्त्री० કોઈને કાઢી મૂકવા માટે તેને ગળે અર્ધચંદ્રાકાર હાથ મૂકવો તે.

**अर्द्धचोलक** न० કાંચળી-ચોળી-પોલકું.

**अर्द्धचन्द्रिका** स्त्री० એક જાતનો વેલો.

**अर्द्धजरतीय** पु० તે નામનો એક ન્યાય.

**अर्द्धजान्हवी** स्त्री० કાવેરી નદી.

**अर्द्धतिक्त** पु० બરાબર કડવો નહિ એવો નેપાલી લીંબડો.

**अर्द्धदिन** न० અર્ધો દિવસ.

**अर्द्धदेव** त्रि० દેવની સમીપ રહેલ.

**अर्द्धद्रौणिक** त्रि० અર્ધા દ્રોણને યોગ્ય.

**अर्द्धधार** न० વાઢ-કાપ કરવાનું વૈદ્યક-પ્રસિદ્ધ એક શસ્ત્ર.

**अर्द्धनारायण** न० ગંગાના પ્રવાહસુધી ચાર હાથનું નારાયણના નિવાસરૂપ સ્થાન.

**अर्द्धनारीश्वर** पु० શિવની એક મૂર્તિ.

**अर्द्धनाव** न० અર્ધું વહાણ.

**अर्द्धनिशा** स्त्री० અર્ધી રાત.

**अर्द्धपण** पु० અર્ધો પણ, બે કોડી,

**अर्द्धपथ** पु० અર્ધો માર્ગ.

**अर्द्धपाञ्चालिक** पु० અર્ધા પંચાલ દેશમાં થનાર.

**अर्द्धपादिक** त्रि० અર્ધો પગ કાપવા યોગ્ય.

**अर्द्धपारावत** पु० તેતર પક્ષી.

**उदस्थान** न० પાણીનું સ્થાન, પાણીથી ભીંજવેલું સ્થાન.

**उदहरण** पु० ઘડો.

**उदहार** त्रि० પાણી લઇ જનાર.

**उदहार** पु० પાણી લઈ જવું.

**उदाज** पु० પશુઓને હાંકનાર, પશુને હાંકવું.

**उदात्त** पु० ઉચ્ચ સ્વરે ઉચ્ચારેલ સ્વર, ઉદાત્ત સ્વરવાળું, સાહિત્યપ્રસિદ્ધ નાયક, દાન, એક વાદિત્ર, એક અલંકાર.

**उदात्त** त्रि० મોટું, સમર્થ, દાતા.

**उदात्तराघव** न० તે નામનું એક નાટક.

**उदान** पु० ઊર્ધ્વગતિવાળો વાયુ–ઓડકાર કરાવે છે તે વાયુ.

**उदापु** पु० જરાસંધનો પૌત્ર એક ક્ષત્રિય.

**उदार** त्रि० દાતા, મોટું, સરળ, ચતુર, ગંભીર, કુશળ, અસાધારણ.

**उदारचेतस्** त्रि० ઉદાર મનવાળું, મોટા મનવાળું.

**उदारता** स्त्री० ઉદારપણું.

**उदारत्व** न० ઉદારપણું.

**उदारथि** त्रि० ઉંચે આવનાર.

**उदारधी** त्रि० ઉદાર બુદ્ધિવાળું, ઉત્કૃષ્ટ બુદ્ધિવાળું.

**उदारधी** पु० વિષ્ણુ.

**उदारधी** स्त्री० ઉદાર–ઉત્કૃષ્ટ એવી બુદ્ધિ.

**उदावत्सर** पु० उद्वत्सर શબ્દ જુઓ.

**उदावर्त्त** पु० એક જાતનો રોગ.

**उदावर्त्ता** स्त्री० એક જાતનો યોનિરોગ.

**उदावसु** पु० નિમિવંશનો એક રાજા.

**उदास** पु० ઉંચે ફેંકવું, ખસેડવું, દૂર કરવું, ઉપેક્ષા–દરકાર નહિ કરવી.

**उदासीन** त्रि० મધ્યસ્થ, તટસ્થ, એક રાજા, ઉપેક્ષા કરનાર.

**उदास्थित** पु० દ્વારપાળ, અનુચર, ગૂઢચાર, છૂપી પોલીસ, અધ્યક્ષ.

**उदाहरण** न० દૃષ્ટાંત, દાખલો, કહેવું, એક જાતનું વાક્ય.

**उदाहार** पु० ઉપરના અર્થ.

**उदाहृत** त्रि० દાખલા તરીકે મૂકેલ, દૃષ્ટાંત આપેલ, કહેલ.

**उदित** त्रि० સમૃદ્ધિ પામેલ, કહેલ, ઉડેલ, ઉદય પામેલ, ઉગેલ, સંપૂર્ણ ઉદય પામેલ, વૃદ્ધિ પામેલ.

**उदित** न० કહેવું, રાશિના ઉદયરૂપ લગ્ન, ઉદયને પામેલી રાશિ, તે નામનું એક સુગંધી દ્રવ્ય.

**उदितोदित** पु० શાસ્ત્રજ્ઞ.

**उदिति** स्त्री० ઉદય પામવો, ઉગવું.

**उदीक्षण** न० ઉંચે જોવું, કલ્પના કરવી, વીચાર કરવો.

**उदीक्ष्य** अव्य० ઉંચે જોઇને, કલ્પના કરીને, વિચાર કરીને.

**उदीक्ष्य** त्रि० ઉંચે જોવા યોગ્ય, વિચાર કરવા યોગ્ય.

**उदीची** स्त्री० ઉત્તર દિશા.

**उदीचीन** त्रि० ઉત્તર દિશામાં થનાર, ઉત્તર દિશા-દેશ–કાળમાં થનાર.

**उदीच्य** त्रि० ઉત્તર દિશા–દેશ–કાળમાં થનાર, કર્મની સમાપ્તિ વેળા કરવાનું કર્મ.

**उदीच्य** न० સુગંધી વાળો–ખસ.

**उदीच्यवृत्ति** स्त्री० તે નામનો એક વૈતાલીય છંદ.

**उदीप** त्रि० ગયેલા જળવાળો દેશ વગેરે.

**उदीरण** न० ઉચ્ચારણ, કથન, પ્રેરણા.

**उदीरणा** स्त्री० ઉપરના અર્થ.

**उदीरित** त्रि० ઉચ્ચારેલ, કહેલ, વધેલ, પ્રેરણા કરેલ.

**उदीरित** न० उदीरण શબ્દ જુઓ.

**उदीर्ण** त्रि० ઉદય પામેલ, મોટું, વૃદ્ધિ પામેલ, વધેલ.

**उदीर्ण** पु० વિષ્ણુ.

**उदुत्य** न० સૂર્યોપસ્થાન માટેનો મંત્ર.

**उदुम्बर** પુ० ઉંબરાનું ઝાડ,સાલ્વદેશનો એક ભાગ.
**उदुम्बर** ન० દેહલી–ડેલું, નપુંસક, એક જાતનો કોઢ, તાંબું.
**उदुम्बरकृमि** પુ० ઉંબરાનો કીડો.
**उदुम्बरदला** સ્ત્રી० દંતી વૃક્ષ–એક ઝાડ.
**उदुम्बरपर्णी** સ્ત્રી० ઉપરનો અર્થ.
**उदुम्बरमशक** પુ० મોટો મચ્છર.
**उदुम्बरावती** સ્ત્રી० તે નામની એક નદી.
**उदुम्बल** પુ० उदुम्बर પુ० શબ્દ જુઓ.
**उदुम्बल** ત્રિ० અત્યંત બળવાન, વિશાળ બળવાળું.
**उदूखल** ન० ખાંડણીઓ, ગુગળ.
**उदूखल** પુ० શરીરનો કોઇ સાંધો.
**उदूढ** ત્રિ० વહન કરેલ, ધારણ કરેલ, પરણેલ, સ્થૂલ–મોટું.
**उदूढा** સ્ત્રી० પરણેલી સ્ત્રી.
**उदृच्** સ્ત્રી० ઉત્કૃષ્ટ ઋચા, ઉદય.
**उदेजय** ત્રિ० ઉદ્વેગકારક,કંટાળો આપનાર.
**उदौदन** પુ० માત્ર જળમાં રાંધેલા ચોખા.
**उद्गत** ત્રિ० ઉદય પામેલ, ઉત્પન્ન થયેલ, ઉંચે ગયેલ, ઓકેલ.
**उद्गतशृङ्ग** પુ० જેને શીંગડાં નીકળવાની અવસ્થા પ્રાપ્ત થયેલી હોય તેવું પશુ.
**उद्गति** સ્ત્રી० ઉદય, ઉંચે જવું, ઉત્પન્ન થવું.
**उद्गंधि** ત્રિ० ઉત્કૃષ્ટ ગંધવાળું, ઉત્કટ ગંધવાળું.
**उद्गम** પુ० ઉદય, ઉંચે ગમન, ઉત્પત્તિ, ઉન્નતિ.
**उद्गमन** ન० ઉપરનો અર્થ.
**उद्गता** સ્ત્રી० તે નામનો એક છંદ.
**उद्गमनीय** ન० ધોયેલાં બે વસ્ત્ર.
**उद्गमनीय** ત્રિ० ઉંચે જવા યોગ્ય.
**उद्गाढ** ન० અત્યંત, અતિશય.
**उद्गाढ** ત્રિ० અતિશયવાળું.
**उद्गातृ** પુ० સામવેદનું ગાન કરનાર સોળ ઋત્વિજોમાંનો એક ઋત્વિજ.
**उद्गार** પુ० ઓકવું, બહાર કાઢવું, ઓડકાર.
**उद्गारशोधन** પુ० કાળી જીરી.
**उद्गारिन्** ત્રિ० ઓકનાર, બહાર કાઢનાર, ઓડકાર ખાનાર.
**उद्गिरण** ન० उद्गार શબ્દ જુઓ.
**उद्गीत** ન० ઉંચે ગાન.
**उद्गीत** ત્રિ० ઉંચેથી ગાયેલ.
**उद्गीति** સ્ત્રી० ઉંચે ગાવું, તે નામનું એક માત્રા વૃત્ત છંદ.
**उद्गीथ** પુ० સામગાનનો એક અવયવ–સામવેદનો એક ભાગ.
**उद्गीर्ण** ત્રિ० ઓકેલ, બહાર કાઢેલ.
**उद्गूर्ण** ત્રિ० ઉંચું કરેલ, ઉગામેલ.
**उद्ग्रथित** ત્રિ० ઉંચું કરી ગુંથેલ, ગુંથેલ.
**उद्ग्रन्थ** ત્રિ० છૂટું, બંધનથી મુક્ત થયેલ.
**उद्ग्रन्थ** પુ० મૂકવું, છોડવું.
**उद्ग्रभण** ન० ઉંચું કરીને પકડવું, લેવું, ઉંચું લઇ જઇને આપવું.
**उद्ग्रहण** ન० ઉપરના અર્થ.
**उद्ग्राभ** પુ० ઉંચું કરીને ગ્રહણ કરવું, લેવું, પકડવું, ઉંચે લઇ જઇને આપવું.
**उद्ग्राह** પુ० ઉપરનો અર્થ, એક જાતનો વાદ.
**उद्ग्राहणिका** સ્ત્રી० નીચેનો શબ્દ જુઓ.
**उद्ग्राहिणी** સ્ત્રી० પાશ, પાસલો.
**उद्ग्राहित** ત્રિ० સ્થાપેલ, મૂકેલ, બહાર કાઢેલ, ગ્રહણ કરાવેલ, ખાત્રી કરાવેલ, વિશ્વાસ પમાડેલ.
**उद्ग्राहिन्** ત્રિ० ગ્રહણ કરનાર, ઉંચે લઇ જઇને આપનાર.
**उद्घ** પુ० હસ્તપુટ, અગ્નિ, શરીરમાંનો વાયુ, પ્રશંસા, પ્રશંસાપાત્ર.
**उद्घट्टन** ન० ઉદ્ઘર્ષણપૂર્વક ચલાવવું–હલાવવું.
**उद्घट्टना** સ્ત્રી० ઉપરના અર્થ.

**उद्घन** पु० લાકડા ઉપર લાકડું મૂકી કપાય છે તેમાં નીચેનું લાકડું.

**उद्घर्षण** पु० ઘસવું, ખંજોરવું, ખણવું.

**उद्घर्षण** न० ઉપરના અર્થ.

**उद्घस** न० માંસ.

**उद्घाट्ट** पु० પોલીસ ચોકીનું મકાન, ચોકીદાર.

**उद्घाटक** पु० न० કુવામાંથી પાણી ખેંચવાનું યંત્ર.

**उद्घाटक** त्रि० ઉઘાડનાર.

**उद्घाटन** न० ઉઘાડવું, ઉઘાડવાનું સાધન–કુંચી.

**उद्घाटित** त्रि० ઉઘાડેલ, ખુલ્લું કરેલ.

**उद्घाटितज्ञ** त्रि० વિદ્વાન, પંડિત, જ્ઞાની.

**उद्घाटिनी** स्त्री० કુંચી.

**उद्घात** पु० ઠોકર ખાવી, પ્રતિઘાત, આરંભ, ઉંચું, મુદ્દગર, ઉપોદ્ઘાત.

**उद्घातिन्** त्रि० જેમાં ઠોકર લાગે તેવી જમીન વગેરે.

**उद्घुषित** त्रि० શબ્દ કરેલ, બાંધેલ.

**उद्घुषित** न० પ્રકટ કરેલા અભિપ્રાયવાળું વાક્ય.

**उद्घोष** पु० ઉંચે શબ્દ કરવો, મોટો અવાજ કરવો.

**उद्झ्** तु० प० स० सेट् ત્યાગ કરવો, તજવું.

**उद्दंश** पु० જૂ, એક જાતનો કીડો, માંકડ.

**उद्दण्ड** त्रि० પ્રચંડ, ઉગ્ર દંડવાળું.

**उद्दण्ड** पु० ઉન્નત દંડ.

**उद्दण्डपाल** पु० એક જાતનો મોટો સાપ, એક જાતનું માછલું.

**उद्दन्तुर** त्रि० ઉન્નત, ઉંચા દાંતવાળું, મોટા દાંતવાળું.

**उद्दात** न० બંધન, બાંધવું, લગ્ન, વડવાનલ, ઉદ્યમ.

**उद्दान** न० બંધન.

**उद्दान** पु० ઉદ્યમ, ચૂલો, વાડવાગ્નિ, મધ્ય, લાંબું.

**उद्दान्त** त्रि० અત્યંત દમેલ, વશ રાખેલ.

**उद्दाम** त्रि० બંધનરહિત, સ્વતંત્ર, અતિ ઉગ્ર, ગંભીર.

**उद्दाम** पु० વરુણ દેવ, એક દંડક છંદ.

**उद्दाल** पु० એક જાતનું ઝાડ, જંગલી કોદ્રી.

**उद्दालक** पु० જંગલી કોદરી, તે નામનો એક ઋષિ.

**उद्दालकपुष्पभञ्जिका** स्त्री० એક રમત.

**उद्दालकव्रत** न० તે નામનું એક વ્રત.

**उद्दालकायन** पु० ઉદ્દાલકનો ગોત્રાપત્ય એક ઋષિ–શ્વેતકેતુ.

**उद्दालवत्** पु० ઉદ્દાલક ઋષિ.

**उद्दास** पु० અત્યંત પીડવું, દુઃખ દેવું.

**उद्दासवत्** त्रि० અત્યંત પીડાવાળું.

**उद्दासिन्** त्रि० અત્યંત પીડાવાળું.

**उद्दित** त्रि० બંધાયેલ, બાંધેલ.

**उद्दिष्ट** त्रि० ઉપદેશેલ, ઈચ્છેલ, બતાવેલ.

**उद्दिष्ट** न० છંદઃશાસ્ત્રમાં અમુક છંદનો પ્રસ્તાર જાણવા માટેનો એક ઉપાય.

**उद्दीपक** त्रि० પ્રકાશક, દીપાવનાર, પ્રકટ કરનાર, ઉત્તેજિત કરનાર.

**उद्दीपन** न० પ્રકાશમાં લાવવું, ઉત્તેજન.

**उद्दीप्त** त्रि० પ્રકાશવાળું, પ્રદીપ્ત, તેજસ્વી.

**उद्दीप्र** पु० ગુગળ.

**उद्दीप्र** त्रि० વાણીથી ઉદ્દીપ્ત થએલ.

**उद्दृप्त** त्रि० ઉદ્ધત, ગર્વિષ્ઠ.

**उद्देश** पु० દાખલો, દૃષ્ટાન્ત, સ્થાન, અનુસંધાન, મતલબ, શોધવું, ખોળવું, અભિલાષ, ઉપદેશ, સંક્ષેપ, ઉત્કૃષ્ટ દેશ.

**उद्देशक** त्रि० પૂજા વગેરેને માટે દેવાલયમાં વાવેલું ઝાડ વગેરે.

**उद्देशक** पु० ઉપદેશ આપનાર, ઉદાહરણનું વાક્ય, પ્રશ્ન કરનાર, પૂછનાર.

**उद्देशतस्** अव्य० સંક્ષેપમાં, ટુંકામાં.

**उद्देश्य** त्रि० અનુસંધાન કરવા યોગ્ય, અનુવાદ કરવા યોગ્ય.

**उद्देश्यासिद्धि** स्त्री० અનુમાનનો એક દોષ.

**उद्देहिका** स्त्री० એક જાતનો કીડો.

**उद्योत** पु० વિશેષ પ્રકાશ, કિરણાવલી ગ્રંથનું તે નામનું વ્યાખ્યાન, કાવ્યપ્રદીપ ગ્રંથનું તે નામનું વ્યાખ્યાન, મહાભાષ્યપ્રદીપનું તે નામનું વ્યાખ્યાન

**उद्योत** त्रि० વિશેષે કરી પ્રકાશક.

**उद्द्राव** पु० પલાયન, નાસી જવું.

**उद्द्राव** त्रि० ઉત્કૃષ્ટ ગતિવાળું.

**उद्द्रुत** त्रि० નાસી ગયેલ.

**उद्धत** पु० રાજાનો મલ્લ.

**उद्धत** त्रि० ઉદ્ધત, અવિનયી, વાક્ય વગેરેમાં ચંચળ, બડાઇખોર, ઉંચે ગયેલ, ઉછળેલ.

**उद्धतत्व** न० ઉદ્ધતાઇ, ચંચળતા.

**उद्धतमनस्क** त्रि० ઉદ્ધત મનવાળું.

**उद्धतमनस्कत्व** न० અભિમાન, ગર્વ.

**उद्धता** स्त्री० ઉદ્ધત સ્ત્રી, વિનયરહિત સ્ત્રી, ચંચળ સ્ત્રી.

**उद्धति** स्त्री० ઉંચે ગતિ, ઉન્નતિ, ચઢતી.

**उद्धम** त्रि० જેણે શબ્દ કર્યો હોય તે, ધમનાર.

**उद्धमचूडा** स्त्री० જેમાં 'હે ચૂડા તું ધમ' એમ કહેવામાં આવે તે ક્રિયા.

**उद्धय** त्रि० ઉંચું કરીને પીનાર.

**उद्धरण** न० મૂકવું, છોડવું, ઓકવું, બહાર કાઢવું, કરજ અદા કરવું, મૂળમાંથી ઉખેડી નાંખવું, ઉતારવું, ઉઠાડવું, ઉપાડીને લઈ જવું, પીરસવું.

**उद्धरण** न० ઓકેલ બહાર કાઢેલ અન્ન વગેરે.

**उद्धरणीय** त्रि० મૂળમાંથી ઉખેડી નાંખવા યોગ્ય, ઉઠાડવા યોગ્ય, બહાર કાઢવા યોગ્ય, ઉતારવા યોગ્ય, લઈ જવા યોગ્ય.

**उद्धर्तव्य** त्रि० ઉપરના અર્થ.

**उद्धरावसृजा** स्त्री० જેમાં 'તું ઉંચે લઇને મૂકી દે' એમ કહેવામાં આવે તે ક્રિયા.

**उद्धर्तृ** त्रि० ઉદ્ધાર કરનાર, મૂળમાંથી ઉખેડી નાખનાર, તારનાર

**उद्धर्ष** पु० ઘણોજ હર્ષ, અત્યંત આનંદ.

**उद्धर्ष** त्रि० જેને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો હોય તે.

**उद्धर्षण** न० હર્ષયુક્ત કરવું, અતિ ઉત્સાહ પમાડવો.

**उद्धर्षिन्** त्रि० અત્યંત હર્ષકારક.

**उद्धर्षिणी** स्त्री० વસંતતિલકા છંદ.

**उद्धव** पु० યજ્ઞનો અગ્નિ, ઉત્સવ, કૃષ્ણનો સ્નેહી તે નામનો એક યાદવ.

**उद्धवदूत** न० તે નામનું એક કાવ્ય.

**उद्धवसन्देश** पु० તે નામનું એક કાવ્ય.

**उद्धस्त** त्रि० ઉંચા કરેલા હાથવાળું.

**उद्धान** न० ચૂલો, સગડી.

**उद्धान** त्रि० ઓકેલ, બહાર કાઢેલ, ઉંચે ગયેલ.

**उद्धान्त** पु० મદ વગરનો હાથી.

**उद्धान्त** त्रि० ઓકેલ, બહાર કાઢેલ.

**उद्धार** पु० મુક્તિ, કરજ અદા કરવું, ઉદ્ધાર કરવો, ત્યાગ કરવો, ઉત્કર્ષ, ઉંચે ધારણ કરવું.

**उद्धार** न० ચુલો.

**उद्धारक** त्रि० ઉદ્ધાર કરનાર, ઉખેડી નાખનાર, તારનાર.

**उद्धारण** न० ઉઠાડવું, ઉદ્ધાર કરવો, ઉંચે ધારણ કરવું.

**उद्धारा** स्त्री० ગળો.

**उद्धि** त्रि० ઉંચે ધારણ કરનાર.

**उद्धुर** त्रि० ઝુંસરી વગરનું, ભાર વગરનું, દઢ, મજબૂત, ઉંચું.

**उद्धूत** त्रि० કંપેલ, હાલેલ, ધ્રૂજેલ, ઉડેલ.

**उद्धूनन** न० કંપાવવું, હલાવવું. ઉંચે ફેંકવું.

**उद्धूपन** न० અમુક દ્રવ્યથી ઉંચે તપાવવું, ઉંચે તપાવામાં સાધનરૂપ કોઈ દ્રવ્ય.

**उद्धूलन** न० ધૂળની પેઠે મર્દન કરવું, રસોઇમાં ઉપયોગી મસાલા.

**उद्धूषण** न० રોમાંચ,રૂવાં ખડાં થઈ જવાં તે.

**उद्धृत** त्रि० ઉંચે ફેંકેલ, ઉંચે ધારણ કરેલ, ભોગવીને છોડી દીધેલ, જૂદું કરેલ, ઉખેડી નાખેલ, ઉદ્ધાર કરેલ.

**उद्धृतपाणि** त्रि० ઉત્તરીય વસ્ત્રમાંથી બહાર કાઢેલા હાથવાળું.

**उद्धृति** स्त्री० ઉંચે ફેંકવું, ઉંચે ધારણ કરવું, બહાર કાઢવું, ઉદ્ધાર કરવો.

**उद्ध्मान** न० ચૂલો.

**उद्धय** पु० તે નામનો એક નદ,

**उद्बन्धक** पु० એક જાતનો વર્ણસંકર.

**उद्बन्ध** पु० ઉંચે બાંધવું, ગળે ફાંસો ખાવો, ફાંસીએ ચઢાવવું.

**उद्बन्धन** न० ઉપરના અર્થ.

**उद्बाहु** त्रि० ઉંચા કરેલા હાથવાળું.

**उद्बुद्ध** त्रि० વિકસેલ, પ્રફુલ્લ થયેલ, બોધ પામેલ, જાગ્રત થયેલ.

**उद्बुद्ध** पु० ન્યાય વગેરેના મતે જાણેલી વસ્તુના સંબંધીના જ્ઞાન વગેરેથી જેનું ઉદ્દીપન કરવામાં આવ્યુ છે તે એક સંસ્કાર.

**उद्बोध** पु० લેશ બોધ, ન્યાયાદિમતે સ્મૃતિ ઉત્પન્ન કરવા માટે સંસ્કારનું ઉદ્દીપન.

**उद्बोधक** त्रि० ઉદ્દીપન કરનાર, બોધ આપનાર, જાગ્રત કરનાર.

**उद्बोधक** पु० સૂર્ય.

**उद्भट** पु० અનાજ ઝાટકવાનું સુપડું, કાચબો, શ્રેષ્ઠ આશય, મહાશય, શ્રેષ્ઠ, ગ્રંથની બહારનો લોકપ્રસિદ્ધ જેનો વક્તા જણાયો નથી તેવો શ્લોક.

**उद्भट** त्रि० મોટી ઇચ્છાવાળું, ઉદાર, શ્રેષ્ઠ, વૃદ્ધિ પામેલ, મહાશય, મોટા મનનું, મહાત્મા.

**उद्भव** पु० ઉત્પત્તિ, વિષ્ણુ, ઉત્પાદક.

**उद्भावन** न० કલ્પના, ઉત્પન્ન કરવું, તર્ક કરવો, માનવું, ચિંતન.

**उद्भावित** त्रि० માનેલ, કલ્પેલ, ચિંતવેલ.

**उद्भास** पु० ઉત્કૃષ્ટ કાંતિ-પ્રકાશ, શોભા.

**उद्भासवत्** त्रि० પ્રકાશમાન, કાંતિમાન.

**उद्भासित** त्रि० દીપેલ, પ્રકાશેલ.

**उद्भासिन्** त्रि० ઉપરના અર્થ.

**उद्भासिनी** स्त्री० પ્રકાશતી, શોભતી, દીપતી સ્ત્રી.

**उद्भिज्ज** पु० પૃથ્વીને ફાડીને પેદા થનાર વૃક્ષ-લતા વગેરે.

**उद्भिद्** पु० તે નામનો એક યજ્ઞ, વૃક્ષ-ઘાસ-લતા વગેરે પાંચ પ્રકારનાં સ્થાવર.

**उद्भिद** पु० વૃક્ષ વગેરે પાંચ પ્રકારનાં સ્થાવર.

**उद्भिद** त्रि० ઉદ્ભેદક, ભેદનાર, ફાડનાર.

**उद्भिन्न** त्रि० ઉત્પન્ન થયેલ, પ્રકટ થયેલ, ફાડી નાખેલ, ચીરી નાખેલ.

**उद्भूत** त्रि० ઉત્પન્ન થયેલ, ન્યાયમતે પ્રત્યક્ષયોગ્ય.

**उद्भूतरूप** त्रि० નેત્રના વિષયરૂપ.

**उद्भूति** स्त्री० ઉત્પત્તિ, ઉત્તમ વિભૂતિ, ઉંચાઇ, આબાદી.

**उद्भेद** पु० રોમાંચ, રૂવાં ઉભાં થઈ જવાં તે, ભેદીને-ફાડીને ઉત્પત્તિ, પ્રકાશ, મેલાપ-સંગમ-સમાગમ.

**उद्भेदन** न० ઉપરના અર્થ.

**उद्भ्रम** पु० ઉદ્વેગ, ચોતરફ ભમવું, ભ્રાંતિ.

**उद्भ्रमण** न० ઉપરના અર્થ.

**उद्भ्रान्त** न० ભમાવવું તે, હાથ ઉંચા કરી તરવાર ફેરવી તે.

**उद्भ्रान्त** त्रि० ભ્રાંતિવાળું, ઉંચે ભમાવનાર, ફેરવનાર, ઉંચે ભમાવેલ-ભમેલ.

**उद्य** त्रि० કહેવા યોગ્ય, કથન, ઉદય પામતું.

**उद्यत्** त्रि० ઉંચે જતું, ઉગામતું, ઉગતું.

**उद्यत** त्रि० ઉદ્યમવાળું, જેણે ઉદ્યમ કર્યો હોય તે, તૈયાર થયેલ, ઉગામેલ.

**उद्यत** न० ઉદ્યમ, ઉદ્યોગ.
**उद्यत** पु० ગ્રંથનો પરિચ્છેદ.
**उद्यति** स्त्री० ઉદ્યમ, ઉદ્યોગ.
**उद्यती** स्त्री० વૈદિક એક સ્તુતિપ્રકાર.
**उद्यम** पु० પ્રયાસ, પ્રયત્ન, ઉદ્યમ, ઉદ્યોગ, ઉંચુ કરવું, ઉગામવું.
**उद्यमन** न० ઉંચું ફેંકવું, ઉંચું કરવું, ઉગામવું.
**उद्यमित** त्रि० ઉંચું કરેલ, ઉગામેલ.
**उद्यान** पु० न० બાગ, બગીચો, વાડી.
**उद्यानपाल** त्रि० માળી, બાગવાન, બગીચાનું રક્ષણ કરનાર.
**उद्यानपालक** त्रि० ઉપરના અર્થ.
**उद्यापन** पु० न० વ્રત વગેરેની સમાપ્તિ, વ્રતપ્રતિષ્ઠા, ઉજવવું, ઉજમણું.
**उद्याम** पु० ઉંચે બાંધવાનું સાધન, દોરડી વગેરે.
**उद्याव** पु० ઉપરથી મિશ્ર કરવું, મિશ્રણ.
**उद्यास** पु० ઉદ્યમ, ઉદ્યોગ, કોઇ એક દેવ.
**उद्युक्त** त्रि० ઉદ્યમી, તૈયાર, સજ્જ.
**उद्योग** पु० ઉદ્યમ, પ્રયત્ન, પ્રયાસ, મહાભારતનું ઉદ્યોગ પર્વ.
**उद्योगपर्वन्** न० મહાભારતનું ઉદ્યોગપર્વ.
**उद्योगिन्** त्रि० ઉદ્યમી, મહેનતુ, પ્રયત્ન કરનાર.
**उद्योजक** त्रि० પ્રવર્તક, પ્રેરક, યોજના કરનાર.
**उद्योत** पु० પ્રકાશ, તેજ.
**उद्र** पु० પાણીનો બીલાડો,
**उद्रङ्क** पु० ગગનચારી એક નગર, ગંધર્વ નગર.
**उद्रङ्ग** पु० ઉપરના અર્થ.
**उद्रथ** पु० રથનો ખીલો, તામ્રચૂડ પક્ષી.
**उद्रपारक** पु० એક જાતનો સર્પ.
**उद्रिक्त** त्रि० અતિશય, અધિક, ઘણું, સ્ફુટ, પ્રકટ.
**उद्रेक** पु० બુદ્ધિ, અતિશય, વધારો, ઉપક્રમ, આરંભ.
**उद्रेका** स्त्री० એક જાતનો લીંબડો.
**उद्वंशीय** न० સામવેદનો એક ભાગ.
**उद्वत्** त्रि० ઉત્કૃષ્ટ, ઉન્નત.
**उद्वत्सर** पु० પાંચ પ્રકારનાં વર્ષમાંનું વર્ષ.
**उद्वन्धन** न० ઉંચે બાંધવું.
**उद्वपन** न० દાન, ઉંચે તોળવું, જોખવું, ઉખેડી નાખવું.
**उद्वमन** न० ઓકવું, બહાર કાઢવું.
**उद्वयस** पु० ધાન્ય પકાવનાર વાયુ.
**उद्वयस्** त्रि० વૃદ્ધ, ઘરડું.
**उद्वर्त** पु० અતિશય અધિક, ચોળવું-અમુક કોઈ ચૂર્ણથી શરીર ઉપર રહેલ મેલ વગેરેને દૂર કરવો તે.
**उद्वर्त्तन** न० શરીરને સાફ કરનાર પદાર્થ, શરીરને સાફ કરનારા પદાર્થોથી શરીર સાફ કરવું તે, લેપવું, ઘસવું, ચોળવું, ઉંચે કૂદવું, લોટવું, આળોટવું.
**उद्वर्त्तनीय** त्रि० શરીરને સાફ કરવાનું દ્રવ્ય.
**उद्वर्द्धन** न० અંદર હસવું, વધારવું.
**उद्वर्द्धन** त्रि० વધારનાર.
**उद्वर्हण** न० મૂળમાંથી ઉખેડી નાખવું, ઉંચે ધારણ કરવું.
**उद्वर्हित** त्रि० મૂળમાંથી ઉખેડી નાખેલ, ઉંચે ખેંચેલ.
**उद्वह** पु० વિવાહ, પુત્ર, દીકરો.
**उद्वहन** न० વહેવું, ઉંચકવું, ધારણ કરવું ઉંચે લઇ જવું, વિવાહ.
**उद्वहा** स्त्री० કન્યા, પુત્રી.
**उद्वादन** न० ઉંચેથી જણાવવું, ઉંચેથી વગાડવું.
**उद्वान** पु० ઉલટી, બહાર કાઢવું, ઓકવું.
**उद्वान** त्रि० ઓકેલ, બહાર કાઢેલ.
**उद्वान्त** त्रि० ઉપરના અર્થ.

**उद्भ्रान्त** पु० मदरहित હાથી.

**उद्भ्राप** पु० મૂળમાંથી ઉખેડવું, ઉંચે ધારણ કરવું, મુંડન.

**उद्भ्राय** पु० શાંત થવું, ઠરી જવું, હોલાઇ જવું.

**उद्भ्राम्य** पु० પોતાનું સ્થાન છોડીને અસ્ત પામવું.

**उद्भ्रासन** न० મારવું, મારી નાખવું, છોડવું, રજા આપવી, એક સ્થાનથી બીજે સ્થાને લઇ જવું, એક સંસ્કાર.

**उद्भ्रासवत्** त्रि० પોતાનું સ્થાન છોડીને અસ્ત પામનાર.

**उद्भ्रासिन** त्रि० ઉપરનો અર્થ.

**उद्भ्रास्य** अव्य० છોડીને, તજીને, રજા આપીને, એક સ્થાનેથી બીજે સ્થાને લઇ જઇને

**उद्भ्रास्य** त्रि० ઉચું કરવા યોગ્ય, ઉંચે ધારણ કરવા યોગ્ય.

**उद्भ्राह** पु० વિવાહ, લગ્ન.

**उद्भ्राहन** न० વિવાહ કરવો, લગ્ન કરવા, ઉંચે લઇ જવું, ઉંચકી જવું, એક સ્થાનેથી બીજે સ્થાને લઇ જવું.

**उद्भ्राहन** न० ઉંચે ધારણ કરી રાખવાનું સાધન, વિવાહ, જેમાં બે વખત ખેડવું પડે તેવું ખેતર.

**उद्भ्राहनी** स्त्री० કોડી.

**उद्भ्राहिक** त्रि० વિવાહમાં સાધન મંત્ર વગેરે.

**उद्भ्राहित** त्रि० પરણેલ.

**उद्भ्राहिनी** स्त्री० દોરડી.

**उद्भ्राहु** त्रि० ઉંચા કરેલા હાથવાળું.

**उद्भ्राहुक** त्रि० ઉપરનો અર્થ.

**उद्विग्न** त्रि० ઉદ્વેગવાળું, કંટાળેલ, વ્યાકુળ મનવાળું, ખળભળી ઉઠેલ, ગભરાયેલ.

**उद्विबर्हण** न० ઉદ્ધાર કરવો.

**उद्वीक्षण** न० ઉંચે જોવું, નેત્ર, આંખ.

**उद्वीत** त्रि० વિશેષે કરી ઉંચે ગયેલ, ઓતરસથી ઉભરાયેલ.

**उद्वृत्त** त्रि० દુરાચારી, દુષ્ટ આચરણવાળું, ઉંચે ફેંકેલ, ભોગવીને છોડી દીધેલ, અધિક, ઘણું, ગભરાયેલ.

**उद्वेग** पु० વ્યાકુળ ચિત્તપણું, વિરહથી ઉત્પન્ન થનાર દુઃખનું ઉપર આવવું, કંટાળો, ભય, ત્રાસ.

**उद्वेग** न० એક જાતનું ફળ.

**उद्वेग** त्रि० વેગવાળું, વેગવગરનું, નિશ્ચળ.

**उद्वेजक** त्रि० ઉદ્વેગ પમાડનાર,

**उद्वेजन** न० उद्वेग શબ્દ જુઓ.

**उद्वेजनीय** त्रि० ઉદ્વેગ પમાડવા લાયક.

**उद्वेजित** त्रि० ઉદ્વેગ પામેલ, કંટાળેલ.

**उद्वेदि** त्रि० ઉંચી વેદિકાવાળું, ઉંચી ઓટલીવાળું.

**उद्वेप** पु० અત્યંત કંપ–ધ્રૂજારી.

**उद्वेप** त्रि० અત્યંત કંપેલ–ધ્રૂજેલ.

**उद्वेल** त्रि० વેળાને ઓળંગી ગયેલ, મર્યાદાને વટી ગયેલ.

**उद्वेष्टन** न० વીંટવું, હાથ–પગ બાંધવા, ભેટવું, આલિંગન.

**उद्वेष्टन** त्रि० જેનાં બંધન છૂટી ગયાં હોય તે, જેણે બંધન છોડી નાખ્યું હોય તે.

**उद्वोढृ** त्रि० પરણનાર.

**उधस्** न० ऊधस् જુઓ.

**उध्रस्** क्र्यादि० पर० अक० सेट् વીણવું.

**उध्रस्** चु० उभ० सक० सेट् વીણવું, ઉંચે ફેંકવું.

**उन्द्** रुधा० पर० सक० सेट् ભીંજવવું, પલાળવું.

**उन्दरु** पु० ઉંદર.

**उन्दुर** पु० ઉંદર.

**उन्दुरकर्णी** स्त्री० ઉંદરકાની નામની વનસ્પતિ.

**उन्दुरु** पु० ઉંદર.

**उन्दुरुकर्णी** स्त्री० उन्दुरकर्णी જુઓ.

**उन्दूर** પુ० ઉંદર.
**उन्दूरु** પુ० ઉંદર.
**उन्न** ત્રિ० ભીનું કરેલ, પલાળેલ, દયાળુ.
**उन्नत** ત્રિ० ઉંચું, મોટું.
**उन्नत** ન० દિવસનું માપ જાણવામાં સાધન રૂપ એક ઉપાય.
**उन्नतकाल** પુ० છાયા ઉપરથી વખત જાણવાનું સાધન એક ક્રિયા.
**उन्नतचेतस्** ત્રિ० મોટા મનવાળું.
**उन्नतता** સ્ત્રી० ઉંચાઇ, મોટાઇ.
**उन्नतत्व** ન० ઉંચાઇ, મોટાઇ.
**उन्नतनाभि** ત્રિ० ઉંચી નાભિવાળુ.
**उन्नता** સ્ત્રી० ઉંચાઇ, મોટાઇ, ઉંચી-મોટી સ્ત્રી.
**उन्नतानत** ન० ઉંચું નીચું સ્થાન વગેરે.
**उन्नति** સ્ત્રી० વૃદ્ધિ, ઉદય, ચઢતી.
**उन्नतीश** પુ० ગરૂડ.
**उन्नद्ध** ત્રિ० ઉંચે બાંધેલ, ઉત્કટ, ઉગ્ર.
**उन्नमन** ન० ઉન્નતિ, ઉંચું કરવું, સુશ્રુતમાં કહેલ, એક યંત્રકર્મ, ઉંચાઇ, ઉંચાપણું.
**उन्नमित** ત્રિ० ઉન્નત, ઉચું કરેલ.
**उन्नम्र** ત્રિ० ઉન્નત, ઉંચે નમેલ.
**उन्नय** પુ० ઉંચે લેવું, કુવા વગેરેમાંથી પાણી ખેંચવું.
**उन्नयन** ન० વિતર્ક, ઉંચે લેવું, એક જાતનું પાત્ર.
**उन्नयन** ત્રિ० ઉંચાં કરેલ નેત્રવાળું.
**उन्नस** ત્રિ० ઉંચી નાસિકાવાળું.
**उन्नाद** પુ० ઉંચો શબ્દ.
**उन्नाभ** પુ० સૂર્યવંશી તે નામનો એક રાજા.
**उन्नाभि** ત્રિ० ઉંચી નાભિવાળું, દુંટાળું.
**उन्नाभि** પુ० મોટો દુંટો.
**उन्नाय** પુ० ઉંચે લઇ જવું, વિતર્ક, ઉચ્ચય.
**उन्नायक** ત્રિ० ઉંચે લઈ જનાર, વિભાગ કરનાર.
**उन्नाह** પુ० ઉંચું કરીને બાંધવું.
**उन्नाह** ન० કાંજી.
**उन्निद्र** ત્રિ० વિકસેલ, પ્રફુલ્લ, નિદ્રારહિત, જાગૃત.
**उन्निद्रता** સ્ત્રી० નિદ્રારહિતપણું, વિકસ્વરપણું.
**उन्निद्रत्व** ન० ઉપરના અર્થ.
**उन्नीत** ત્રિ० ઉંચે લઇ જવાયેલ, વિતર્ક કરેલ.
**उन्नेतृ** ત્રિ० ઉંચે લઈ જનાર, કલ્પના કરનાર.
**उन्नेतृ** પુ० તે નામનો એક ઋત્વિજ.
**उन्नेत्र** ત્રિ० ઉન્નેતા ઋત્વિજસંબંધી.
**उन्नेय** ત્રિ० ઉંચે લઈ જવા યોગ્ય, કલ્પના કરવા યોગ્ય, તર્ક કરવા યોગ્ય.
**उन्भ्** તુદા० પ० સ० સેટ્ પૂર્ણ કરવું.
**उन्मज्जक** ત્રિ० જળ વગેરે ઉપર તરનાર.
**उन्मज्जक** પુ० કંઠ સુધી જળમાં રહી તપ કરનાર તાપસ.
**उन्मज्जन** ન० તરવું.
**उन्मण्डल** ન० દિવસ-રાત્રિના વધારા-ઘટાડાનું એક સાધન.
**उन्मण्डल** ત્રિ० ઉંચે મંડળવાળું.
**उन्मण्डलकर्ण** પુ० છાયા ઉપરથી દિવસ જાણવા માટે ઉંચે મંડળમાં રહેલ સૂર્યનું છાયાકર્ણ.
**उन्मण्डलनृ** પુ० ઉન્મડલશંકુ.
**उन्मण्डलशंकु** પુ० ઉપરનો અર્થ.
**उन्मत्त** પુ० ધંતુરો, મુચકુંદ વૃક્ષ.
**उन्मत्त** ત્રિ० ગાંડું, પાગલ, ગ્રહ કે ભૂતના વળગાડવાળું, ઉદ્ધત, અત્યંત મદોન્મત્ત.
**उन्मत्तक** પુ० એક જાતનો તાપસ.
**उन्मत्तक** ત્રિ० उन्मत्त ત્રિ० શબ્દ જુઓ.
**उन्मत्तगङ्ग** अव्य० તે નામનો એક દેશ.
**उन्मत्तगीत** ત્રિ० ગાંડા માણસે ગાયેલ, પાગલ માણસનો બકવાદ.
**उन्मत्तता** સ્ત્રી० ગાંડાઈ, ગાંડપણુ.
**उन्मत्तत्व** ન० ઉપરનો અર્થ.
**उन्मत्तप्रलपित** ત્રિ० ઉપરનો અર્થ.

**उन्मथन** न० મથી નાખવું, ચોળી નાખવું મર્દન કરવું, મારી નાખવું, સુશ્રુતપ્રસિદ્ધ એક યંત્રકર્મ.

**उन्मथन** त्रि० મથી નાખનાર, ચોળી નાખનાર, મારી નાખનાર.

**उन्मथित** त्रि० મથી નાખેલ, ચોળી નાખેલ, ઘસી નાખેલ.

**उन्मद** त्रि० મદવાળું, જેને મદ થયો હોય તે, મદ ઉત્પન્ન કરે તેવું.

**उन्मदन** त्रि० જેને કામ ઉત્પન્ન થયો હોય તે.

**उन्मदिष्णु** त्रि० ઉન્માદી સ્વભાવવાળુ, ગાંડુ,

**उन्मनस्** त्रि० ઉત્કંઠાવાળું, બીજે સ્થળે મનવાળું, ઉચ્ચકમનવાળું.

**उन्मनस्क** त्रि० ઉપરના અર્થ.

**उन्मनी** स्त्री० યોગીઓની એક અવસ્થા.

**उन्मन्थ** पु० વધ, નાશ, મારી નાખવું, મથી નાખવું, પીસી નાખવું.

**उन्मथन** न० ઉંચા દંડ વગેરેથી હલાવવું, વલોવવાનું સાધન–રવૈયો.

**उन्मर्द्दन** न० ચોળવું, ઘસવું, વાયુને વ્યવસ્થિત કરવા માટેનો સુશ્રુતપ્રસિદ્ધ એક વ્યાપાર, મર્દન કરવાનું સાધન.

**उन्मा** स्त्री० ઉંચુ માપ.

**उन्माथ** पु० માંસ મૂકીને સિંહ વગેરેને બાંધવા માટે મૂકેલું એક કૂટયંત્ર, ફાંસલો, હલાવીને ઉઠાડવું, મારી નાખવું.

**उन्माद** पु० એક જાતનો રોગ, ગાંડપણ, સાહિત્યપ્રસિદ્ધ એક વ્યભિચારી ભાવ.

**उन्माद** त्रि० ગાંડુ, પાગલ.

**उन्मादक** त्रि० ગાંડું બનાવી મૂકનાર ધંતુરો વગેરે.

**उन्मादन** पु० તે નામનું કામદેવનું એક બાણ.

**उन्मादन** त्रि० ગાંડું બનાવી મૂકનાર.

**उन्मादवत्** त्रि० ગાંડુ, પાગલ.

**उन्मादिन्** त्रि० उन्मत्त શબ્દ જુઓ.

**उन्मान** न० તોલાં, કાટલાં, ઉંચું પ્રમાણ, માપવું, જોખવું.

**उन्मान** पु० દ્રોણ જેટલું એક માપ.

**उन्मार्ग** त्रि० માર્ગને ઓળંગનાર, અવળે માર્ગે જનાર.

**उन्मार्ग** पु० વિરુદ્ધ માર્ગ, અવળો માર્ગ.

**उन्मिति** त्रि० ઉંચા પ્રમાણવાળું.

**उन्मिष** त्रि० વિકસ્વર, પ્રફુલ્લ, કંઈક પ્રકાશવાળું.

**उन्मिषित** त्रि० વિકસેલ. ખીલેલ, પ્રફુલ્લ થયેલ, કંઈક પ્રકાશેલ.

**उन्मील** पु० વિકાસ, આંખ ઉઘાડવી.

**उन्मीलन** न० ઉપરના અર્થ.

**उन्मीलित** त्रि० વિકસેલ, પ્રકાશેલ, ઉઘાડેલ, ઉઘડેલ નેત્ર વગેરે.

**उन्मुक्त** त्रि० બંધનરહિત, મુક્ત, છૂટું.

**उन्मुख** त्रि० ઉંચા મુખવાળું, ઉદ્યોગી, તૈયાર, તત્પર.

**उन्मुद्र** त्रि० ઉઘડેલ, વિકસેલ, પ્રફુલ્લ.

**उन्मूल्** નામધાતુ મૂળમાંથી ઉખેડી નાંખવું.

**उन्मूलन** न० ઉપરનો અર્થ.

**उन्मूलित** त्रि० મૂળમાંથી ઉખેડી નાખેલ.

**उन्मृजावमृजा** स्त्री० જેમાં ' તું સાફ કર વાળી નાખ ' એમ કહેવામાં આવે તે ક્રિયા.

**उन्मृश्य** त्रि० હાથ ઉંચો કરીને સ્પર્શ કરવા યોગ્ય, ઉપરથી અડકવા યોગ્ય.

**उन्मृश्य** अव्य० ઉપરથી સ્પર્શ કરીને. હાથ ઉંચો કરી અડકીને.

**उन्मेय** त्रि० માપવા યોગ્ય, જોખવા યોગ્ય, તોળવા યોગ્ય.

**उन्मेष** पु० નેત્ર વગેરેનું ઉઘાડવું, કંઇક પ્રકાશ.

**उन्मेषण** न० ઉપરનો અર્થ.

**उन्मोचन** न० છોડવું, છોડી મૂકવું, બંધનથી છૂટા કરવું.

**उप** અવ્ય૦ અધિકના અર્થમાં, હીનમાં, પાસે, સમીપ, સામીપ્ય, સમાનતામાં, હયાત ગુણના સ્થાપનમાં, વ્યાપ્તિમાં, પૂજામાં, શક્તિમાં, આરંભમાં, દાનમાં, દોષ કહેવામાં, અધ્યયનમાં, અંત–છેડો એવા અર્થમાં અને નિદર્શન એવા અર્થમાં.

**उपक** પુ૦ તે નામનો એક ઋષિ.

**उपकण्ठ** ત્રિ૦ પાસે, નજદીક, કંઠની પાસે, ગામ વગેરેની પાસે.

**उपकण्ठ** ન૦ ઘોડાઓની એક પ્રકારની ગતિ.

**उपकण्ठ** અવ્ય૦ કંઠનું સમીપપણુ.

**उपकनिष्ठिका** સ્ત્રી૦ ટચલી આંગળીની પાસેની આંગળી.

**उपकन्या** સ્ત્રી૦ કન્યાની સખી વગેરે.

**उपकरण** ન૦ ઉપકરણ, હરકોઇ મુખ્ય કામનું સાધન, રાચરચીલું, રાજા વગેરેનાં છત્ર–ચામર વગેરે.

**उपकरण** ત્રિ૦ ઇન્દ્રિયોને અનુસરનાર.

**उपकरण** અવ્ય૦ ઇન્દ્રિયોમાં, ઇન્દ્રિયોનું સમીપપણું.

**उपकर्ण** અવ્ય૦ કાનમાં, કાનનું સમીપપણું.

**उपकर्तृ** ત્રિ૦ ઉપકાર કરનાર, અનુકૂલતા કરનાર,

**उपकलाप** અવ્ય૦ સમુદાયમાં, સમુદાયનું સમીપપણું, મોર વગેરેના પીછામાં, મોર વગેરેના પીછાનું સમીપપણું.

**उपकल्प** ત્રિ૦ આચારને પ્રાપ્ત થયેલ.

**उपकल्पन** ન૦ સંપાદન, પ્રાપ્ત કરવું તે, આયોજન, જોડવું તે.

**उपकल्पना** સ્ત્રી૦ ઉપરના અર્થ.

**उपकादि** પુ૦ પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**उपकार** પુ૦ ઉપકાર.

**उपकारक** ત્રિ૦ ઉપકાર કરનાર, હરકોઈ કારણ.

**उपकारिका** સ્ત્રી૦ રાજમહેલ, કપડાનું ઘર–તંબુ.

**उपकारिन्** ત્રિ૦ ઉપકાર કરનાર.

**उपकारी** સ્ત્રી૦ उपकारिका જુઓ.

**उपकार्य्य** ત્રિ૦ ઉપકાર કરવા યોગ્ય, ઉપચારથી વ્યાપ્ત.

**उपकार्य्या** સ્ત્રી૦ રાજમહેલ, રાજાને રહેવા માટે બાંધેલો તંબુ–રાવટી.

**उपकिरण** ન૦ વ્યાપ્તિ, ફેલાવું, ચોતરફ નાખવું, વેરવું.

**उपकिरण** અવ્ય૦ કિરણનું સમીપપણું, કિરણમાં.

**उपकीचक** પુ૦ વિરાટ રાજાના સાળા કીચકના નાના ભાઇઓનું એક સૈન્ય.

**उपकुञ्चि** સ્ત્રી૦ કાળી જીરી.

**उपकुञ्चिका** સ્ત્રી૦ ઝીણી એલચી, કાળીજીરી, મોરથુથુ.

**उपकुम्भ** અવ્ય૦ ઘડાની પાસે.

**उपकुर्वाण** પુ૦ બ્રહ્મચારી.

**उपकुर्वाण** ત્રિ૦ ઉપકાર કરનાર, ઉપકાર કરવાના સ્વભાવવાળું.

**उपकुल्य** ત્રિ૦ નાના પ્રવાહની પાસે ગયેલ–રહેલ.

**उपकुल्य** અવ્ય૦ નાના પ્રવાહની પાસે.

**उपकुल्या** સ્ત્રી૦ પીપર.

**उपकुश** પુ૦ મોઢાનો એક રોગ.

**उपकुश** ત્રિ૦ દર્ભની પાસે ગયેલ–રહેલ.

**उपकुश** અવ્ય૦ દર્ભની પાસે, દર્ભમાં.

**उपकूप** ત્રિ૦ કુવાની પાસેનો પ્રદેશ વગેરે.

**उपकूप** અવ્ય૦ કુવાની પાસે, કુવામા

**उपकूपजलाशय** પુ૦ કુવાની પાસેનું જલાશય–હવાડો.

**उपकूल** ત્રિ૦ કાંઠે ગયેલ–રહેલ.

**उपकूल** અવ્ય૦ કાંઠાની પાસે, કાંઠા ઉપર.

**उपकृत** ત્રિ૦ જેના ઉપર ઉપકાર કર્યો હોય તે.

**उपकृत** न० ઉપકાર.
**उपकृतिन** त्रि० ઉપકાર કરનાર.
**उपकृष्ण** त्रि० કૃષ્ણની પાસે ગયેલ–રહેલ.
**उपकृष्ण** अव्य० કૃષ્ણની પાસે, કૃષ્ણમાં.
**उपक्लृप्त** त्रि० નિયત, મૂકેલ, સ્થાપેલ ઉપભોગ કરવા માટે સમર્થ.
**उपकोसल** पु० તે નામનો એક ઋષિ.
**उपक्रन्तृ** त्रि० આરંભ કરનાર.
**उपक्रम** पु० ઉપાયના જ્ઞાનપૂર્વક આરંભ, પ્રથમ આરંભ, સામ–દાન વગેરે ઉપાય, આરંભ કરાતું, ચિકિત્સા.
**उपक्रमण** न० આરંભ, આરંભનું સાધન, કોઇ ગ્રંથની ભૂમિકા.
**उपक्रमणिका** स्त्री० ગ્રંથમાંના વિષયોનો ગ્રંથના આરંભમાં પ્રથમ નિર્દેશ.
**उपक्रमणीय** त्रि० આરંભ કરવા યોગ્ય, ચિકિત્સાના અંગરૂપ એવું એક લક્ષણ, ચિકિત્સાનો કેવી રીતે આરંભ કરવો તે જણાવનારો એક ગ્રંથ.
**उपक्रान्त** त्रि० આરંભેલ, વિસ્તૃત.
**उपक्रिया** स्त्री० ઉપકાર.
**उपक्रोश** पु० નિન્દા.
**उपक्रोश** त्रि० લગભગ એક કોસ ગયેલ.
**उपक्रोश** अव्य० એક કોસની પાસે.
**उपक्रोशन** न० નિંદા.
**उपक्रोष्टृ** त्रि० નિંદા કરનાર.
**उपक्रोष्टृ** पु० ગધેડો.
**उपक्लेश** पु० મદ, અભિમાન, ગર્વ વગેરે.
**उपक्वण** पु० વીણાનો શબ્દ.
**उपक्वाण** पु० ઉપરનો અર્થ.
**उपक्षय** पु० નાશ, હાનિ, ક્ષીણતા.
**उपक्षय** त्रि० ક્ષય પામેલ, ક્ષીણ થયેલ, નાશ પામેલ.
**उपक्षय** अव्य० ક્ષયની પાસે, રહેઠાણની પાસે.
**उपक्षित्** त्रि० સમીપમાં રહેનાર.
**उपक्षीण** त्रि० ક્ષીણ થયેલ, પોતાનું કામ કરવામાં અસમર્થ થયેલ, હાનિ પામેલ.
**उपक्षेप** पु० આક્ષેપ, તિરસ્કાર, સમીપ, પાસે, થાપણ.
**उपक्षेपण** न० શૂદ્રના અન્નને બ્રાહ્મણને ઘેર રાંધવા આપવું તે, સોંપવું, થાપણ મૂકવી.
**उपक्षेपणधर्म** पु० ઉપરના અર્થ.
**उपखात** त्रि० ખાત–ખાઇ–ખાડીને અનુસરેલ–ખાતની પાસેનું.
**उपखात** अव्य० ખાત–ખાઇ–ખાડીની પાસે–માં.
**उपग** त्रि० પાસે જનાર, અનુસરનાર, પાસે રહેનાર.
**उपगण** त्रि० સમુદાયને પ્રાપ્ત થયેલ.
**उपगत** त्रि० સ્વીકારેલ, પાસે ગયેલ, પાસે રહેલ, જાણેલ, પ્રાપ્ત કરેલ, પ્રાપ્ત થયેલ.
**उपगत** न० પ્રાપ્તિ, પહોંચ, રસીદ, સ્વીકાર.
**उपगति** स्त्री० પ્રાપ્તિ, પહોંચ, રસીદ, સ્વીકાર.
**उपगत्य** अव्य० પાસે જઇને.
**उपगन्तृ** त्रि० પ્રાપ્ત કરનાર, સમીપ જનાર, સ્વીકારનાર, જાણનાર.
**उपगम** पु० સમીપ જવું, પાસે જવું, સ્વીકાર, જ્ઞાન.
**उपगमन** न० ઉપરના અર્થ.
**उपगम्य** अव्य० પાસે જઇને, સમીપ જઇને.
**उपगम्य** त्रि० પાસે જવા યોગ્ય, સમીપ જવા યોગ્ય.
**उपगहन** पु० તે નામનો એક ઋષિ.
**उपगा** पु० યજ્ઞમાં ગાન કરનાર એક ઋત્વિજ.
**उपगा** स्त्री० ગાન.
**उपगातृ** पु० યજ્ઞમાં ઉદ્ગાતાની પાસે ગાન કરનાર એક ઋત્વિજ.
**उपगातृ** त्रि० સમીપમાં ગાન કરનાર.
**उपगामिन्** त्रि० સમીપ જનાર, સ્વીકારનાર, જાણનાર.

**उपगिर** અવ્ય૦ પર્વતની પાસે, પર્વત ઉપર.
**उपगिर** પુ૦ પર્વતની પાસેનો ઉત્તરદિશામાં કોઇ એક દેશ.
**उपगिरि** અવ્ય૦ उपगिर શબ્દ જુઓ.
**उपगीति** સ્ત્રી૦ તે નામનું માત્રાવૃત્ત છંદ.
**उपगु** ત્રિ૦ કિરણ અથવા ગાય વગેરેને જેણે પ્રાપ્ત કરેલ હોય તે, ગોવાળ વગેરે.
**उपगु** અવ્ય૦ ગાયની પાસે.
**उपगुध** ત્રિ૦ સમીપમાં રહી રોકનાર, ગોંધી રાખનાર.
**उपगुरु** પુ૦ ગુરૂની પેઠે ઉપદેશ વગેરે કરનાર.
**उपगुरु** અવ્ય૦ ગુરૂની પાસે; ગુરૂમાં-વિષે.
**उपगूढ** ન૦ આલિંગન, ભેટવું તે.
**उपगूढ** ત્રિ૦ આલિંગન કરેલ, ભેટેલ.
**उपगूढक** ત્રિ૦ આલિંગનની પાસેનો પ્રદેશ વગેરે.
**उपगूहन** ન૦ આલિંગન, ભેટવું તે.
**उपगोह्य** ત્રિ૦ આલિંગન કરવા યોગ્ય, ભેટવા યોગ્ય, ગ્રહણ કરવા યોગ્ય.
**उपगोह्य** ન૦ આલિંગન કરવું, ભેટવું.
**उपगौर** ત્રિ૦ ગૌર વર્ણને પ્રાપ્ત થયેલ.
**उपग्रह** પુ૦ કેદ પકડવું, બંધીખાને નાંખવું, ઉપયોગ, અનુકૂલતા, ગ્રહણ, સ્વીકાર, રાહુ-કેતુ વગેરે.
**उपग्रह** ત્રિ૦ કેદ પકડાયેલ કેદી વગેરે.
**उपग्रहण** ન૦ પાસે રહીને ગ્રહણ, સ્વીકાર.
**उपग्राह** પુ૦ ધરવું, મૂકવું, ભેટ ધરવી. ઉપહાર, ભેટ.
**उपग्राह** ત્રિ૦ ભેટ તરીકે આપવા યોગ્ય.
**उपग्राह्य** ત્રિ૦ સમીપમાં ગ્રહણ કરાવવાને રાખવા યોગ્ય.
**उपग्राह्य** ન૦ ઉપહાર-ભેટ.
**उपघात** પુ૦ નાશ પમાડવું, કર્મ માટે અયોગ્યતા સંપાદન કરવી, અપકાર, ઇન્દ્રિયોનું પોતપોતાના કાર્ય કરવામાં અસમર્થપણું, રોગ, પાપનો સમૂહ, એક જાતનો હોમ.
**उपघातक** ત્રિ૦ નાશ કરનાર, પીડા કરનાર.
**उपघातिन** ત્રિ૦ ઉપરના અર્થ.
**उपघ्न** પુ૦ પાસેનો આશ્રય.
**उपच** ત્રિ૦ પાછળથી ઉત્પન્ન થયેલ, પાસે થયેલ.
**उपचक्र** પુ૦ ચક્રવાકના જેવું એક પક્ષી.
**उपचक्र** અવ્ય૦ પૈડાંની પાસે, પૈડાં ઉપર.
**उपचक्षुस्** ન૦ ઉપનેત્ર-ચશ્માં.
**उपचतुर** ત્રિ૦ ચારની સંખ્યાની પાસે રહેનાર.
**उपचतुर** અવ્ય૦ ચારની પાસે, ચતુર કે ડાહ્યા માણસની પાસે.
**उपचय** પુ૦ વૃદ્ધિ, ચઢતી, ઉન્નતિ, જ્યોતિષપ્રસિદ્ધ લગ્નસ્થાનથી છઠું વગેરે સ્થાન.
**उपचरित** ત્રિ૦ ઉપાસેલ, સેવેલ, ઉપચારથી જાણેલ, લક્ષણાથી જાણેલ.
**उपचर्म** અવ્ય૦ ચામડાની પાસે, ચામડામાં.
**उपचर्मन** ત્રિ૦ ચામડાને પ્રાપ્ત થયેલ, ચામડાની પાસે રહેલ.
**उपचर्य्य** ત્રિ૦ સેવવા યોગ્ય, ચિકિત્સા કરવા યોગ્ય.
**उपचर्य्य** ન૦ સેવા, ચિકિત્સા.
**उपचर्या** સ્ત્રી૦ ઉપરના અર્થ.
**उपचाकु** ત્રિ૦ સામે ઘા કરનાર-મારનાર, પ્રસન્ન થયેલ.
**उपचायिन्** ત્રિ૦ વૃદ્ધિકારક.
**उपचाय्य** પુ૦ યજ્ઞમાં ઇંટો વગેરેથી બનાવેલું અગ્નિ ધારણ માટેનું એક સ્થળ.
**उपचार** પુ૦ ચિકિત્સા, સેવા, વ્યવહાર, લાંચ, ખોટું ખોટું પણ મીઠું બોલી સંતોષ ઉપજાવવો તે, ધર્માચરણ, પૂજાનું સાધન દ્રવ્ય.
**उपचारछल** ન૦ વાદીએ કહેલા વાક્યને તેના તાત્પર્યથી જૂદા અર્થમાં કલ્પીને ખોટો ઉત્તર આપવારૂપ એક દૂષણ.

**उपचार्य्य** ત્રિ० સેવા કરવા યોગ્ય, ચિકિત્સા કરવા યોગ્ય.

**उपचार्य्य** ન० સેવા, ચિકિત્સા.

**उपचित्** ત્રિ० શરીરમાં સોજો વગેરે આવે છે તે.

**उपचित** ત્રિ० સમૃદ્ધ, લેપેલ, ખરડેલ, સાવધ થયેલ, એકઠું કરેલ.

**उपचिति** સ્ત્રી० વૃદ્ધિ, સમૃદ્ધિ, ઉન્નતિ, ચઢતી.

**उपचित्र** ન० તે નામનો એક છંદ.

**उपचित्र** પુ० ધૃતરાષ્ટ્રનો એક પુત્ર.

**उपचित्रा** સ્ત્રી० ઉંદરકાની ઝાડ, સ્વાતિ નક્ષત્ર, હસ્ત નક્ષત્ર, દંતીવૃક્ષ, તે નામનો એક છંદ.

**उपचेय** ત્રિ० અંકુશ વગેરેથી નમાવીને વીણવા યોગ્ય ફુલ વગેરે.

**उपच्छन्दन** ન० શાંત પાડીને પ્રાર્થના કરવી, ફોસલાવવું,સમીપમાં મંત્રણા કરવી.

**उपच्यव** પુ० ઘરમાંથી નીકળવું.

**उपजन** પુ० સ્ત્રી અને પુરૂષના સંયોગથી ઉત્પન્ન થનાર દેહ, ઉત્પત્તિ.

**उपजप्य** ત્રિ० ફાડવા યોગ્ય, અંદર અંદર ફાટફૂટ કરવા લાયક.

**उपजरस** અવ્ય० વૃદ્ધાવસ્થાનું સમીપપણું.

**उपजला** સ્ત્રી० યમુના નદીની પાસે આવેલી એક નદી.

**उपजल्पिन्** ત્રિ० ઉપદેશક, ઉપદેશ આપનાર.

**उपजाति** સ્ત્રી० તે નામનો એક છંદ.

**उपजानु** અવ્ય० ઢીંચણની પાસે.

**उपजाप** પુ० ભેદ, ફોડવું, ફાટફૂટ કરવી તે, ધીમે સ્વરે જપ.

**उपजापक** ત્રિ० ભેદ પડાવનાર, ફોડનાર, ફાટફૂટ કરનાર.

**उपजापसह** ત્રિ० ભેદ પાડવા યોગ્ય, ફાટફૂટ પાડવા યોગ્ય.

**उपजिह्वा** સ્ત્રી० એક જાતની કાગડી, પડજીભ, તે નામનો એક રોગ, એક કીડો.

**उपजिह्विका** સ્ત્રી० ઉપરના અર્થ.

**उपजीक** ત્રિ० પાસે રહી જીવનાર, સેવક.

**उपजीव** ત્રિ० જીવનને પ્રાપ્ત થયેલ.

**उपजीवक** ત્રિ० પારકા ઉપર જીવનાર, પોતાના જીવન તરીકે બીજાનો આશ્રય લેનાર.

**उपजीवन** ન० આજીવિકા, ગુજરાન, ગુજરાન ચલાવવા માટે કોઇનો આશ્રય.

**उपजीवनीय** ત્રિ० આજીવિકા માટે આશ્રય કરવા યોગ્ય.

**उपजीविका** સ્ત્રી० જીવનના ઉપાયરૂપ વૃત્તિ.

**उपजीविन्** ત્રિ० આશ્રિત, કોઇના આશ્રય લઇ જીવનાર.

**उपजीव्य** ત્રિ० આશ્રય, આધાર, આજીવિકા માટે આશ્રય કરવા યોગ્ય.

**उपजोष** પુ० પ્રીતિ, સેવન.

**उपजोषम्** અવ્ય० પ્રીતિ, કલ્યાણ, જેવાં કર્મ તેવા ભોગ, મૌન—ચુપકી.

**उपज्ञ** ન० પ્રથમ જ્ઞાન.

**उपज्ञा** સ્ત્રી० કોઇના ઉપદેશ વિના પોતાની મેળે પ્રથમ જાણવામાં આવે તે, પ્રથમ જ્ઞાન.

**उपज्ञात** ત્રિ० કોઇના ઉપદેશ વિના પોતાની મેળે પ્રથમ જાણેલ.

**उपज्योतिष** ન० જ્યોતિષશાસ્ત્રને અનુસરનાર ગણિત વગેરે શાસ્ત્ર.

**उपढौकन** ન० ઉપહાર, ભેટ, ધરવું, મૂકવું, ભેટ મૂકવાનું દ્રવ્ય.

**उपतन्त्र** ન० તે નામનું એક તંત્ર શાસ્ત્ર.

**उपतप्त** ત્રિ० તપેલ, સંતાપ, પામેલ.

**उपतप्त** પુ० સંતાપ.

**उपतप्तृ** ત્રિ० સંતાપ ઉપજાવનાર, રોગ વગેરે.

**उपताप** પુ० ઉતાવળ, સંતાપ, અશુભ, પીડવું, દુઃખ દેવું.

**उपतापक** ત્રિ० સંતાપ ઉપજાવનાર.

**उपतापन** ત્રિ૦ ઉપરનો અર્થ.
**उपतापन** ન૦ સંતાપ ઉપજાવવો.
**उपतापिन्** ત્રિ૦ સંતાપ પામેલ, રોગી.
**उपतारक** ત્રિ૦ તારનાર.
**उपतिष्य** ન૦ પુષ્ય નક્ષત્રની સમીપ આવેલ પુનર્વસુ નક્ષત્ર, આશ્લેષા નક્ષત્ર.
**उपतीर** અવ્ય૦ કાંઠાની પાસે.
**उपतैल** ત્રિ૦ જેણે તેલનું મર્દન કર્યું હોય તે, તેલ ચોપડેલ.
**उपत्यका** સ્ત્રી૦ પર્વતની પાસેની ભૂમિ–તળેટી.
**उपदंश** પુ૦ મદ્યપાનમાં પ્રીતિ ઉપજાવનાર એક ભક્ષ્ય દ્રવ્ય, દશાવું, કરડવું, ભક્ષ્ય દ્રવ્યનું કોઇ સાધન, એક જાતનું ઝાડ, ગુહ્યેન્દ્રિયનો એક રોગ ચાંદી–ગરમી.
**उपदर्शक** પુ૦ દ્વારપાળ.
**उपदर्शक** ત્રિ૦ બતાવનાર, દેખાડનાર, પાસે રહીને જોનાર–સાક્ષી.
**उपदश** ત્રિ૦ દશની સંખ્યાની પાસે રહેલ નવ અને અગીઆરની સંખ્યા.
**उपदा** સ્ત્રી૦ લાંચ, ભેટ, ભેટ અથવા લાંચ આપવાનું દ્રવ્ય.
**उपदा** ત્રિ૦ ભેટ અથવા લાંચ આપનાર.
**उपदान** ન૦ ભેટ, લાંચ.
**उपदानक** ન૦ ઉપરના અર્થ.
**उपदानवी** સ્ત્રી૦ તે નામની દાનવકન્યા.
**उपदिश्** અવ્ય૦ દિશામાં, બે દિશાનું સમીપપણું.
**उपदिश्** સ્ત્રી૦ બે દિશાની વચ્ચેનો ખૂણો.
**उपदिश** અવ્ય૦ દિશામાં બે દિશાનું સમીપપણું.
**उपदिश** પુ૦ શિશુપાલનો ભાઇ વસુદેવનો ભાણેજ એક રાજા.
**उपदिशा** સ્ત્રી૦ બે દિશાની વચ્ચેનો ખૂણો.
**उपदिश्य** અવ્ય૦ ઉપદેશ કરીને.
**उपदिश्य** ત્રિ૦ બે દિશાની વચ્ચે ખૂણામાં થનાર.
**उपदिष्ट** ત્રિ૦ જેને ઉપદેશ કર્યો હોય તે, ઉપદેશથી જણાવેલ.
**उपदिका** સ્ત્રી૦ નીચેનો અર્થ.
**उपदी** સ્ત્રી૦ વંદા નામનો છોડ, એક કીડો.
**उपदीक्षिन** પુ૦ યજ્ઞમાં જેણે દીક્ષા લીધી હોય તેની પાસે રહેલ.
**उपदृश्** ત્રિ૦ ઉપર રહીને જોનાર–સાક્ષી–સૂર્ય ચંદ્ર વગેરે.
**उपदृषद्** અવ્ય૦ પત્થરની પાસે.
**उपदृषद** અવ્ય૦ ઉપરનો અર્થ.
**उपदेव** પુ૦ તે નામનો દેવક રાજાનો એક પુત્ર, દેવ જેવા સામર્થ્યવાળા પિશાચ વગેરે દેવ.
**उपदेवता** સ્ત્રી૦ પિશાચ વગેરે દેવ.
**उपदेवी** સ્ત્રી૦ તે નામની વસુદેવની એક પત્ની, વિદ્યાધર વગેરેની સ્ત્રી, પિશાચ વગેરેની સ્ત્રી.
**उपदेश** પુ૦ ઉપદેશ, શીખામણ હિત કહેવું, પ્રવર્તક વાકય, તે નામની એક દીક્ષા.
**उपदेशक** ત્રિ૦ ઉપદેશ કરનાર.
**उपदेशसाहस्री** સ્ત્રી૦ તે નામે વેદાંતગ્રંથ.
**उपदेशिन्** ત્રિ૦ ઉપદેશ કરનાર.
**उपदेश्य** ત્રિ૦ ઉપદેશ કરવા યોગ્ય, શિખામણ આપવા યોગ્ય.
**उपदेष्टृ** પુ૦ કર્મનો ઉપદેશ આપનાર ગુરૂ, આચાર્ય.
**उपदेष्टृ** ત્રિ૦ ઉપદેશ આપનાર.
**उपदेह** પુ૦ ગંડમાળ–સોજા વગેરેથી શરીરની વૃદ્ધિ ફૂલવું.
**उपदेहिका** સ્ત્રી૦ તે નામનો એક કીડો.
**उपदोह** પુ૦ દોહવાનું પાત્ર.
**उपद्रव** પુ૦ ઉત્પાત, રોગારંભક વિકાર.
**उपद्रष्टृ** ત્રિ૦ જોનાર, ઉપર રહીને જોનાર સાક્ષી.

**उपद्रुत** त्रि० ઉપદ્રવ પામેલ.
**उपधर्म** पु० અપ્રધાન ધર્મ, નીચ ધર્મ.
**उपधा** स्त्री० સ્થાપવું, મૂકવું, પરીક્ષા કરવી, છળ, કપટ, ઉપાય, ઉપાન્ત્ય અક્ષર.
**उपधातु** पु० સુવર્ણ-માક્ષિક વગેરે સાત ધાતુ, શરીરમાં રસ વગેરે સાત ધાતુઓ-માંથી થનાર ધાવણ વગેરે ઉપધાતુ.
**उपधान** न० ઓશીકું, પ્રણય, સ્નેહ, વિશેષ, એક પ્રકારનું વ્રત, ઝેર.
**उपधान** पु० ઉપધાનસાધન મંત્ર.
**उपधानीय** न० ઓશીકું.
**उपधानीय** त्रि० સમીપમાં રાખવા યોગ્ય.
**उपधाभृत** त्रि० રાજા વગેરેનો એક પ્રકારનો કર.
**उपधायिन्** त्रि० મસ્તક નીચે ઓશીકાં તરીકે કંઈક મૂકનાર.
**उपधारण** न० ધારણ કરવું, સારી રીતે ચિંતન કરવું, ઉપર રહેલી વસ્તુનું અંકુશ વગેરેથી આકર્ષણ.
**उपधारणा** स्त्री० મનને એક વિષયમાં સ્થાપવારૂપ યોગના અંગ તરીકેનો એક વ્યાપાર.
**उपधावन** न० પાસે જવું, પાસે ચિંતવવું
**उपधि** पु० જૂદા સ્વરૂપમાં રહેલી વસ્તુને જૂદા સ્વરૂપમાં પ્રકાશવી, છળ, કપટ.
**उपधूपित** पु० મૃત્યુ.
**उपधूपित** त्रि० સંતાપયુક્ત-સંતાપવાળું.
**उपधूमित** त्रि० ધુમાડાવાળું થયેલ.
**उपधूमिता** स्त्री० બહાર ગામ જવામાં નિષેધેલી સૂર્યને જવા યોગ્ય એક દિશા.
**उपधृति** स्त्री० ધારણ કરવું, કિરણ.
**उपधेय** त्रि० મૂકવા યોગ્ય, સ્થાપવા યોગ્ય.
**उपध्मान** पु० હોઠ.
**उपध्मानीय** पु० તે નામનો એક અક્ષર.
**उपध्वस्त** त्रि० નાશ પામેલ, મિશ્ર થયેલ.
**उपनक्षत्र** न० સત્યાવીસ નક્ષત્રોની પાછળ જનારા રાશિમંડળમાં રહેલા તારાઓ.
**उपनख** न० વૈદકપ્રસિદ્ધ એક ક્ષુદ્ર રોગ.
**उपनत** त्रि० નમેલ, નમ્ર, પાસે ગયેલ, પ્રાપ્ત થયેલ, સમીપ રહેલ.
**उपनति** स्त्री० નમન, સમીપ જવું, પ્રાપ્ત થવું.
**उपनद** अव्य० નદીની પાસે.
**उपनदि** अव्य० ઉપરનો અર્થ.
**उपनन्द** पु० ગોકુલના અધિપતિ નન્દનો ભાઇ.
**उपनन्दक** त्रि० આનંદજનક, આનંદ ઉપજાવનાર.
**उपनन्दक** पु० ધૃતરાષ્ટ્રનો એક પુત્ર.
**उपनय** पु० ધર્મશાસ્ત્રોક્ત એક સંસ્કારકર્મ, પાસે લઇ જવું, જનોઈ આપવી તે.
**उपनयन** न० ધર્મશાસ્ત્રોક્ત એક સંસ્કાર, જનોઇ લેવી તે, જનોઇ માટે સમીપ લઇ જવું.
**उपनहन** न० બંધન, બંધનનું સાધન વસ્ત્ર વગેરે.
**उपनागरिका** स्त्री० તે નામે અલંકાર.
**उपनामुक** त्रि० નમવાના સ્વભાવવાળું.
**उपनाय** पु० ધર્મશાસ્ત્રોક્ત એક સંસ્કાર, જનોઇ લેવી તે, પાસે લઇ જવું.
**उपनायक** पु० નાયકના જેવો ઉપપતિ, નાયકને એક પ્રકારની સહાય.
**उपनायन** न० उपनाय શબ્દ જુઓ.
**उपनाह** पु० વીણાના તાર બાંધવાનું સ્થાન, વ્રણ વગેરેને શાંત પાડવા માટે એક લેપ.
**उपनाहन** न० લેપ વગેરે બાંધવો તે.
**उपनिक्षेप** पु० થાપણ, રૂપ અને સંખ્યા બતાવીને રક્ષણ માટે બીજાના હાથમાં સોંપેલી કોઈ વસ્તુ, રક્ષણ માટે બીજાને સોંપવું.
**उपनिधातृ** त्रि० થાપણ તરીકે બીજાની

પાસે પોતાની વસ્તુ મૂકનાર, સ્થાપનાર, પાસે રાખનાર.

**उपनिधान** ન૦ થાપણ તરીકે મૂકવું, સ્થાપવું, પાસે રાખવું.

**उपनिधायक** ત્રિ૦ ઉપનિધાતૃ શબ્દ જુઓ.

**उपनिधि** પુ૦ રૂપ અને સંખ્યા બતાવીને રક્ષણ માટે પોતાનું ધન વગેરે બીજાને સોંપવું તે, એ રીતે મૂકાતું કોઈ દ્રવ્ય, થાપણ.

**उपनिपात** પુ૦ સમીપ આવવું, હઠથી આવવું, અકસ્માત આવવું.

**उपनिपातिन्** ત્રિ૦ સમીપ આવનાર, હઠથી આવનાર, અકસ્માત આવનાર.

**उपनिबंधन** ન૦ સંપાદન કરવાનું સાધન, ગુંથવું, બાંધવું.

**उपनिमंत्रण** ન૦ પાસે જઈને નિમંત્રણ કરવું–નોતરવું.

**उपनिवपन** ન૦ યજ્ઞાદિમાં અગ્નિ પ્રણયન કર્મના અંગરૂપ એક વ્યાપાર.

**उपनिवेशित** ત્રિ૦ વસાવેલ, ખાસ રહેઠાણ રૂપે સ્થાપેલ, બેસાડેલ.

**उपनिषद्** સ્ત્રી૦ બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરનાર વેદના મસ્તકરૂપ વેદાન્ત, વેદનું અંતિમ ધ્યેય, રહસ્ય.

**उपनिषादिन्** ત્રિ૦ સમીપ રહેનાર, પાસે રહેનાર.

**उपनिष्कर** ન૦ મોટો રાજમાર્ગ.

**उपनिष्क्रमण** ન૦ રાજમાર્ગ.

**उपनिहित** ત્રિ૦ થાપણ તરીકે મૂકેલ દ્રવ્ય, સ્થાપેલ, પાસે રાખેલ.

**उपनीत** ત્રિ૦ જેને ઉપયન સંસ્કાર કર્યો હોય તે, જનોઈ દીધેલ, જાણેલ, પાસે લઇ જવાયેલ, સમીપ સ્થાપેલ.

**उपनेतृ** પુ૦ ઉપનયન કરનાર ગુરૂ, જનોઇ આપનાર ગુરૂ.

**उपनेतृ** ત્રિ૦ પાસે લઇ જનાર, સમીપ લાવનાર, લાવનાર.

**उपनेत्र** ન૦ ચશ્મા.

**उपन्यास** પુ૦ વાકયનો આરંભ, વાકયનો પ્રયોગ, વિચાર, વિશ્વાસથી બીજાની પાસે પોતાનું દ્રવ્ય મૂકવું, થાપણ મૂકવી.

**उपपति** પુ૦ સ્ત્રીના પતિની પાસે પતિની નજરે પતિની સંમતિથી વ્યભિચાર કરનાર.

**उपपत्ति** સ્ત્રી૦ યુક્તિ, સંગતિ, હેતુ, કારણ, ઉપાય, પ્રાપ્તિ, સિદ્ધિ.

**उपपद** ન૦ સમીપમાં ઉચ્ચારાતો આરંભમાં મૂકાતો શબ્દ, નામ પછી ઉચ્ચારાતો શર્મા–વર્મા વગેરે શબ્દ, વ્યાકરણમાં પ્રત્યય વગેરે કરનાર સૂત્રમાં સાતમી વિભક્તિવાળું પદ.

**उपपन्न** ત્રિ૦ યુક્તિવાળું, સંગત, ઘટતું, પ્રાપ્ત થયેલ, ઉત્પન્ન થયેલ.

**उपपात** પુ૦ હઠથી આવવું, ફળતત્પરતા, નાશ.

**उपपातक** ન૦ પાપના જેવું પણ કંઇક ઓછું એવું પાપ.

**उपपातिन्** ત્રિ૦ હઠથી આવનાર, અકસ્માત પ્રાપ્ત થનાર.

**उपपाद** પુ૦ ઉપપતિ શબ્દ જુઓ.

**उपपाद** ત્રિ૦ પગની પાસે ગયેલ–રહેલ.

**उपपादक** ત્રિ૦ યુક્તિવાળું, સંગત, ઘટતું, યુક્ત.

**उपपादन** ન૦ યુક્તિથી સમર્થન કરવું, સારી રીતે પ્રતિપાદન કરવું, પ્રાપ્તિયુક્ત કરવું.

**उपपादित** ત્રિ૦ યુક્તિથી સમર્થન કરેલ, સારી રીતે પ્રતિપાદન કરેલ.

**उपपाद्य** ત્રિ૦ યુક્તિથી સમર્થન કરવા યોગ્ય.

**उपपाद्य** અવ્ય૦ યુક્તિયુક્ત કરીને, પ્રતિપાદન કરીને.

**उपपाप** न० उपपातक શબ્દ જુઓ.
**उपपुर** न० સમીપમાં રહેલું નગર, શાખા-નગર–પરૂં.
**उपपुराण** न० વ્યાસે રચેલાં અઢાર પુરાણો જેવાં બીજાં પુરાણ.
**उपपुष्पिका** स्त्री० બગાસું.
**उपपृच्** त्रि० ઉપર સમીપપણે સંબંધ પામેલ.
**उपपौर** त्रि० શાખાનગર–પરામાં થનાર.
**उपपौर्णमास** अव्य० પુનમની પાસે, પૂનમ લગભગ.
**उपपौर्णमासि** अव्य० ઉપરનો અર્થ.
**उपप्रदान** न० લાંચ આપવી, સંધિ–સલાહને માટે જમીન વગેરે આપવી, લોભાવવા–લલચાવવા માટે કંઈ દ્રવ્ય આપવું, સમીપદાન.
**उपप्रलोभन** न० લલચાવવું, લોભાવવું.
**उपप्लव** पु० આકાશમાંથી અંગારા વગેરે પડવા રૂપ ઉપદ્રવ, ઉત્પાત, ઉત્પાતસૂચક વાયુ વગેરે, ભય, મરકી, રાજવિપ્લવ, ઘેરવું, રોકવું, વિપત્તિ, દુઃખ, સમીપમાં તરવું, નરવું, વીંટવું, સમીપ જવું, બૌદ્ધમતપ્રસિદ્ધ વિકલ્પ, રાહુ ગ્રહ, વિઘ્ન.
**उपप्लवनीय** त्रि० પાસે રહી તરવા યોગ્ય.
**उपप्लव्य** त्रि० પાસે તરવા યોગ્ય, સમીપ જવા યોગ્ય, ઉપપ્લવ પામવા યોગ્ય.
**उपप्लव्य** न० વિરાટ નગરની પાસે આવેલું એક નગર.
**उपप्लुत** त्रि० ઉપદ્રવયુક્ત, વિઘ્ન–ભય વગેરે પામેલ.
**उपबन्ध** पु० બંધનની દઢતા માટે તેની પાસે બીજી વસ્તુનું બાંધવું, પદ્માસન જેવું કોઈક આસન, અમુક સંખ્યાથી સંબંધનું પ્રતિપાદન.
**उपबर्ह** पु० ઓશીકું, પાસે રહી દુઃખ દેવું, પીડવું.
**उपबर्हण** न० ઉપરના અર્થ.
**उपबर्हणीय** त्रि० પાસે રહી દુઃખ દેવા યોગ્ય–પીડવા યોગ્ય.
**उपबहु** त्रि० બહુ સંખ્યાની પાસે રહેનાર.
**उपबाधा** स्त्री० સારી રીતે પીડવું, દુઃખ દેવું.
**उपबाहु** पु० બાહુની સમીપનું કોઈ અંગ.
**उपबाहु** अव्य० બાહુની સમીપ–પાસે.
**उपब्द** पु० સમીપ પ્રાપ્ત થયેલ શબ્દ, સામાલિખવ શબ્દ.
**उपब्दि** पु० સાંભળવાને યોગ્ય શબ્દ.
**उपब्दिमत्** त्रि० સાંભળવાને યોગ્ય શબ્દવાળું.
**उपभङ्ग** पु० યુદ્ધ વગેરેમાંથી નાસી જવું, સારી રીતે ભાંગવું, બે ભાગ રૂપે જવું.
**उपभुक्त** त्रि० જેનો ઉપભોગ કર્યો હોય તે વસ્તુ, ભોગવેલ.
**उपभुक्ति** स्त्री० ઉપભોગ, ભોગવવું તે.
**उपभूषण** न० ઘંટડી, ચામર વગેરે.
**उपभृत्** स्त्री० યજ્ઞ સંબંધી એક પાત્ર–સ્રુવો.
**उपभोग** पु० વિષયસેવનથી ઉત્પન્ન થતું એક પ્રકારનું સુખ, ભોગવવું તે.
**उपभोगिन्** त्रि० ઉપભોગવાળું.
**उपभोग्य** त्रि० ઉપભોગ કરવા યોગ્ય, ભોગવવા યોગ્ય કોઈ વસ્તુ.
**उपभोजिन्** त्रि० ઉપભોગ કરનાર, ભોગવનાર.
**उपभोज्य** त्रि० ભોગવવા લાયક.
**उपम** त्रि० ઉપમેય, પાસે, સમીપ, પાસેનું, સમીપનું.
**उपमद्गु** पु० તે નામનો યદુવંશી ક્ષત્રિય.
**उपमंत्रण** न० આમન્ત્રણ, કર્તવ્ય માટે પ્રાર્થનાપૂર્વક પ્રેરણા, ખુશામતી.
**उपमन्त्रिन्** त्रि० આમંત્રણ કરનાર, ખુશામતીયું.
**उपमन्थन** पु० મથનાર, મંથન કરનાર, રવૈયો.
**उपमन्थनी** स्त्री० અગ્નિ મથવાનું સાધન દ્રવ્ય.

**उपमन्यु** પુ૦ તે નામનો એક ઋષિ.

**उपमर्द्द** પુ૦ મર્દન કરવું, મારી નાંખવું, પૂર્વ ધર્મીનો વિનાશ કરી બીજો ધર્મી ઉત્પન્ન કરવો, પીડવું, ધાન્ય વગેરેનાં ફોતરાં કાઢવાં.

**उपमर्द्दन** ન૦ ઉપરના અર્થ.

**उपमर्द्दकारक** ત્રિ૦ મર્દન કરનાર, મારી નાખનાર, પીડનાર.

**उपमा** સ્ત્રી૦ સમાનતા, તે નામનો એક અર્થાલંકાર, ઉપમાન-જેના વડે ઉપમા અપાય તે.

**उपमात्** સ્ત્રી૦ થાંભલી, વાછરડાને બાંધવાનો ખીલો.

**उपमाति** સ્ત્રી૦ उपमा શબ્દ જુઓ.

**उपमातृ** સ્ત્રી૦ આંબળાનું ઝાડ, માતાતુલ્ય માતાની બ્હેન વગેરે.

**उपमातृ** ત્રિ૦ ઉપમા આપનાર, ઉપમાન કરનાર.

**उपमाद** ત્રિ૦ હર્ષજનક.

**उपमान** ન૦ સાદૃશ્યજ્ઞાન, જેનાવડે સાદૃશ્ય હોય તે.

**उपमानचिन्तामणि** પુ૦ તે નામનો એક ગ્રંથ.

**उपमारण** ન૦ વરુણપ્રઘાસ નામના યજ્ઞમાં યજ્ઞસમાપ્તિસમયના સ્નાનના જળ સમીપ જઇને તે જળમાં હવિષ નાંખવું તે.

**उपमालङ्कार** પુ૦ તે નામનો એક અર્થાલંકાર.

**उपमास्य** ન૦ દરેક મહિને થનાર પિતૃઓનું શ્રાદ્ધ.

**उपमित्** ત્રિ૦ પાસે ખોડેલ, સમીપ નાખેલ, પાસે મૂકનાર, સમીપમાં સ્થાપન કરનાર, ઉપમા આપનાર, થાંભલી.

**उपमित** ત્રિ૦ઉપમેય, જેને ઉપમા અપાય તે.

**उपमिति** સ્ત્રી૦ ઉપમા, ઉપમાલંકાર, સમાનતા.

**उपमेत** પુ૦ સાગનું ઝાડ.

**उपमेय** ત્રિ૦ જેને ઉપમા અપાય તે.

**उपमेयोपमा** સ્ત્રી૦ તે નામનો એક અર્થાલંકાર.

**उपयज्** પુ૦ તે નામનો એક યજ્ઞ.

**उपयन्तृ** પુ૦ વિવાહનાર-વરરાજા.

**उपयन्तृ** ત્રિ૦ નિયમમાં રાખનાર, સંયમ કરનાર.

**उपयन्त्र** ન૦ તે નામે વૈદ્યકપ્રસિદ્ધ એક યંત્ર.

**उपयम** પુ૦ વિવાહ, સંયમ, વશ રાખવું.

**उपयमन** ન૦ ઉપરના અર્થ, અગ્નિનું નીચે સ્થાપન, બંધનસાધન દર્ભ વગેરે.

**उपयमनी** સ્ત્રી૦ અગ્નિસ્થાપનમાં અંગરૂપ રેતી વગેરે.

**उपयष्टृ** ત્રિ૦ સોળ ઋત્વિજોમાંનો એક ઋત્વિજ.

**उपयाचक** ત્રિ૦ પાસે આવી યાચના કરનાર.

**उपयाचन** ન૦ પાસે જઇને માગવું.

**उपयाचित** ન૦ પોતાના ઇચ્છિતની સિદ્ધિ માટે દેવ વગેરે પાસે માનતા માનવી, પાસે જઇને માગવું.

**उपयाचितक** ન૦ ઉપરના અર્થ.

**उपयाज** પુ૦ તે નામનો એક યજ્ઞ, તે નામનો એક ઋષિ.

**उपयात** ત્રિ૦ સમીપ આવેલ, પાસે ગયેલ.

**उपयान** ન૦ પાસે જવું.

**उपयाम** પુ૦ યજ્ઞનું એક પાત્ર, તે પાત્રનો દેવ, વિવાહ.

**उपयामवत्** ત્રિ૦ જેનો વિવાહ થયો હોય તે.

**उपयुक्त** ત્રિ૦ યોગ્ય, ન્યાયયુક્ત, રચેલ, ભોગવેલ, વાપરેલ, ઉપયોગ કરેલ.

**उपयोग** પુ૦ ઉપભોગ, આચરણ, ભોજન, ઇષ્ટસિદ્ધિસાધન વ્યાપાર, અનુકૂલતા.

**उपयोगिता** સ્ત્રી૦ ઉપયોગીપણું.

**उपयोगित्व** ન૦ ઉપરનો અર્થ.

**उपयोगिन्** ત્રિ૦ ઉપયોગ જેનો હોય તે, ઉપયોગી.

**उपर्योषम्** આનંદ.

**उपर** त्रि० વાવેલ, સ્થાપેલ, વિરામ પામવાનો કોઈ આધાર, વિરામ પામેલ, પત્થર.

**उपरक्त** पु० રાહુગ્રસ્ત ચંદ્ર કે સૂર્ય.

**उपरक्त** त्रि० વ્યસનોમાં આસક્ત, રંગવાના પદાર્થથી રંગેલ, ઉપાધિની સમીપતાથી ઉપાધિના ગુણવાળારૂપે જણાયેલ.

**उपरक्ष** पु० સમીપમાં રહી રક્ષા કરનાર–અંગરક્ષક–બોડીગાર્ડ.

**उपरक्षण** न० પાસે રહી રક્ષણ કરવું, પહેરો ભરવો, ચોકી કરવી.

**उपरञ्जक** त्रि० રંજન કરનાર, રંગનાર.

**उपरञ्ज्य** त्रि० રંજન કરવા યોગ્ય, રંગવા યોગ્ય.

**उपरत** त्रि० વિરામ પામેલ, નિવૃત્તિ પામેલ, ઉપરતિયુક્ત.

**उपरतस्पृह** त्रि० ઇચ્છારહિત, નિઃસ્પૃહ.

**उपरताति** स्त्री० યુદ્ધ, સંગ્રામ, આકાશ.

**उपरति** स्त्री० વિરામ, નિવૃત્તિ, મરણ, ઇંદ્રિયોને વિષયોતરફથી પાછી વાળવી તે, બુદ્ધિ.

**उपरत्न** न० મણિ જેવા દેખાતા કાચ વગેરે.

**उपरम** पु० વિષયો ઉપરનું વૈરાગ્ય, નિવૃત્તિ.

**उपरम** न० उपरति શબ્દ જુઓ.

**उपरव** पु० જ્યાં સોમલતાનો રસ કાઢવાનો હોય છે તે ખાડાના આકારનો એક પ્રદેશ.

**उपरस** पु० ગંધક વગેરે.

**उपराग** पु० પાસે રહીને પોતાના ગુણ બીજામાં સ્થાપવા, વાસનારૂપ એક સંસ્કાર, સૂર્ય–ચંદ્રનું ગ્રહણ, વિશેષણરૂપે સંબંધ, નિંદા, ગ્રહકલ્લોલ, વ્યસન, દુષ્ટ નીતિ, મિથ્યાસંબંધથી સંબંધ પામેલ એક વિશેષણ.

**उपराज** अव्य० રાજાની પાસે.

**उपराज** त्रि० રાજાતુલ્ય.

**उपराध्य** त्रि० ઉપસેવક.

**उपराम** पु० વિરામ, મરણ, નિવૃત્તિ, સંન્યાસ.

**उपराम** अव्य० રામની પાસે.

**उपराव** पु० પાસે ઉચ્ચારેલ શબ્દ,

**उपरि** अव्य० ઉપર, ઉંચે.

**उपरिचर** त्रि० ઉપર વિચરનાર પક્ષી વગેરે.

**उपरिचर** पु० તે નામનો એક રાજા.

**उपरितन** त्रि० ઉપર–ઉંચે થનાર–હોનાર.

**उपरिमर्त्य** अव्य० મનુષ્ય ઉપર.

**उपरिमेखल** पु० તે નામનો એક ઋષિ.

**उपरिबृहती** स्त्री० તે નામે એક વૈદિક છંદ.

**उपरिष्टात्** अव्य० ઉપર, ઉંચે.

**उपरिसद्** पु० તે નામનો એક દેવ.

**उपरिसद्** त्रि० ઉપર રહેનાર, ઉંચે રહેનાર.

**उपरिसद्य** न० ઉપર બેસવું, આકાશમાં બેસવું.

**उपरीतक** पु० શૃંગારવિષયક એક આસનબંધ.

**उपरुद्ध** त्रि० રૂંધેલ, રોકેલ, ઘેરેલ, અટકાવેલ, મૂત્ર વગેરેના વેગવાળું.

**उपरूपक** न० એક જાતનું નાટક.

**उपरोध** पु० આવરણ, ઢાંકણ, પ્રતિબંધ, અટકાયત, અનુસરવું.

**उपरोधक** त्रि० ઉપરોધ કરનાર, અટકાવનાર, રોકનાર, ઢાંકનાર, ઘેરનાર, પ્રતિબંધ કરનાર, અનુસરનાર.

**उपरोधक** न० રહેવાનું ઘર.

**उपरोधन** न० उपरोध શબ્દ જુઓ.

**उपर्युपरि** अव्य० ઉપર ઉપર.

**उपल** पु પત્થર, રેતી, રત્ન, મેઘ.

**उपलक्षक** त्रि० લક્ષણા કરનાર, કલ્પના કરનાર, ઓળખનાર, જાણનાર.

**उपलक्षण** न० લક્ષણાથી સ્વ તથા અન્યનો બાધક શબ્દ, તેવા શબ્દનું જ્ઞાન.

**उपलक्ष्य** पु० આશ્રય.

**उपलधिप्रिय** पु० એક જાતનો મૃગ.

**उपलब्ध** त्रि० મેળવેલ, જાણેલ.

**उपलब्धार्था** स्त्री० હિતોપદેશ વગેરે કથા.

**उपलब्धि** स्त्री० મેળવવું. જાણવું, પ્રત્યક્ષ વગેરે જ્ઞાન.

**उपलब्धृ** त्रि० મેળવનાર, જાણનાર.

**उपलब्धृ** पु० જ્ઞાનનો આશ્રય આત્મા.

**उपलभेदिन्** पु० પત્થરને પણ તોડી નાખનાર—વૃક્ષ.

**उपलभ्य** त्रि० મેળવવા યોગ્ય, જાણવા યોગ્ય.

**उपलम्भ** पु० જ્ઞાન, લાભ, પ્રાપ્તિ. મેળવવું, જાણવું.

**उपलम्भ्य** त्रि० ઉત્તમ પ્રકારે મેળવવા યોગ્ય, ઉત્તમ પ્રકારે જાણવા યોગ્ય.

**उपला** स्त्री० સાકર.

**उपलिङ्ग** न० અનિષ્ટસૂચક ભૂકંપ વગેરે ઉપદ્રવ.

**उपलेप** पु० છાણ વગેરેથી લીપવું, સર્વ ઇન્દ્રિયોનો વિનાશ કરવો.

**उपलेपन** न० છાણ વગેરેથી લીપવું.

**उपवक्तृ** त्रि० પાસે રહીને બોલનાર, સમીપ રહીને જોનાર, તપાસનાર.

**उपवक्तृ** पु० બ્રહ્મા નામનો ઋત્વિજ, સદસ્ય.

**उपवङ्ग** पु० વંગદેશની પાસેનો દેશ.

**उपवट** पु० વડના ઝાડ જેવું પિયાસાલનું ઝાડ.

**उपवन** न० બાગ, બગીચો.

**उपवन** अव्य० વનની પાસે, વનમાં.

**उपवर्णन** न० સારી રીતે વર્ણન—વખાણ

**उपवर्तन** न० દેશ, પાણીવાળું સ્થળ.

**उपवर्ष** पु० તે નામનો એક ઋષિ.

**उपवर्ह** पु० ઓશીકું.

**उपवर्हण** न० ઓશીકું.

**उपवल्लिका** स्त्री० અમરવેલ.

**उपवल्ह** पु० પ્રાધાન્ય, ઉત્કર્ષ.

**उपवसथ** पु० ગામ, યજ્ઞનો પૂર્વ દિવસ.

**उपवस्त** न० ઉપવાસ.

**उपवस्ति** स्त्री० આશ્રય, આધાર, ટેકો.

**उपवाक** पु० પરસ્પર આલાપ-વાતચીત, જવ.

**उपवाकी** स्त्री० ઇંદ્રજવ.

**उपवाक्य** पु० અગ્નિ, ચિત્રાનું ઝાડ.

**उपवाच्य** त्रि० સ્તુતિ કરાયેલ, સ્તુતિ પામેલ, વખાણાયેલ, પ્રણામ કરવા યોગ્ય.

**उपवाद** पु० નિંદા.

**उपवादिन्** त्रि० નિંદા કરનાર.

**उपवास** पु० ભોજનનો અભાવ—ઉપવાસ.

**उपवासक** त्रि० અનાહાર કરનાર, ઉપવાસ કરનાર.

**उपवासक** न० કોઇ એક વ્રત.

**उपवासन** न० ઉપસેવન—પાસે રહી સેવા કરવી.

**उपवासिन** त्रि० ઉપવાસ કરનાર.

**उपवाहन** न० પાસે લઇ જવું, સમીપ આણવું.

**उपवाह्य** पु० રાજાને બેસવાનો હાથી.

**उपविद्** स्त्री० પ્રાપ્તિ, મેળવવું, જ્ઞાન.

**उपविद्** त्रि० પ્રાપ્ત કરનાર, મેળવનાર, જાણનાર.

**उपविन्दु** पु० તે નામનો એક રાજા.

**उपविष** पु० આંકડાનું દૂધ વગેરે પાંચ પ્રકારનાં ઉપવિષ-ઝેર.

**उपविष** न० કૃત્રિમ વિષ—બનાવટી ઝેર.

**उपविषा** स्त्री० અતિવિખની કળી.

**उपविष्ट** त्रि० બેઠેલ.

**उपवीणि** નામધાતુ વીણા લઇને ગાવું.

**उपवीत** न० જનોઇ, યજ્ઞસૂત્ર, જમણો હાથ બહાર રહે તેમ ડાબા ખભા ઉપર ધારણ કરેલ વસ્ત્ર.

**उपबृंहित** त्रि० વધેલ, ઘણું કરેલ.

**उपवेणा** स्त्री० તે નામની એક નદી.

**उपवेद** पु० વેદના જેવાં આયુર્વેદ વગેરે.

**उपवेश** पु० બેસવું, બનાવટી વેશ.

**उपवेशन** न० બેસવું, મૂકવું, સ્થાપવું.
**उपवेशि** पु० યજુર્વેદ સંપ્રદાયપ્રવર્તક એક ઋષિ.
**उपवेशिन्** त्रि० બેસનાર.
**उपवेष** पु० અંગારા ભાંગવાનું લાકડું.
**उपवैणव** न० ત્રણ સંધ્યાકાળ.
**उपव्याख्यान** न० અમુકનું અમુક ફળ-અમુક માહાત્મ્ય-અમુક ઉપાસન વગેરે કહેવું તે.
**उपव्याघ्र** पु० વાઘના જેવું પશુ-ચિત્તો.
**उपव्याघ्र** अव्य० વાઘની પાસે.
**उपव्युषस** अव्य० લગભગ ગયેલ ઉષાકાળ, પરોઢીયું, લગભગ ગયેલ ઉષાકાળનું સમીપ.
**उपशम** पु० ઇન્દ્રિયોનો નિગ્રહ, તૃષ્ણાનો નાશ, રોગ અથવા ઉપદ્રવની શાંતિ,નિવૃત્તિ.
**उपशमन** न० ઉપરના અર્થ, નિવારણ, અટકાવવું, રોકવું, શાંત પાડવું.
**उपशमनीय** त्रि० નિવારણ કરવા યોગ્ય, શાંત પાડવા યોગ્ય, અટકાવવા યોગ્ય, રોકવા યોગ્ય.
**उपशय** पु० સમીપ સુવું, પાસે સુવું, સુખાવહ ઉપયોગ, હાથ.
**उपशय** अव्य० હાથની પાસે, હાથમાં.
**उपशरद** अव्य० શરદ્ ઋતુની પાસે, શરદ્ ઋતુમાં.
**उपशल्य** न० ગામનો અંત-ભાગોળ-પાધર, છેડાનો ભાગ.
**उपशान्ति** स्त्री० उपशम શબ્દ જુઓ.
**उपशाय** पु० રાત્રે પહેરો ભરનારા સિપાઇઓનું અનુક્રમે સુવું.
**उपशायिन्** त्रि० પાસે સુનાર.
**उपशिक्षण** न० નીચેનો શબ્દ જુઓ.
**उपशिक्षा** स्त्री० સારી રીતે શિક્ષણ, સારી રીતે શિખામણ.
**उपशिङ्घन** न० સુંઘવું, સુંઘાડવાનો પ્રયોગ.
**उपशिष्य** पु० શિષ્યનો શિષ્ય.
**उपशुन** अव्य० કુતરો, કુતરાની પાસે.
**उपशोभा** स्त्री० આરોપિત શોભા.
**उपशोषण** न० સુકવવું.
**उपशोषण** त्रि० સુકવનાર.
**उपश्रुत्** पु० યજ્ઞ.
**उपश्रुत** त्रि० અંગીકારેલ, સ્વીકારેલ, પ્રતિજ્ઞા કરેલ.
**उपश्रुति** स्त्री० પાસે સાંભળવું.
**उपश्रुति** अव्य० કાનની પાસે, કાનમાં.
**उपश्लेष** पु० આલિંગન, ભેટવું તે.
**उपश्लेषण** न० ઉપરનો અર્થ.
**उपश्लोकि** नामधातु उभ० सक० सेट् શ્લોકોવડે સ્તુતિ કરવી.
**उपष्टम्भ** पु० થાંભલો, આધાર, ટેકો.
**उपष्टम्भक** पु० આડંબર, અધિકતા.
**उपष्टम्भक** न० થાંભલી.
**उपष्टुत्** त्रि० સમીપમાં સ્તુતિ કરાતું.
**उपसंक्रम** पु० મૂકવું, સ્થાપવું, દાખલ કરવું.
**उपसंक्रमण** न० ઉપરના અર્થ.
**उपसंग्रह** पु० ચરણસ્પર્શ કરીને વંદન કરવું, ઉપકરણ, રાચરચીલું, સારી રીતે સંગ્રહ કરવો.
**उपसंग्रहण** न० ઉપરના અર્થ.
**उपसंग्राह्य** त्रि० ચરણસ્પર્શ કરી વંદન કરવા યોગ્ય, સારીરીતે સંગ્રહ કરવા યોગ્ય.
**उपसंयम** पु० ઉપસંહાર, સારી રીતે સંયમ રાખવો, બંધન.
**उपसंयमन** न० સારી રીતે સંયમ પાળવો, સારી રીતે બાંધવું, સારી રીતે બાંધવાનું સાધન.
**उपसंयुक्त** त्रि० સમીપમાં સંયોગ પામેલ.
**उपसंयोग** पु० સમીપ સંયોગ.
**उपसंरोह** पु० સમીપમાં ચઢવું.
**उपसंवाद** पु० પ્રતિજ્ઞાપૂર્વક કહેવું, પણ કરીને કહેવું.

**उपसंव्यान** ન૦ પહેરવાનું વસ્ત્ર.

**उपसंहार** પુ૦ સમાપ્તિ, સંગ્રહ, સારી રીતે હરવું, લઈ લેવું, સંપૂર્ણ સંબંધ.

**उपसंहारिन्** ત્રિ૦ સમાપ્તિ કરનાર, સારી રીતે હરણ કરનાર, સંપૂર્ણ સંબંધથી વ્યાપ્ત.

**उपसंख्यान** ન૦ સૂત્રમાં નહિ કહેલ અર્થને વાર્તિક વગેરેથી કહેવો, ગણવું, ગણત્રી કરવી.

**उपसक्ति** સ્ત્રી૦ નજદીકનો સંબંધ, અનુસરવું, સંબંધ, સેવા.

**उपसक्त** ત્રિ૦ નજદીક રહેલ, અનુસરેલ, સેવક.

**उपसद्** ત્રિ૦ ઉપરના અર્થ, તે નામની દૃષ્ટિ, ગાર્હપત્ય વગેરે ત્રણ અગ્નિ સિવાયનો અગ્નિ.

**उपसद** પુ૦ તે નામનો એક યજ્ઞ.

**उपसदन** ન૦ સેવા, પાસે રહી સેવવું, પાછળ જઈને પ્રાપ્ત કરવું.

**उपसद्म** અવ્ય૦ ઘરની પાસે, ઘરમાં.

**उपसद्री** સ્ત્રી૦ સંતતિ–ધારા.

**उपसद्य** ત્રિ૦ સેવવાયોગ્ય, સમીપમાં પ્રાપ્ત કરવા યોગ્ય.

**उपसद्य** અવ્ય૦ સેવીને, સમીપમાં પ્રાપ્ત કરીને, પાસે જઈને.

**उपसन्न** ત્રિ૦ સમીપ રહેલ, સેવક, સેવવા યોગ્ય.

**उपसद्व्रत** ન૦ તે નામનું એક વ્રત.

**उपसन्न** ત્રિ૦ સમીપ રહેલ, પાસે રહેલ, નજદીકનું, સેવક, પાસે આવેલ.

**उपसमाधान** ન૦ ઢગલો કરવો, સમિધ નાખીને સળગાવવું.

**उपसमिध** અવ્ય૦ સમિધપાસે.

**उपसमिध** અવ્ય૦ ઉપરનો અર્થ.

**उपसम्पत्ति** સ્ત્રી૦ નવીનરૂપે સંપત્તિ.

**उपसम्पन्न** ત્રિ૦ પ્રાપ્ત થયેલ, મેળવેલ, મરણ પામેલ.

**उपसम्भाषा** સ્ત્રી૦ શાંત પાડવું, સાંત્વન કરવું.

**उपसर** પુ૦ ગર્ભગ્રહણ કરવા માટે પશુઓમાં નારીજાતિનું પુરૂષજાતિ પાસે જવું, નિરંતર જવું.

**उपसरण** ન૦ ઉપરના અર્થ, સમીપ જવું, પાસે જવું.

**उपसर्ग** પુ૦ રોગવિકાર, ઉપદ્રવ, શુભ–અશુભસૂચક દેવતાઈ ઉત્પાત, વ્યાકરણપ્રસિદ્ધ ઉપસર્ગ.

**उपसर्ज्जन** ન૦ દેવતાઈ વગેરે ઉપદ્રવ, ગૌણ વિશેષણ, વાળવાનું–સાફ કરવાનું સાધન–પૂંજણી કે સાવરણિ, વ્યાકરણમાં સમાસ કરનાર સૂત્રમાં પહેલી વિભક્તિથી બતાવેલું પદ, વિગ્રહમાં નિયત વિભક્તિવાળો કોઈ શબ્દ.

**उपसर्पक** ત્રિ૦ ઉપાસક, પાસે જનાર.

**उपसर्पण** ન૦ સમીપ જવું, પાસે જવું.

**उपसर्पिन्** ત્રિ૦ સમીપ જનાર, પાસે જનાર.

**उपसर्य्या** સ્ત્રી૦ ગર્ભગ્રહણને યોગ્ય એવી ઋતુમતી ગાય.

**उपसार्य्य** ત્રિ૦ પ્રાપ્ત કરવા યોગ્ય.

**उपस्थि** અવ્ય૦ સમીપનું સ્થાન.

**उपसीर** અવ્ય૦ હળની પાસે, હળમાં.

**उपसुन्द** પુ૦ તે નામનો એક દૈત્ય.

**उपसूर्यक** ન૦ ચંદ્ર–સૂર્યની આસપાસ થતું મંડળ.

**उपसृष्ट** ન૦ મૈથુન, વ્યાકરણપ્રસિદ્ધ ઉપસર્ગ.

**उपसृष्ट** ત્રિ૦ વિસર્જન કરેલ, રજા આપેલ, છોડી દીધેલ, ઉપદ્રવ પામેલ, વ્યાપેલ, કામી.

**उपसृष्ट** પુ૦ ગ્રહણથી ઘેરાયેલ ચંદ્ર કે સૂર્ય.

**उपसेक** પુ૦ પાણી વગેરે છાંટીને નરમ કરવું.

**उपसेचन** न० સીંચવું, છાંટવું, સીંચવાનું-છાંટવાનું સાધન.

**उपसेचन** ત્રિ० સીંચનાર, છાંટનાર.

**उपसेवक** ત્રિ० ઉપભોગ વગેરેથી સેવવામાં આસક્ત, ભોગ ભોગવવામાં મચેલ, પાસે રહીને સેવા કરનાર.

**उपसेवन** ન० ઉપભોગનો પ્રસંગ, પાસે રહી સેવા કરવી.

**उपसेवा** સ્ત્રી० ઉપરના અર્થ.

**उपसेविन्** ત્રિ० उपसेवक શબ્દ જુઓ.

**उपसोम** પુ० સોમનામનો યજ્ઞ કરનાર.

**उपसोम** અવ્ય० ચંદ્રની પાસે, સોમલતાની પાસે.

**उपस्कर** પુ० હિંસા કરવી, ઉંદર, કડાં-કુંડલ વગેરેનો સમુદાય, મસાલો, ઘરને સાફ કરનાર સાવરણિ વગેરે.

**उपस्कर** ત્રિ० વિકાર પામેલ, અધ્યાહારથી કહેનાર.

**उपस्करण** ન० હિંસા કરવી, અલંકાર, સમુદાય, વિકાર, વાકયાધ્યાહાર, હિંસાનું સાધન, અલંકાર વગેરેનું સાધન.

**उपस्कार** પુ० અલંકાર, સમુદાય, વિકાર. વાકયાધ્યાહાર.

**उपस्कीर्ण** ત્રિ० હિંસા કરેલ.

**उपस्कीर्णि** સ્ત્રી० હિંસા કરવી.

**उपस्कृत** ત્રિ० શણગારેલ, એકઠું કરેલ, સંસ્કારી કરેલ, વિકાર પામેલ, અધ્યાહાર કરેલ.

**उपष्टम्भ** પુ० થાંભલો, ટેકો, આધાર, આલંબન, સ્થિતિ.

**उपष्टम्भक** ત્રિ० ટેકો આપનાર, આલંબન આપનાર, અધિકતા કરનાર.

**उपस्तम्भ** પુ० उपष्टम्भ શબ્દ જુઓ.

**उपस्तम्भ** ન० ઉપરનો શબ્દ જુઓ.

**उपस्तरण** ન० પાથરણુ, બીછાનું, જમીનને સપાટ અથવા સીધી કરવી.

**उपस्ति** પુ० ઝાડ.

**उपस्तिर्** ત્રિ० પથરાતું, પાથરવા યોગ્ય.

**उपस्तुत** ત્રિ० સમીપમાં સ્તુતિ કરાયેલ.

**उपस्तुति** સ્ત્રી० સમીપમાં સ્તુતિ, વખાણ.

**उपस्त्री** સ્ત્રી० ઉપપત્ની, રખાત સ્ત્રી.

**उपस्थ** પુ० ન० સ્ત્રી-પુરુષની ગુહ્ય ઇન્દ્રિય, ખોળો, મધ્ય ભાગ, સ્થિતિ.

**उपस्थ** ત્રિ० સમીપમાં રહેલ.

**उपस्थपत्र** પુ० પીપળાનું ઝાડ.

**उपस्थातृ** ત્રિ० ઉપાસન કરનાર, સેવનાર, સમીપમાં નમેલ, કહેલે સમયે પાસે આવેલ.

**उपस्थातृ** પુ० તે નામનો એક ઋત્વિજ.

**उपस्थान** ન० પાસે રહીને સ્થિતિ કરવી, અનુસંધાન, સ્મરણ, સમીપ જવું, સમીપમાં સેવવું.

**उपस्थानीय** ત્રિ० ઉપાસન કરનાર, સેવનાર, ઉપાસના કરવા યોગ્ય, સેવા કરવા યોગ્ય.

**उपस्थापक** ત્રિ० સ્મરણ કરાવનાર, પાસે સ્થિતિ કરાવનાર.

**उपस्थापन** ન० સમીપમાં સ્થાપવું, સ્મરણ કરાવવું.

**उपस्थापनीय** ત્રિ० સમીપમાં સ્થાપવા યોગ્ય, સ્મરણ કરાવવા યોગ્ય.

**उपस्थावर** અવ્ય० સ્થાવરની પાસે.

**उपस्थावरा** સ્ત્રી० પુરુષમેધ યજ્ઞના અંગરૂપ એક દેવતા.

**उपस्थित** ત્રિ० સમીપમાં રહેલ, પાસે આવેલ, પ્રાપ્ત થયેલ, વેદમાં નહિ વાપરેલ અનાર્ષ, સ્મરણમાં આવેલ, સ્મરણ કરેલ, સેવેલ.

**उपस्थित** ન० સેવન, પાસે રહેવું, સમીપ આવવું.

**उपस्थिता** સ્ત્રી० દશ અક્ષરના ચરણવાળો એક છંદ.

**उपस्थिति** स्त्री० સમીપમાં સેવવું, પાસે નમવું, સ્મરણ.

**उपस्थूण** अव्य० થાંભલી ઉપર, થાંભલીની પાસે.

**उपस्थूण** त्रि० ઘરના થાંભલાની પાસે ગયેલ-રહેલ.

**उपस्थेय** त्रि० પાસે રહી સેવવા યોગ્ય, સ્તુતિ કરવા યોગ્ય.

**उपस्नेह** पु० વૈદ્યકપ્રસિદ્ધ ક્લેદન.

**उपस्पर्श** पु० સ્પર્શ, સ્નાન, વેદોક્ત મંત્રપૂર્વક પાણી વગેરેથી મુખનો સ્પર્શ કરવો.

**उपस्पर्शन** न० ઉપરના અર્થ.

**उपस्रवण** न० ઝરણની નિવૃત્તિ, ટપકવું નહિ તે.

**उपस्वत्व** न० માલીકાની જમીન વગેરેમાંથી ઉત્પન્ન થયેલ ધાન્ય વગેરે દ્રવ્ય.

**उपस्वावत्** पु० સત્રાજિત રાજાનો એક પુત્ર.

**उपस्वेद** पु० અગ્નિ વગેરે તાપની પાસે રહેવાથી થયેલી ગરમી, ઉપતાપ શબ્દ જુઓ.

**उपहत** त्रि० તિરસ્કાર પામેલ, દૂષિત થયેલ, નાશ પમાડેલ, ઉત્પાતથી ઘેરાયેલ, અશુદ્ધ થયેલ, પરાભવ પામેલ.

**उपहति** स्त्री० ઉપઘાત, વિનાશ, સામે પ્રહાર.

**उपहन्तु** त्रि० હણનાર, નાશ કરનાર.

**उपहन्तृ** त्रि० ઉપરના અર્થ.

**उपहरण** न० પીરસવું, ભેટ આપવી.

**उपहर्तृ** त्रि० પીરસનાર, ભેટ આપનાર.

**उपहव** पु० આહ્વાન-બોલાવવું તે.

**उपहव्य** पु० તે નામને એક યજ્ઞ.

**उपहसित** न० ઉપહાસક-મશ્કરી, નિંદાસૂચક હાસ્ય.

**उपहसित** त्रि० મશ્કરી કરાયેલ, હાસ્યથી જેની નિંદા સૂચવી હોય તે.

**उपहस्त** पु० પ્રતિગ્રહ-દાન લેવું.

**उपहस्ति** नामधातु उभ० सक० सेट् હાથથી લેવું.

**उपहस्तिका** स्त्री० પાન-સોપારી વગેરે રહી શકે તેવી વસ્ત્ર વગેરેની બનાવેલી કોથળી.

**उपहार** पु० ભેટ, મૂકવું, ભેટ ધરવી, ભેટ ધરવાનું દ્રવ્ય, હારની પાસેનું દ્રવ્ય.

**उपहार** अव्य० હારની પાસે.

**उपहालक** पु० હળનો આગળનો ભાગ.

**उपहास** पु० મશ્કરી, નિંદાસૂચક હાસ્ય, ઠઠ્ઠો.

**उपहास्य** त्रि० હસવા યોગ્ય, મશ્કરી કરવા યોગ્ય, મશ્કરીથી નિંદવા યોગ્ય.

**उपहित** त्रि० મૂકેલ, સ્થાપેલ, અર્પણ કરેલ, સમીપ રાખેલ, આરોપણ કરેલ.

**उपहूत** त्रि० બોલાવેલ.

**उपहूति** स्त्री० બોલાવવું.

**उपहृत** त्रि० મૂકેલ, ધરેલ, ભેટ રૂપે આપેલ.

**उपहोम** पु० દશ દશ દેવતાવાળો-દશ આહુતિવાળો-દશ-દક્ષિણાવાળો એક હોમ.

**उपह्वर** न० એકાંત, જમીનનો પ્રદેશ, પાસેનું સ્થાન, જવા યોગ્ય, છેડાનો ભાગ.

**उपह्वर** पु० રથ.

**उपह्वान** न० બોલાવવું, મંત્રોચ્ચારપૂર્વક બોલાવવું.

**उपांशु** अव्य० નિર્જન, એકાંત, મૌન, ગુપ્ત.

**उपांशु** पु० મંત્ર વગેરેનો એક જપપ્રકાર.

**उपांशुयाज** पु० તે નામનો એક યજ્ઞ.

**उपाक** पु० પરસ્પર સમીપ ગયેલ, પાસે.

**उपाकरण** न० એક સ્તોત્રપ્રૈષ, યજ્ઞના પશુનો એક સંસ્કાર, આરંભ.

**उपाकर्मन्** न० તે નામનું એક કર્મ.

**उपाकृत** त्रि० યજ્ઞમાં હણવા માટે સંસ્કારયુક્ત કરેલ પશુ, આરંભેલ.

**उपाकृत** न० उपाकरण શબ્દ જુઓ.

**उपाक्ष** अव्य० નેત્રની પાસે.

**उपाख्या** स्त्री० પ્રત્યક્ષ, શબ્દ વગેરેથી કથન.

**उपाख्यान** न० પૂર્વકાળના વૃત્તાંતનું કથન, વિશેષ કથન.

**उपाख्यानक** न० પૂર્વકાળના વૃત્તાંતનું પ્રતિપાદન કરનાર કોઈ ગ્રંથ, કહેવું.

**उपागत** त्रि० પોતાની મેળે આવેલ, પાસે આવેલ.

**उपागति** स्त्री० પાસે આવવું.

**उपागम** पु० સ્વીકાર, સમીપ જવું.

**उपाग्रहण** न० સંસ્કારપૂર્વક વેદનો પ્રારંભ.

**उपाग्रहायण** अव्य० માગશરની પૂનેમ લગભગ.

**उपाग्रहायणि** अव्य० ઉપરનો અર્થ.

**उपाङ्ग** न० પ્રધાન–મુખ્ય અંગને ઉપયોગી, વેદાંગસમાન કોઇ શાસ્ત્ર, શરીરને ઉપયોગી પ્રત્યંગ.

**उपाङ्क** पु० તિલક.

**उपाजिन** त्रि० ચામડાની પાસે ગયેલ–રહેલ, ચામડાને પ્રાપ્ત કરનાર, સ્થાપવું.

**उपाजिन** अव्य० ચામડાની પાસે.

**उपाजे** अव्य० દુર્બળને બળ આપવું–દુર્બળમાં બળ સ્થાપવું.

**उपाजेकृत्य** अव्य० દુર્બળમાં બળ સ્થાપીને.

**उपाजेकृत्वा** अव्य० ઉપરનો અર્થ.

**उपाञ्जन** न० લીપવું, ખરડવું, આંજવાનો આધાર હાથ વગેરે,

**उपात्त** त्रि० ગ્રહણ કરેલ, પ્રાપ્ત કરેલ.

**उपात्त** पु० અંદર રહેલા મદવાળો હાથી.

**उपात्यय** पु० લૌકિક અને શાસ્ત્રીય આચારને ઓળંગવો, ઉલ્લંઘન કરવું, નાશ.

**उपादान** न० ગ્રહણ કરવું, ઇન્દ્રિયોને પોત પોતાના વિષયો તરફથી પાછી વાળવી, કાર્યયુક્ત કારણ.

**उपादानलक्षणा** स्त्री० અજહત્સ્વાર્થાલક્ષણા.

**उपादिक** पु० તે નામનો કોઇ કીડો.

**उपादिका** स्त्री० એક જાતનું શાક.

**उपादेय** त्रि० ગ્રહણ કરવા યોગ્ય, ઉપાદાન કારણમાં સંબંધ પામેલ, વિધિયપણું વગેરેથી ઉત્કૃષ્ટ.

**उपाधि** पु० કપટ, વિશેષણ, કુટુંબમાં વ્યાપૃત, ઉપનામ, ધર્મચિંતા, ન્યાયમતસિદ્ધ એક પદાર્થ.

**उपाधेय** त्रि० દાખલ કરવા યોગ્ય, આરોપણ કરવા યોગ્ય, વિશેષ્ય.

**उपाध्याय** पु० વિદ્યાગુરૂ, અધ્યાપક.

**उपाध्याया** स्त्री० નીચેનો શબ્દ જુઓ.

**उपाध्यायानी** स्त्री० ઉપાધ્યાયની પત્ની.

**उपाध्यायी** स्त्री० ઉપરનો અર્થ.

**उपानस्** त्रि० ગાડા જેવું, પિતાસમાન કાકા વગેરે.

**उपानह्** स्त्री० મોજડી. જોડા.

**उपानुवाक्य** न० એક પ્રકારનું વૈદિક વાક્ય.

**उपान्त** पु० નજદિક, પાસે.

**उपान्त** अव्य० અંતની પાસે–લગભગ છેડો.

**उपान्तिक** न० અત્યંત પાસે–નજદિક.

**उपान्तिक** त्रि० અત્યંત પાસેનું.

**उपान्तिम** त्रि० છેલ્લાની પાસેનું.

**उपान्तिम** अव्य० છેલ્લાની પાસે.

**उपान्त्य** त्रि० છેલ્લાની પાસે રહેલ

**उपाप्ति** स्त्री० પ્રાપ્તિ.

**उपाभृत्** स्त्री० उपाहरण શબ્દ જુઓ.

**उपाय** पु० પાસે જવું, પાસે જવાનું સાધન, રાજાઓના સામ–દાન વગેરે ઉપાય, ઉપક્રમ-આરંભ, ઉપાય.

**उपायन** न० ભેટ, ભેટ ધરવી, ભેટ મૂકવા યોગ્ય પદાર્થ, સમીપ જવું, પાસે જવું.

**उपायिन्** त्रि० ઉપાયવાળું, સાધનયુક્ત, પાસે જનાર.

**उपायु** त्रि० પાસે જનાર.

**उपार** पु० સમીપ આવેલ.

**उपारण** पु० પાસે જઇને જેમાં આનંદ નથી તે સ્થાન.

**उपारत** त्रि० પાછું ફરેલ.

**उपारम्भ** पु० પ્રારંભ.

**उपार्ज्जक** त्रि० ઉપાર્જન કરનાર, મેળવનાર.
**उपार्ज्जन** न० મેળવવું, સંપાદન કરવું.
**उपार्ज्जित** त्रि० મેળવેલ, સંપાદન કરેલ.
**उपालब्ध** त्रि० તિરસ્કાર પૂર્વક નિંદેલ, ઠપકો અપાયેલ.
**उपालभ्य** त्रि० ઠપકો આપવા યોગ્ય.
**उपालभ्य** अव्य० ઠપકો આપીને.
**उपालम्भ** पु० નિંદાપૂર્વક તિરસ્કાર, ઠપકો.
**उपालम्भन** न० ઉપરના અર્થ.
**उपालम्भ्य** त्रि० હિંસા કરવા યોગ્ય.
**उपावर्त्तन** न० પાછા આવવું, પૃથ્વી પર આળોટવું.
**उपावृत्त** त्रि० થાક ઉતારવા માટે જમીન ઉપર લોટેલ ઘોડો વગેરે, પાછું આવેલ.
**उपावृत्** स्त्री० આવૃત્તિ, નિવૃત્તિ.
**उपावृत्ति** स्त्री० ઉપરના અર્થ.
**उपाश्रम** पु० આશ્રમ સમાન પાશુપત વગેરે દીક્ષા.
**उपाश्रम** अव्य० આશ્રમની પાસે.
**उपाश्रय** पु० આશ્રય, જૈન સાધુઓને રહેવાનું સ્થળ.
**उपाश्रय** त्रि० આશ્રય કરનાર, આશ્રય કરવા યોગ્ય.
**उपाश्रित** त्रि० જેનો આશ્રય કર્યો હોય તે, જેણે આશ્રય લીધો હોય તે.
**उपासक** त्रि० સેવક, ઉપાસના કરનાર, શૂદ્ર.
**उपासक** पु० જૈનમતે બાર અંગમાંનું એક.
**उपासङ्ग** पु० ભાથો, સમીપમાં આસક્તિ.
**उपासन** न० બાણ ફેંકવાનું શિખવા માટે બાણનો અભ્યાસ, ચિંતન, મનન, સેવન, સમીપ બેસવું.
**उपासना** स्त्री० ઉપરના અર્થ.
**उपासा** स्त्री उपासन શબ્દ જુઓ.
**उपासादित** त्रि० પ્રાપ્ત કરેલ, મેળવેલ, સંપાદન કરેલ.
**उपासादित** न० પ્રાપ્તિ, મેળવવું, સંપાદન કરવું.
**उपासादितिन्** त्रि० જેણે મેળવ્યું હોય તે.
**उपासित** त्रि० જેનું ઉપાસન કર્યું હોય તે દેવ વગેરે, સેવેલ, મનન કરેલ, ચિંતવેલ.
**उपासितृ** त्रि० ઉપાસના કરનાર.
**उपास्ति** स्त्री० उपासना જુઓ.
**उपास्त्र** न० અસ્ત્રનું ઉપકરણ-ભાથો વગેરે.
**उपास्य** त्रि० સેવવા યોગ્ય, ચિંતવવા યોગ્ય, મનન કરવા યોગ્ય.
**उपास्य** अव्य० સેવીને, ચિંતવીને.
**उपाहित** त्रि આરોપેલ, સ્થાપેલ, મૂકેલ.
**उपाहित** पु० ઉલ્કાપાત વગેરે અગ્નિના ઉત્પાતરૂપ ઉપદ્રવ.
**उपेक्ष** पु० અક્રૂરનો એક ભાઈ-ગાંદિનીનો પુત્ર.
**उपेक्षक** त्रि ઉપેક્ષા કરનાર યોગી વગેરે, કોઈની દરકાર નહિ કરનાર, ઉપેક્ષા કરનાર.
**उपेक्षण** न० ત્યાગ, ઉદાસીનતા, મધ્યસ્થતા, રાજાઓના સાત ઉપાયમાંનો એક.
**उपेक्षणीय** त्रि० ત્યાગ કરવા યોગ્ય, ઉપાય માટે નહિ વિચારવા યોગ્ય, દરકાર નહિ કરવા યોગ્ય.
**उपेक्षा** स्त्री ત્યાગ, ઉદાસીનતા, દરકાર નહિ તે, અમુક ગ્રહણ કરવા યોગ્ય નથી એવા પ્રકારનું એક જ્ઞાન, ચિત્તને શુદ્ધ કરવા માટે યોગશાસ્ત્રમાં કહેલી ચાર ભાવનાઓમાંની એક.
**उपेत** त्रि० પાસે ગયેલ, પ્રાપ્ત થયેલ, પાસે આવેલ, ઉપનયન સંસ્કાર પામેલ, ગર્ભાધાન માટે સ્ત્રીપાસે ગયેલ.
**उपेन्द्र** पु० વિષ્ણુ.
**उपेन्द्रवज्रा** स्त्री० અગીઆર અક્ષરના ચરણવાળો એક છંદ.

**उपेय** त्रि० ઉપાયથી સાધ્ય, પ્રાપ્ત કરવા યોગ્ય, પાસે જવા યોગ્ય.
**उपेयिवस्** त्रि० પાસે ગયેલ, સમીપ ગયેલ.
**उपेयुषी** स्त्री० સમીપ ગયેલી સ્ત્રી.
**उपोढ** त्रि० બરાબર ગોઠવાયેલ, વ્યૂહરચનામાં ગોઠવાયેલ સૈન્ય, પાસે, સમીપ, પરણેલ.
**उपोढ** न० વ્યૂહ.
**उपोत** त्रि० પરોવેલ.
**उपोती** स्त्री० पूतिका શબ્દ જુઓ.
**उपोत्तम** त्रि० છેલ્લાની પાસેનું પહેલું.
**उपोदक** त्रि० પાણીની પાસે રહેલ.
**उपोदक** अव्य० પાણીની પાસે.
**उपोदकी** स्त्री० पूतिका શબ્દ જુઓ.
**उपोदिका** स्त्री० पूतिका શબ્દ જુઓ.
**उपोदीका** स्त्री० ઉપરનો અર્થ.
**उपोद्ग्रह** पु० જ્ઞાન.
**उपोद्घात** पु० ગ્રંથાદિની આલોચનારૂપ સંગતિ, પ્રારંભ.
**उपोद्वेलन** न० ઉદ્દીપન, ઉત્તેજન.
**उपोषण** न० ઉપવાસ.
**उपोषित** त्रि० ઉપવાસ કરનાર.
**उपोषित** न० ઉપવાસ.
**उपोष्य** त्रि० ઉપવાસ કરીને ગાળવા યોગ્ય દિવસ વગેરે.
**उपोष्य** अव्य० ઉપવાસ કરીને.
**उप्त** त्रि० વાવેલ, જેમાં અનાજ વગેરે વાવ્યું હોય તે ખેતર.
**उप्तकृष्ट** त्रि० પ્રથમ વાવીને પછીથી ખેડેલ.
**उप्ति** स्त्री० વાવવું.
**उप्तिम** त्रि० વાવવાથી થયેલ.
**उप्य** त्रि० વાવવા યોગ્ય.
**उब्ज्** तुदा० पर० अक० सेट् સરળ–સીધું કરવું. नि+ચત્તાંને ઉંધું કરવું.
**उब्जक** त्रि० સરળતાવાળું.
**उभ्** तु० प० स० सेट् પૂર્ણ કરવું.

**उभ** त्रि० द्विव० બે, બેપણાથી યુક્ત.
**उभक** त्रि० द्विव० ઉપરના અર્થ.
**उभय** त्रि० બે અવયવવાળું, બેપણાથી યુક્ત.
**उभयचर** त्रि० પૃથ્વી અને આકાશમાં વિચરનાર પક્ષી વગેરે.
**उभयत्रचर** त्रि० ઉપરનો અર્થ.
**उभयतोदत्** त्रि० ઉપર–નીચે બન્ને તરફ દાંતવાળું મનુષ્ય વગેરે.
**उभयतोदन्त** त्रि० ઉપરનો અર્થ.
**उभयतोमुख** त्रि० બન્ને તરફ મુખવાળું ઘર વગેરે.
**उभयतस्** अव्य० બન્નેતરફથી, બે તરફથી.
**उभयत्र** अव्य० બન્નેમાં, બેમાં.
**उभयथा** अव्य० બન્ને પ્રકારે, બે પ્રકારે.
**उभयद्युस्** अव्य० બન્ને દિવસે, બે દિવસે.
**उभयविध** त्रि० બન્ને પ્રકારવાળું.
**उभयवेतन** पु० બન્ને તરફનો પગાર ખાનાર જાસુસ.
**उभयादन्ति** अव्य० જે યુદ્ધમાં બે દાંત હથિઆર તરીકે હોય તે યુદ્ધ.
**उभयेद्युस्** अव्य० બન્ને દિવસે, બે દિવસે.
**उम्** अव्य० રોષમાં, સ્વીકારમાં તથા પ્રશ્નમાં વપરાય છે.
**उमा** स्त्री० પાર્વતી, દુર્ગા દેવી, હળદર, અળસી, કીર્તિ, કાંતિ, શાંતિ.
**उमाकट** पु० અળસીની કે હળદરની રજ.
**उमागुरु** पु० હિમાલય.
**उमाचतुर्थी** स्त्री० પાર્વતીનો જન્મદિવસ-જેઠ શુદ ચોથ.
**उमाचर** पु० મહાદેવ.
**उमातनय** पु० કાર્તિક સ્વામી, ગણપતિ.
**उमाधव** पु० મહાદેવ.
**उमापति** पु० મહાદેવ.
**उमावन** न० શોણિતપુર નગર.
**उमासहाय** पु० મહાદેવ.
**उमासुत** पु० કાર્તિકસ્વામી, ગણપતિ.

**उमेश** પુ० શિવ.
**उम्बर** પુ० બારણાં ઉપરનું લાકડું, ઉંબરો, તે નામનો કોઇ ગંધર્વ.
**उम्बी** સ્ત્રી० જવ-ઘઉં વગેરેનો પોંક.
**उम्बुर** પુ० उम्बर શબ્દ જુઓ.
**उम्भ्** તુ० પ० સ० સેટ્ પૂર્ણ કરવું.
**उम्भ** ત્રિ० પૂર્ણ કરનાર.
**उम्य** ન० જેમાં અળસી પાકે તે ખેતર.
**उम्लोचा** સ્ત્રી० તે નામની એક અપ્સરા.
**उर्** ભ્વા० પ० સ० સેટ્ જવું.
**उर** પુ० બકરો, ઘેટો.
**उरःसूत्रिका** સ્ત્રી० મોતીનો હાર
**उरग** પુ० સર્પ, આશ્લેષા નક્ષત્ર, સીસું.
**उरगभक्ष** પુ० ગરૂડ, મોર.
**उरगभूषण** પુ० મહાદેવ.
**उरगराज** પુ० સર્પનો રાજા વાસુકિ, મોટો સર્પ, શેષ નાગ.
**उरगस्थान** ન० પાતાળ.
**उरगारि** પુ० ગરૂડ, મોર.
**उरगाशन** પુ० ગરૂડ, મોર.
**उरङ्ग** પુ० સર્પ.
**उरङ्गम** પુ० સર્પ.
**उरण** પુ० બકરો, ઘેટો, દાદરનો નાશ કરનારૂં ઝાડ.
**उरणाक्ष** પુ० દાદરનો નાશ કરનારૂં ઝાડ.
**उरणाक्षक** પુ० ઉપરનો અર્થ
**उरणाख्य** પુ० ઉપરનો અર્થ.
**उरणाख्यक** પુ० उरणाक्ष જુઓ.
**उरभ्र** પુ० બકરો, ઘેટો, દાદરનો નાશ કરનારૂં ઝાડ.
**उरभ्रसारिका** સ્ત્રી० એક કીડો.
**उरभ्रा** સ્ત્રી० બકરી, ઘેટી.
**उररी** અવ્ય० અંગીકાર, સ્વીકાર, વિસ્તાર.
**उररीकार** પુ० સ્વીકાર, અંગીકાર.
**उररीकृत** ત્રિ० સ્વીકારેલ.
**उररीकृत्य** અવ્ય० સ્વીકારીને.
**उरल** ત્રિ० ગતિવાળું.
**उरव्य** ત્રિ० ગતિવાળાની પાસેનો પ્રદેશ વગેરે.
**उरश** પુ० તે નામનો એક મુનિ.
**उरश्छद** પુ० કવચ, બખ્તર.
**उरस्** कण्ड्वादि પ० अक० सेट् બળવાળા થવું.
**उरस्** ન० છાતી.
**उरस** ત્રિ० શ્રેષ્ઠ છાતીવાળું.
**उरसिज** પુ० સ્તન.
**उरसिजात** પુ० સ્તન.
**उरसिरुह** પુ० સ્તન.
**उरसिल** ત્રિ० શ્રેષ્ઠ છાતીવાળું.
**उरस्कट** પુ० બાળકોનું ઝબલું.
**उरस्तम्** અવ્ય० પુત્ર, છાતીમાંથી, છાતી ઉપરથી.
**उरस्त्र** ન० છાતીનું રક્ષણ કરનાર બખ્તર.
**उरस्त्राण** ન० ઉપરનો અર્થ.
**उरस्य** પુ० છાતીના એક ભાગમાં રહેલ, પુત્ર.
**उरस्वत्** ત્રિ० શ્રેષ્ઠ છાતીવાળું.
**उरिमन्** ન० વિશાળતા, પુષ્કળતા.
**उरी** અવ્ય० उररी જુઓ.
**उरीकार** પુ० સ્વીકાર, વિસ્તાર.
**उरीकृत** ત્રિ० સ્વીકારેલ.
**उरीकृत्य** અવ્ય० સ્વીકારીને.
**उरु** ત્રિ० વિશાળ, મોટું, ઘણું, વિસ્તીર્ણ, લાંબું.
**उरुकाल** પુ० લાંબો સમય, એક વેલો.
**उरुकालक** પુ० એક જાતનો વેલો.
**उरुक्रम** પુ० વિષ્ણુનો વામન અવતાર, ઋષભ દેવ.
**उरुगाय** પુ० પરમેશ્વર, વાસુદેવ, વિસ્તીર્ણ ગતિ, બહુ ગાન.
**उरुचक्षस्** ત્રિ० મોટા દર્શનવાળું.
**उरुचक्षस्** પુ० સૂર્ય, આકડાનું ઝાડ.

**उरुज्मन्** त्रि० घणी पृथ्वीवाळुं.
**उरुज्रयस्** त्रि० विशाळ वेगवाळुं.
**उरुज्रि** त्रि० घणी गतिवाळुं.
**उरुण्ड** पु० એક જાતનો અસુર.
**उरुता** स्त्री० विशाळता, पुष्कळता, लंबाई.
**उरुत्व** न० ઉપરના અર્થ.
**उरुबिल** त्रि० मोटा छिद्रवाळुं पात्र वगेरे.
**उरुबिली** स्त्री० थाळी.
**उरुब्ज** पु० पुष्कळ पाणी उत्पन्न करनार.
**उररी** अव्य० उररी जुओ.
**उरुलोक** न० आकाश.
**उरुलोक** पु० श्रेष्ठ लोक.
**उरुबु** पु० એક જાતનું ઝાડ–એરંડો.
**उरुबुक** पु० ઉપરનો અર્થ.
**उरुबूक** पु० લાલ એરંડો.
**उरुव्यचस्** पु० રાક્ષસ.
**उरुव्यचम्** त्रि० અતિવ્યાપક.
**उरुषा** त्रि० અત્યંત દાતા.
**उरुष्य्** कण्ड्वादि पर० स० सेट् રક્ષણ કરવું.
**उरुष्या** स्त्री० રક્ષણની ઇચ્છા.
**उरुष्यु** त्रि० રક્ષણની ઇચ્છાવાળું.
**उरूची** स्त्री० અતિવ્યાપક સ્ત્રી.
**उरूरी** अव्य० उररी જુઓ.
**उरूवुक** पु० એરંડાનું ઝાડ.
**उरूवूक** पु० એરંડાનું ઝાડ.
**उरूव्यचस्** पु० રાક્ષસ.
**उरूव्यचम्** त्रि० વ્યાપક.
**उरूणस्** त्रि० લાંબા નાકવાળું.
**उरोज** पु० સ્તન.
**उरोभूषण** न० છાતીનો અલંકાર હાર.
**उरोभूषण** त्रि० છાતીને શોભાવનાર.
**उरोबृहती** स्त्री० તે નામનો વૈદિક છંદ.
**उरोहस्त** न० એક જાતનું બાહુયુદ્ધ.
**उर्ज्** भ्वा० चु० उ० अक० सेट् જીવવું.
**उर्जित** त्रि० વધેલ, પ્રખ્યાત.

**उर्णनाभ** पु० તે નામનો કીડો–કરોળીયો.
**उर्णा** स्त्री० ઊન, કપાળમાં થનારૂં રૂંવાટાંમય ચિન્હ.
**उर्द्** भ्वा० आत्म० सेट् રમવું अक० આપવું, સ્વાદ લેવો. स०
**उर्द्र** पु० પાણીનો બિલાડો.
**उर्व्** भ्वा० प० स० सेट् હિંસા કરવી.
**उर्व्व** पु० પૃથ્વી ઉપર વિચરનાર કોઈ પિતૃ દેવ, કોઈ એક ઋષિ.
**उर्वच्** त्रि० અતિવ્યાપક.
**उर्वट** पु० વાછરડો.
**उर्वन** पु० न० અધિકતાને પ્રાપ્ત થયેલ.
**उर्वर** त्रि० અધિક, ઘણું.
**उर्वरा** स्त्री० પૃથ્વી, તે નામની એક અપ્સરા.
**उर्वरासा** त्रि० પૃથ્વીનો વિભાગ કરનાર.
**उर्वरित** त्रि० અધિકતાયુક્ત.
**उर्वरी** स्त्री० અધિકતાને પ્રાપ્ત થયેલ સ્ત્રી.
**उर्वर्थ** त्रि० પૃથ્વીમાં થનાર.
**उर्वर्य** पु० રૂદ્રદેવ.
**उर्वशी** स्त्री० એક અપ્સરા, એક નદી.
**उर्वशीतीर्थ** न० મહાભારતમાં કહેલ તીર્થ.
**उर्वशीपति** पु० નીચેનો અર્થ.
**उर्वशीरमण** पु० ચન્દ્રવંશનો પુરૂરવા રાજા.
**उर्वशीवल्लभ** पु० ઉપરનો અર્થ.
**उर्वारु** पु० કાકડી.
**उर्वारुक** पु० કાકડી.
**उर्विया** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**उर्वी** स्त्री० મોટી–લાંબી સ્ત્રી, પૃથ્વી, નદી.
**उर्वीधर** पु० પર્વત.
**उर्वीधव** पु० રાજા.
**उर्वीनाथ** पु० રાજા.
**उर्वीभृत** पु० પર્વત, રાજા.
**उर्वीरुह** पु० ઝાડ.
**उर्वीश** पु० રાજા.

**उर्वीश्वर** પુ૦ રાજા.
**उर्व्या** સ્ત્રી૦ મોટાઈ, મહત્ત્વ.
**उल्** સૌત્ર૦ પર૦ સક૦ સેટ્ બાળવું.
**उल** પુ૦ એક જાતનો મૃગ.
**उलङ्** ભ્વા૦ ચુ૦ ઉભ૦ સક૦ સેટ્ ઉંચે ફેંકવું.
**उलन्द्र** પુ૦ તે નામનો એક રાજા.
**उलन्द** પુ૦ કોઈ એક રાજા.
**उलप** પુ૦ ન૦ ડાળીઓ અને પાંદડાંના સમુદાયવાળો વેલો.
**उलप** ન૦ એક જાતનું કોમળ ઘાસ.
**उलपिन्** પુ૦ શિશુમાર ગ્રહ.
**उलप्य** પુ૦ એક રૂદ્રદેવ.
**उलिन्द** પુ૦ તે નામનો એક દેશ.
**उलु** ત્રિ૦ મોટું, વિશાળ, વિવાહ વગેરેમાં સ્ત્રીઓએ ઉચ્ચારાતો એક શબ્દ.
**उलुप** પુ૦ ન૦ નીચેનો અર્થ.
**उलुप** પુ૦ એક જાતનું કોમળ ઘાસ.
**उलुपिन्** પુ૦ શિશુમાર મત્સ્ય.
**उलुलि** પુ૦ વૃદ્ધિસૂચક શબ્દ.
**उलूक** ન૦ એક જાતનું ઘાસ.
**उलूक** પુ૦ ઘુવડ, ઇન્દ્ર, તે નામનો દુર્યોધનનો એક જાસુસ, એક જાતનું ઘાસ, એક દેશ.
**उलूकयातु** પુ૦ તે નામનો એક અસુર.
**उलूकी** સ્ત્રી૦ તામ્રાની પુત્રી શુકીની કન્યા.
**उलूखल** ન૦ ખાંડણીયો.
**उलूखल** પુ૦ ગુગળ.
**उलूखलक** પુ૦ ખાંડણીઓ.
**उलूखलसुत** પુ૦ સોમલતાનો રસ.
**उलूखलिक** ત્રિ૦ ખાંડણીયો જેનું સાધન હોય તે.
**उलूत** પુ૦ અજગર.
**उलूपिन्** પુ૦ શિશુમાર ગ્રહ, મત્સ્યવિશેષ.
**उलूपी** સ્ત્રી૦ તે નામની એક નાગકન્યા.
**उलुलव** ત્રિ૦ મોટા શબ્દવાળું.
**उलुलु** ત્રિ૦ મોટા પ્રકારવાળું.
**उल्का** સ્ત્રી૦ આકાશમાંથી પડતું ઉંબાડીયું.
**उल्काचक्र** ન૦ રૂદ્રયામલપ્રસિદ્ધ એક ચક્ર.
**उल्काजिह्व** પુ૦ તે નામનો એક અસુર.
**उल्कामुख** પુ૦ એક જાતનો પ્રેત.
**उल्कामुखी** સ્ત્રી૦ એક જાતનું પ્રાણી.
**उल्कुषी** સ્ત્રી૦ उल्का શબ્દ જુઓ.
**उल्ब** ન૦ ગર્ભની આસપાસ વીંટાયલી ઓળ.
**उल्बण** ત્રિ૦ ઉત્કટ, ઉગ્ર, પ્રકાશયુક્ત, તેજસ્વી, નીચું, ઉંચું.
**उल्मुक** ન૦ બળતો અંગારો.
**उल्मुक** પુ૦ તે નામનો એક યાદવ.
**उल्मुक्य** ત્રિ૦ બળતા અંગારાથી સાધ્ય.
**उल्य** પુ૦ उलप શબ્દ જુઓ.
**उल्लंघन** ન૦ ઓળંગવું, ઉંચે જવા વગેરેથી વટી જવું.
**उल्लल** ત્રિ૦ ઘણા રોગવાળું, ઉંચે ચાલેલ.
**उल्ललित** ત્રિ૦ ઉંચે ચાલેલ, હલાવેલ, કંપાવેલ.
**उल्लसन** ન૦ ઉલ્લાસ-હર્ષજનક વ્યાપાર, રોમાંચ,
**उल्लसनक** ન૦ રોમાંચ.
**उल्लसित** ત્રિ૦ સ્ફુરેલ, હર્ષ પામેલ, ઉદ્ધત.
**उल्लाघ** ત્રિ૦ રોગથી મુક્ત થયેલ, દક્ષ, હોશીઆર, ચતુર, પવિત્ર.
**उल्लाघ** પુ૦ મરી.
**उल्लाप** પુ૦ કાકુવાક્ય-વક્રવચન, શોક અથવા રોગ વગેરેથી વિકૃતસ્વરવાળું વાક્ય, દુષ્ટવાક્ય, સૂચના કરવી.
**उल्लापन** ન૦ વિવરણુ વગેરે કરીને વ્યાખ્યાન કરવું.
**उल्लापिक** ત્રિ૦ સૂચના કરનાર.
**उल्लास** પુ૦ પ્રકાશ, હર્ષ, આનંદ, કોઈ ગ્રંથનો અમુક ભાગ, પ્રારંભ.
**उल्लासिन्** ત્રિ૦ ઉલ્લાસવાળું, કાંતિમાન, હર્ષવાળું.

**उल्लिखित** त्रि० કોતરેલ, ઉપર લખેલ,છોલેલ, પાતળું કરેલ, ચિત્રેલ, કર્તવ્યરૂપે કરેલા ઉલ્લેખવાળો પદાર્થ.
**उल्लुञ्चन** न० કાપી નાખવું, મૂળમાંથી ઉખેડી નાખવું.
**उल्लुण्ठन** न० પોતાનો અભિપ્રાય ગુપ્ત રાખી જૂદો ભાવ પ્રકટ કરવો.
**उल्लुण्ठा** स्त्री० ઉપરનો અર્થ.
**उल्लू** त्रि० ઉખેડી નાખનાર, કાપી નાખનાર.
**उल्लेख** पु० 'અમુક કરવું' છે એમ સંકલ્પિત અર્થનું પ્રતિપાદન કરનાર શબ્દોચ્ચાર, તે નામનો એક સાહિત્યાલંકાર, ઘર્ષણ, કોતરવું, લખવું.
**उल्लेखन** न० ઓકવું, ખોદવું, ચિન્હ કરવું, ઉપરનો શબ્દ જુઓ.
**उल्लोच** पु० ચંદરવો.
**उल्लोप्य** न० લૌકિક ગાયન.
**उल्लोल** पु० મોટો તરંગ, મોટું મોજું.
**उल्लोल** त्रि० અતિ ચંચળ.
**उल्व** पु० ઓળ, ગર્ભ.
**उल्वण** त्रि० उल्बण શબ્દ જુઓ.
**उश** त्रि० ઇચ્છા કરતું.
**उशत्** त्रि० ઉપરનો અર્થ
**उशती** स्त्री० અમંગલ વાણી.
**उशनस्** पु० શુક્રાચાર્ય.
**उशनस्तोम** पु० એક યજ્ઞ.
**उशाना** स्त्री० એક જાતની પહાડી ઔષધિ.
**उशिज्** पु० અગ્નિ, ઘી, અન્ન, બુદ્ધિ.
**उशिज्** त्रि० ઇચ્છા કરતું.
**उशिज** त्रि० બુદ્ધિમાન.
**उशी** स्त्री० કોઇ પ્રકારની ઇચ્છા.
**उशीनर** पु० યાદવ વંશનો એક ક્ષત્રિય, તે નામનો એક દેશ.
**उशीर** पु० न० સુગંધીવાળો–ખસ.
**उशीरक** पु० न० ઉપરનો અર્થ.
**उशीरबीज** पु० ઉત્તર દિશામાં આવેલો તે નામનો એક પર્વત.
**उशीरादि** न० આયુર્વેદપ્રસિદ્ધ પાચન.
**उशीरिक** त्रि० સુગંધીવાળો–ખસ વેચનાર.
**उशीरी** स्त्री० નાનો કાસડો.
**उशेन्य** त्रि० ઇચ્છા કરવા યોગ્ય.
**उष** भ्वा० प० स० सेट् બાળવું, વધ કરવો.
**उष्** भ्वा० प० स० सेट् બાળવું, વધ કરવો. अभि+ચોતરફથી બાળવું, अव+નીચે તાપ કરીને બાળવું, उद्+અત્યંત બાળવું,उप+ સમીપમાં બાળવું, प्रति+સામે બાળવું.
**उषस्** कण्ड्वादि प० स० सेट् પ્રભાત થવું.
**उष** त्रि० બાળનાર, ત્રણે સંધ્યાકાળે કામી.
**उष** न० એક જાતનું લવણ.
**उष** पु० ગુગળ, દિવસ, પ્રભાત.
**उषर्बुध** पु० રુદ્ર દેવ.
**उषण** न० મરી, પીપરીમૂળ, સુંઠ.
**उषणा** स्त्री० પીપર.
**उषती** स्त्री० અમંગળ વાણી.
**उषत्** पु० યદુવંશી એક રાજા, શબ્દ.
**उषद्गु** पु० યદુવંશી એક રાજા.
**उषद्रथ** पु० પુરૂવંશી એક રાજા.
**उषप** पु० અગ્નિ, સૂર્ય, ચિત્રક વૃક્ષ, આકડાનું ઝાડ.
**उषर्बुध** त्रि० અગ્નિહોત્રના સમયે જાગેલ.
**उषर्बुध** पु० અગ્નિ, ચિત્રક વૃક્ષ.
**उषस्** न० પ્રભાત, પરોઢ, બ્રાહ્મ મુહૂર્ત.
**उषस्** स्त्री० ત્રણ સંધ્યા, પ્રભાતનો અધિષ્ઠાયક દેવ.
**उषसी** स्त्री० સાયંસંધ્યા.
**उषस्ति** पु० તે નામનો એક ઋષિ.
**उषस्य** त्रि० પ્રભાત જેની દેવતા હોય તે પશુ વગેરે.
**उषा** स्त्री० ત્રણ સંધ્યા, એક પ્રકારનો સમય, રાત્રિ, ક્ષારભૂમિ, ગાય, હાંડલી, થાળી, બાણરાજાની પુત્રી–ઓખા.
**उषा** अव्य० પ્રાતઃકાળ.

**उषाकल** પુ૦ કુકડો.
**उषातन** ત્રિ૦ પ્રાતઃકાળમાં થનાર.
**उषानाथ** પુ૦ નીચેનો શબ્દ જુઓ.
**उषापति** પુ૦ કૃષ્ણનો પૌત્ર અનિરૂદ્ધ.
**उषारमण** પુ૦ ઉપરનો અર્થ.
**उषित** ત્રિ૦ વાસી, રહેલ, બળેલ, ઝરેલ, ટપકેલ.
**उषित** ન૦ વાસ, રહેઠાણ.
**उषितङ्गवीन** ત્રિ૦ જ્યાં ગાયો રહી હોય તેવો પ્રદેશ વગેરે.
**उषीर** પુ૦ ન૦ સુગંધીવાળો-ખસ.
**उषेश** પુ૦ અનિરૂદ્ધ.
**उष्ट्र** પુ૦ બળદ-આંખલો.
**उष्ट्र** પુ૦ ઉંટ.
**उष्ट्रकर्णिक** પુ૦ દક્ષિણમાં આવેલો એક યવનદેશ.
**उष्ट्रकाण्डी** સ્ત્રી૦ એક જાતનું ફૂલ.
**उष्ट्रगोष्ठ** ન૦ ઉંટને રહેવાનું સ્થળ.
**उष्ट्रग्रीव** પુ૦ ભગંદર રોગ.
**उष्ट्रधूसरपुच्छिका** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.
**उष्ट्रधूसरपुच्छी** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**उष्ट्रपादिका** સ્ત્રી૦ એક જાતનો જમીન ઉપર પથરાતો વેલો.
**उष्ट्रशिरोधर** ન૦ એક જાતનો ભગંદર રોગ.
**उष्ट्रस्थान** ન૦ ઉંટને રહેવાનું સ્થાન.
**उष्ट्रासिका** સ્ત્રી૦ ઉંટના જેવું આસન.
**उष्ट्रिका** સ્ત્રી૦ દારૂનું માટીનું એક વાસણ, ઉંટડી.
**उष्ट्री** સ્ત્રી૦ ઉંટડી.
**उष्ण** પુ૦ ગ્રીષ્મ ઋતુ, તાપ, ડુંગળી, તે નામનું એક નરક, ગરમ સ્પર્શ.
**उष्ण** ત્રિ૦ ગરમ કોઈ પદાર્થ, આળસુ નહિ તે, દક્ષ.
**उष्णक** ત્રિ૦ ઉપરનો અર્થ.
**उष्णक** પુ૦ તાવ.
**उष्णकर** પુ૦ સૂર્ય.
**उष्णकर** ત્રિ૦ ગરમ કરનાર.
**उष्णकाल** પુ૦ ગ્રીષ્મ ઋતુ.
**उष्णकिरण** પુ૦ સૂર્ય.
**उष्णग** પુ૦ ગ્રીષ્મ કાળ.
**उष्णगम** પુ૦ ગ્રીષ્મ કાળ.
**उष्णगु** પુ૦ સૂર્ય.
**उष्णंकरण** ન૦ ગરમ કરવાનું સાધન.
**उष्णता** સ્ત્રી૦ ગરમી, તાપ.
**उष्णत्व** ન૦ ગરમી, તાપ.
**उष्णदीधिति** પુ૦ સૂર્ય.
**उष्णनदी** સ્ત્રી૦ વૈતરણી નદી.
**उष्णरश्मि** પુ૦ સૂર્ય.
**उष्णवारण** ન૦ છત્ર-છત્રી.
**उष्णवीर्य** પુ૦ શિશુપાળ નામનું જલજંતુ.
**उष्णवीर्य** ત્રિ૦ ઉગ્રવીર્યવાળું, ઉગ્રપરાક્રમી.
**उष्णा** સ્ત્રી૦ ક્ષય રોગ, સંતાપ, પિત્ત.
**उष्णांशु** પુ૦ સૂર્ય.
**उष्णागम** પુ૦ ઉનાળો.
**उष्णाभिगम** પુ૦ ઉનાળો.
**उष्णालु** ત્રિ૦ ગરમી સહન નહિ કરનાર.
**उष्णासह** ત્રિ૦ ઉપરનો અર્થ.
**उष्णासह** પુ૦ હેમન્ત ઋતુ.
**उष्णिका** સ્ત્રી૦ રાબડી, દક્ષ-ચતુર સ્ત્રી.
**उष्णिज्** ત્રિ૦ ગરમ સ્પર્શવાળું.
**उष्णिह्** સ્ત્રી૦ સાત અક્ષરના ચરણવાળો તે નામનો એક છંદ.
**उष्णीगङ्ग** ન૦ ભૃગુતુંગ નામના પર્વત પાસેનું એક તીર્થ.
**उष्णीष** પુ૦ ન૦ પાઘડી, મુકુટ.
**उष्णीषिन्** ત્રિ૦ પાઘડી અથવા મુકુટ ધારણ કરનાર.
**उष्णीषिन्** પુ૦ મહાદેવ.
**उष्णोदक** ન૦ ગરમ પાણી.
**उष्णोपगम** પુ૦ ગ્રીષ્મ ઋતુ.
**उष्म** પુ૦ ઘામ, તાપ, ગરમી, ગ્રીષ્મ ઋતુ.
**उष्मक** પુ૦ ઉપરનો અર્થ.

**उष्मन्** त्रि॰ गरमी, તાપ, ગ્રીષ્મ ઋતુ, श ષ-સ-હ-અક્ષરો.

**उष्मप** પુ॰ તે નામનો એક પિતૃગણ,

**उष्मप** त्रि॰ ગરમીનું પાન કરનાર કોઈ તપસ્વી.

**उष्मागम** પુ॰ ઉનાળો.

**उष्माय्** નામધાતુ ગરમી બહાર કાઢવી.

**उस्र** પુ॰ કિરણ, બળદ, દેવ, સૂર્ય.

**उस्र** પુ॰ દ્વિવ॰ અશ્વિનીકુમાર.

**उस्रा** સ્ત્રી॰ સુગંધી લતા, પૃથ્વી.

**उस्रि** સ્ત્રી॰ જનાર, ગમન કરનાર.

**उस्रिक** પુ॰ ઘરડો બળદ.

**उस्रिका** સ્ત્રી॰ ઘરડી ગાય.

**उस्रिय** પુ॰ ઘરડો બળદ.

**उस्रिया** સ્ત્રી॰ ઘરડી ગાય.

**उह्** ભ્વા॰ પર॰ સક॰ સેટ્ પીડવું,દુઃખ દેવું.

**उहे** અવ્ય॰ સંબોધનમાં અને નકકી-નિશ્ચય એવા અર્થમાં વપરાય છે.

**उहह** અવ્ય॰ સંબોધનાર્થે.

**उहान** પુ॰ તે નામે દેશ.

**उहू** સ્ત્રી॰ ખેદસૂચક શબ્દ.

**उहू** त्रि॰ વહન કરનાર, ઉંચકનાર, લઇ જનાર.

**उह्यमान** त्रि॰ વહન કરાતું, ઉંચકાતું, લઇ જવાતું.

**उहूर** પુ॰ બળદ.

# ऊ.

**ऊ** સ્વરોમાં છઠ્ઠો દીર્ઘ સ્વર.

**ऊ** અવ્ય॰ સંબોધનમાં, વાકયના આરંભમાં, દયામાં, રક્ષામાં વપરાય છે.

**ऊ** પુ॰ મહાદેવ, ચંદ્ર, દીર્ઘસ્વર-ઊકાર.

**ऊ** त्रि॰ પાલક, રક્ષક.

**ऊढ** त्रि॰ પરણેલ.

**ऊढकंकट** પુ॰ જેણે બખ્તર ધારણ કર્યું હોય તે.

**ऊढवत्** त्रि॰ પરણેલ.

**ऊढा** સ્ત્રી॰ પરણેલી સ્ત્રી.

**ऊढि** સ્ત્રી॰ વહન કરવું, ધારણ કરવું, લઈ જવું, વિવાહ.

**ऊत** त्रि॰ સીવેલ, વણેલ, ગુંથેલ, પરોવેલ, રક્ષણ કરેલ.

**ऊति** સ્ત્રી॰ રક્ષણ, રક્ષણ કરનાર, સીવવું, વણવું, ગુંથવું, ક્ષરવું, ઝરવું, ટપકવું, ખરવું, લીલા, પુરાણોનાં લક્ષણમધ્યે કર્મ-વાસના રૂપ તે નામનું એક લક્ષણ.

**ऊधन्** ન॰ આઉ, બાવલું, અડાણ.

**ऊधर्** ન॰ ઉપરના અર્થે.

**ऊधस्** ન॰ આઉ, અડાણ, બાઉલું.

**ऊधस्य** ન॰ દુધ.

**ऊधस्वती** સ્ત્રી॰ શ્રેષ્ઠ અડાણવાળી, શ્રેષ્ઠ આઉવાળી.

**ऊन्** ચુ॰ ઉ॰ સ॰ સેટ્ ત્યાગ કરવો.

**ऊन** त्रि॰ ઓછું, અસંપૂર્ણ.

**ऊनचत्वारिंश** त्रि॰ ઓગણચાલીસ.

**ऊनत्रिंश** त्रि॰ ઓગણત્રીસ.

**ऊनपञ्चाश** त्रि॰ ઓગણપચાસ

**ऊनविंश** त्रि॰ ઓગણીસમું.

**ऊनविंशति** સ્ત્રી॰ ઓગણીસ.

**ऊबध्य** ન. થોડું જીર્ણ ઘાસ વગેરે, તેવા ઘાસવાળું સ્થાન.

**ऊबध्यगोह** પુ॰ આંતરડાનું પ્રચ્છાદન સ્થાન.

**ऊम्** અવ્ય॰ રોષમાં, પ્રશ્નમાં, નિંદામાં અને સ્પર્ધામાં.

**ऊम** ન॰ તે નામનું એક નગર.

**ऊम** त्रि॰ રક્ષણ કરનાર.

**ऊय्** ભ્વા॰ આ॰ સ॰ સેટ્ વણવું, ગુંથવું, સીવવું.

**ऊररी** અવ્ય॰ સ્વીકાર, વિસ્તાર.

**ऊररीकार** પુ॰ અંગીકાર, સ્વીકાર, વિસ્તાર.

**ऊररीकृत्य** अव्य० સ્વીકારીને, વિસ્તારીને.
**ऊररीकृत** त्रि० સ્વીકારેલ, વિસ્તારેલ.
**ऊरव्य** पु० વૈશ્ય.
**ऊरव्य** त्रि० સાથળમાં થનાર.
**ऊरव्या** स्त्री० વૈશ્ય સ્ત્રી.
**ऊरी** अव्य० સ્વીકાર, વિસ્તાર.
**ऊरीकृत** त्रि० સ્વીકારેલ.
**ऊरीकृत्य** अव्य० સ્વીકારીને.
**उरु** पु० સાથળ.
**ऊरुग्राह** पु० જેમાં સાથળ જકડાઇ જાય છે તે રોગ.
**ऊरुज** पु० વૈશ્ય.
**ऊरुज** त्रि० સાથળમાં થનાર.
**ऊरुजा** स्त्री० વૈશ્ય જાતિની સ્ત્રી.
**ऊरुदघ्न** त्रि० સાથળ સુધીની ખાઇ વગેરે.
**ऊरुद्वयस** त्रि० ઉપરનો અર્થ.
**ऊरुपर्वन्** पु० ઢીંચણ.
**ऊरुरी** अव्य० સ્વીકાર, અંગીકાર.
**ऊरुरीकार** पु० સ્વીકાર, વિસ્તાર.
**ऊरुरीकृत** त्रि० સ્વીકારેલ, વિસ્તારેલ.
**ऊरुरीकृत्य** अव्य० સ્વીકારીને, વિસ્તારીને.
**ऊरुस्तम्भ** पु० उरुग्राह શબ્દ જુઓ.
**ऊरुस्तम्भा** स्त्री० કેળનું ઝાડ.
**ऊर्ज्** चु० भ्वा० सक० सेट् બળ સ્થાપવું, જીવવું.
**ऊर्ज्** स्त्री० બળ, અન્નનો અત્યંત સાર-રસ, પાણી.
**ऊर्ज्** न० અન્ન.
**ऊर्ज** पु० કાર્તિક મહિનો, ઉત્સાહ, બળ, જીવન.
**ऊर्ज** न० જળ-પાણી.
**ऊर्ज** त्रि० બળવાન.
**ऊर्जयोनि** पु० તે નામનો એક ઋષિ.
**ऊर्जव्य** पु० તે નામનો એક રાજા.
**ऊर्जस्** न० બળ, એક પ્રકારનો અન્નરસ.
**ऊर्जस्वत्** त्रि० બળવાન.
**ऊर्जस्वल** त्रि० બળવાન.
**ऊर्जस्विन्** त्रि० બળવાન.
**ऊर्जा** स्त्री० બળ, ઉત્સાહ, અન્નના રસનો વિકાર, વૃદ્ધિ.
**ऊर्जावत** त्रि० બળવાન, વૃદ્ધિવાળું.
**ऊर्जित** त्रि० બળવાળું, વૃદ્ધિવાળું, વધારેલ, વધેલ.
**ऊर्जित** न० બળ, સામર્થ્ય, ઉત્સાહ, વૃદ્ધિ.
**ऊर्ण** न० ઊનનું બનાવેલું વસ્ત્ર.
**ऊर्णनाभ** पु० કરોળીયો.
**ऊर्णनाभि** पु० માંકડું.
**ऊर्णम्रदस्** त्रि० ઊનના વસ્ત્ર જેવું અત્યંત કોમળ.
**ऊर्णवाभि** पु० કરોળીયો.
**ऊर्णा** स्त्री० ઊન.
**ऊर्णामय** त्रि० ઊનનું સુતર વગેરે.
**ऊर्णायु** त्रि० ઊનવાળું.
**ऊर्णावत** त्रि० ઊનવાળું.
**ऊर्णास्तुक** त्रि० ઊનવાળું.
**ऊर्णु** अदा० उभ० सक० सेट् ઢાંકવું. अप+ જેનું ઢાંકણ ખસેડી લીધું હોય તેવાળું, अभि+સામે ઢાંકવું, आ+સારી રીતે ઢાંકવું, प्र+અત્યંત ઢાંકવું, वि+ઢાંકણ દૂર કરી ખુલ્લું કરવું.
**ऊर्द्** उर्द् જુઓ.
**ऊर्द** त्रि० ક્રીડાયુક્ત, રમતીઆળ.
**ऊर्दर** न० શૂરવીર, રાક્ષસ.
**ऊर्ध्व** त्रि० ઉંચુ, ઉપર, ઉપરનું, ઉખાડી નાખેલ, નહિ બેઠેલ.
**ऊर्ध्वक** पु० એક જાતનો મૃદંગ-નરઘું.
**ऊर्ध्वकच** त्रि० ઉખેડી નાખેલા કેશવાળું.
**ऊर्ध्वकण्ठ** त्रि० ઉંચી ડોકવાળું.
**ऊर्ध्वकण्ठी** स्त्री० મહાશતાવરી નામનો વેલો.
**ऊर्ध्वकर्मन्** न० ઉપરના સ્થાનની પ્રાપ્તિ માટેનું કર્મ.
**ऊर्ध्वकर्मन** त्रि० ઉંચા અથવા ઉપરના સ્થા-

નની પ્રાપ્તિ માટેનું કર્મ કરનાર.
**ऊर्ध्वकाय** પુ૦ ન૦ શરીરનો ઉપરનો ભાગ.
**ऊर्ध्वकेतु** ત્રિ૦ ઉંચી ધજાવાળું.
**ऊर्ध्वकेतु** પુ૦ જનકવંશી એક રાજા.
**ऊर्ध्वकेश** પુ૦ ધર્મશાસ્ત્રમાં કહેલ દર્ભમય બ્રાહ્મણ.
**ऊर्ध्वकेश** ત્રિ૦ ઉભા કેશવાળું.
**ऊर्ध्वक्रिय** ત્રિ૦ ઉપરના સ્થાન માટેની ક્રિયા કરનાર.
**ऊर्ध्वक्रिया** સ્ત્રી૦ ઉપરના લોક-સ્થાન માટેની ક્રિયા.
**ऊर्ध्वग** ત્રિ૦ ઉપર ગયેલ-રહેલ, ઉપરનું ધાર્મિક, ઉંચે ગતિવાળું, ઉભું થનાર.
**ऊर्ध्वग** પુ૦ પરમેશ્વર, તે નામનો એક રોગ.
**ऊर्ध्वगति** સ્ત્રી૦ ઉંચે ગતિ, ઉપર જવું.
**ऊर्ध्वगपुर** ન૦ ઉપર આકાશમાં રહેલ હરિશ્ચંદ્રનું નગર, ત્રિપુરાસુરીનું નગર.
**ऊर्ध्वचरण** પુ૦ ઉંચે પગ રાખનાર તપસ્વી.
**ऊर्ध्वजानु** ત્રિ૦ ઉંચા ઢીંચણવાળું.
**ऊर्ध्वजानुक** ત્રિ૦ ઉપરનો અર્થ.
**ऊर्ध्वज्ञ** ત્રિ૦ ઉપરનો અર્થ.
**ऊर्ध्वज्ञु** ત્રિ૦ ઉર્ધ્વજાનુ જુઓ.
**ऊर्ध्वथा** અવ્ય૦ ઉંચા પ્રકારે, ઉંચુ, ઉપર.
**ऊर्ध्वदंष्ट्रकेश** પુ૦ મહાદેવ.
**ऊर्ध्वदृष्टि** સ્ત્રી૦ ઉંચે દૃષ્ટિ, ઉપર નજર.
**ऊर्ध्वदृष्टि** ત્રિ૦ ઉંચે દૃષ્ટિવાળું, ઉપર જોનાર.
**ऊर्ध्वदेव** પુ૦ પરમેશ્વર, વિષ્ણુ.
**ऊर्ध्वदेह** પુ૦ મરણ પછી પ્રાપ્ત થનાર દેહ-શરીર.
**ऊर्ध्वनभस्** પુ૦ આકાશમધ્યે વર્તતો વાયુ.
**ऊर्ध्वन्दम** ત્રિ૦ ઉપર રહેનાર, ઉપર હોનાર.
**ऊर्ध्वपात्र** ન૦ યજ્ઞપાત્ર.
**ऊर्ध्वपाद** ત્રિ૦ ઉંચા પગવાળું.
**ऊर्ध्वपाद** પુ૦ શરભ જુઓ.
**ऊर्ध्वपुण्ड्र** પુ૦ ઉભુ તિલક.
**ऊर्ध्वपृश्नि** પુ૦ એક જાતનું પશુ.
**ऊर्ध्वबर्हिस्** પુ૦ તે નામનો એક પિતૃગણ.
**ऊर्ध्वबाहु** પુ૦ ઉંચો કરેલ બાહુ.
**ऊर्ध्वबाहु** ત્રિ૦ ઉંચા બાહુવાળું.
**ऊर्ध्वबुध्न** પુ૦ તે નામનું એક યજ્ઞપાત્ર.
**ऊर्ध्वभाग** પુ૦ ઉપરનો ભાગ.
**ऊर्ध्वभाज्** ત્રિ૦ ઉપર રહેનાર.
**ऊर्ध्वभाज्** પુ૦ તે નામનો એક અગ્નિ.
**ऊर्ध्वम्** અવ્ય૦ ઉપર, ઉંચે.
**ऊर्ध्वमन्थिन्** પુ૦ નૈષ્ઠિક બ્રહ્મચારી.
**ऊर्ध्वमान** ન૦ તોલું, કાટલું, ઉંચાઈ માપવાનું માપ.
**ऊर्ध्वमुख** ત્રિ૦ ઉંચા મુખવાળું.
**ऊर्ध्वमूल** ત્રિ૦ ઉંચે મુળવાળું, ઉપરવાળું, સંસાર.
**ऊर्ध्वरेतस्** પુ૦ મહાદેવ, સનકાદિ મુનિ, કોઈ તપસ્વી, ભીષ્મ.
**ऊर्ध्वरोमन्** પુ૦ ઉભાં રૂવાટાંવાળો યમદૂત, કુશદ્વીપનો એક સીમાપર્વત.
**ऊर्ध्वरोमन्** ત્રિ૦ ઉભાં થયેલાં રૂવાંવાળું.
**ऊर्ध्वलिङ्ग** પુ૦ મહાદેવ.
**ऊर्ध्वलोक** પુ૦ સ્વર્ગ.
**ऊर्ध्ववात** પુ૦ ઉપરનો વાયુ, ઉપર ચઢી ગયેલ વાયુ.
**ऊर्ध्ववृत** ત્રિ૦ ઉપરના ભાગમાં વીંટેલ.
**ऊर्ध्वबृहती** સ્ત્રી૦ તે નામનો એક વૈદિક છંદ.
**ऊर्ध्वशायिन्** ત્રિ૦ ચત્તું સૂનાર.
**ऊर्ध्वशायिन्** પુ૦ મહાદેવ.
**ऊर्ध्वशोषम्** અવ્ય૦ ઉભા ઉભા સુકાવું.
**ऊर्ध्वसानु** પુ૦ ન૦ ઉપરનું શિખર.
**ऊर्ध्वस्थ** ત્રિ૦ ઉંચે રહેલ.
**ऊर्ध्वस्थिति** સ્ત્રી૦ ઉપર સ્થિતિ, ઉપરનું સ્થાન, ઘોડાની પીઠનો ભાગ.
**ऊर्ध्वस्थिति** ત્રિ૦ ઉપર સ્થિતિવાળું.
**ऊर्ध्वस्रोतस्** પુ૦ ઊર્ધ્વરેતસ યોગી.
**ऊर्ध्वायन** પુ૦ પ્લક્ષદ્વીપનું એક પક્ષી.
**ऊर्ध्वायन** ન૦ ઉપરનું સ્થાન, ઉપરની ગતિ-ગમન.

**ऊर्ध्वाम्नाय** पु० એક તંત્રશાસ્ત્ર.

**ऊर्ध्वावर्त** पु० ઘોડાની પીઠનો ભાગ, દક્ષિણાવર્ત.

**ऊर्ध्वासित** पु० કારેલાનો વેલો.

**ऊर्ध्वासित** त्रि० ઉપર બેઠેલ.

**ऊर्ध्वेह** पु० ઉપરની ચેષ્ટા.

**ऊर्ध्वेहा** स्त्री० ઉપરનો અર્થ.

**ऊर्मि** पु० स्त्री० તરંગ, મોજું, પ્રકાશ, વેગ, કરચલી, પીડા, ઉત્કંઠા, ભૂખ વગેરે ૭ દેહ-મન-પ્રાણના ધર્મ.

**ऊर्मि** स्त्री० ઘોડાની ગતિ.

**ऊर्म्मिका** स्त्री० વીંટી, તરંગ, મોજું, કરચલી, ઉત્કંઠા. ભમરનો શબ્દ.

**ऊर्म्मिन्** त्रि० તરંગવાળું, મોજાંવાળું.

**ऊर्म्मिन्** पु० સમુદ્ર.

**ऊर्म्मिमत्** त्रि० વાંકુ,તરંગવાળુ, મોજાંવાળું.

**ऊर्म्मिमालिन्** पु० સમુદ્ર.

**ऊर्म्मिला** स्त्री० લક્ષ્મણની સ્ત્રી.

**ऊर्म्य** त्रि० તરંગ-મોજામાં થનાર.

**ऊर्म्य** पु० એક રૂદ્ર દેવ.

**ऊर्म्या** स्त्री० રાત્રિ.

**ऊर्य्यादि** पु० પાણીનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**ऊर्व** पु० તે નામનો એક ઋષિ, વડવાનળ, સમુદ્ર.

**ऊर्व** त्रि० મોટું, વિસ્તૃત, વિશાળ.

**ऊर्वङ्ग** न० છત્રી.

**ऊर्वरा** स्त्री० સર્વ ધાન્યસંપન્ન ભૂમિ.

**ऊर्वशी** स्त्री० તે નામની એક અપ્સરા.

**ऊर्वष्ठीव** न० બે સાથળ અને ઢીંચણની બે ઢાંકણી

**ऊर्वस्री** स्त्री० ઊર્વશી અપ્સરા.

**ऊर्वी** स्त्री० સાથળનું મધ્ય સ્થાન.

**ऊर्व्यङ्ग** न० કાગડાની ટોપી –જે ચોમાસામાં ઉકરડા વગેરેમાં થાય છે.

**ऊर्व्य** पु० રૂદ્રદેવ.

**ऊर्षा** स्त्री एક જાતનું ઝાડ.

**ऊलुपिन्** पु० એક જાતનું જલજંતુ, એક જાતનું માછલું.

**ऊलूक** पु० ઘુવડ.

**ऊलूकी** स्त्री ઘુવડ માદા.

**ऊष्** भ्वा० पर० सक० सेट् પીડાવું, દુઃખી થવું.

**ऊष** पु० ક્ષાર, કાનનું છિદ્ર, ચંદન પર્વત.

**ऊष** न० વીર્ય, પ્રભાત.

**ऊषक** न० પરોઢીયું.

**ऊषण** न० મરી, પીપરીમૂળ, સુંઠ.

**ऊषण** पु० ચિત્રક.

**ऊषणा** स्त्री० પીપર, ચવક.

**ऊषर** त्रि० ક્ષાર માટીવાળો દેશ વગેરે.

**ऊषरज** न० એક જાતનું મીઠું.

**ऊषवत्** त्रि० ક્ષારવાળું સ્થાન વગેરે.

**ऊषा** स्त्री બાણાસુરની પુત્રી ઓખા.

**ऊष्म** पु० ગરમ સ્પર્શ, ઉનાળો.

**ऊष्म** त्रि० ગરમ, ગરમીવાળું.

**ऊष्मण** त्रि० ઉપરનો અર્થ.

**ऊष्मण्य** त्रि० ગરમીનું નિવારણ કરવા યોગ્ય.

**ऊष्मन्** पु० ગ્રીષ્મ. તેજસ્વી દ્રવ્યનો સૂક્ષ્મ અવયવ

**ऊष्मवत्** त्रि० ગરમ, ગરમીવાળું.

**ऊह्** भ्वा० आ० स० सेट् તર્ક કરવો. अति+એક પ્રદેશમાં રહેલને તેથી વિપરીત પ્રદેશમાં પ્રેરણા કરવી, अधि+આંજવું, अप+દૂર કરવું, अप+वि+નિવારણ કરવું, अभि+ઢાંકવું, उत्+ઉંચે ખેંચવું, प्रति+उद्+ફેંકવું, वि+उद्+છેવટે વધારવું, उप+નીચે પ્રવેશ કરાવવો, निर्+બહાર કાઢીને અલગ કરવું, જુદુ કરવું. परि+ચોતરફથી ખાડો પૂરવો, प्र+બીજા દેશમાં લઈ જવું. प्रति+ ઉપર સ્થાપવું, वि+વિપરીત પ્રેરણા કરવી प्रति+वि+પ્રતિરૂપ વ્યૂહ રચના કરવી, सम्+ એકઠા થવું, સારી રીતે પહોંચાડવું, उप+सम्+સમીપમાં સંકોચાવું, परि+सम्+ચોતરફથી સાફ કરવું,

**ऊह** પુ૦ તર્ક-વિતર્ક, પરીક્ષા કરવી.
**ऊहगान** ન૦ સામગાનનો એક ગ્રંથ.
**ऊहगीति** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**ऊहन** ન૦ તર્ક.
**ऊहनीय** ત્રિ૦ उह्य જુઓ.
**ऊहा** સ્ત્રી૦ ऊह શબ્દ જુઓ, અધ્યાહાર.
**ऊहिनी** સ્ત્રી૦ એકત્ર થયેલ.
**ऊह्य** ત્રિ૦ તર્ક કરવા યોગ્ય, કલ્પના કરવા યોગ્ય, અધ્યાહાર કરવા યોગ્ય.
**ऊह्यगान** ન૦ ऊहगान શબ્દ જુઓ.

## ऋ.

**ऋ** સ્વરોમાં સાતમો સ્વર.
**ऋ** भ्वा० पर० सक० सेट् જવું.
**ऋ** जुहोत्या० पर० स० अनिट् જવું, પ્રાપ્ત થવું.
**ऋ** स्वा० पर० स० अनिट् હિંસા કરવી.
**ऋ** अव्य० સંબોધનમાં, નિંદામાં, વાકયમાં, પરિહાસમાં તથા વાકયવિકારમાં વપરાય છે.
**ऋ** સ્ત્રી૦ દેવોની માતા.
**ऋक्छस्** अव्य० ઋચા ઋચા પ્રત્યે.
**ऋक्ण** ત્રિ૦ છેદેલ, કાપેલ.
**ऋक्थ** ન૦ ધન, સુવર્ણ, સ્મૃતિપ્રસિદ્ધ મિલકતરૂપ ધન-વારસો.
**ऋक्थग्रहण** ન૦ વારસો લેવો.
**ऋक्थग्राह** ત્રિ૦ મિલ્કત ગ્રહણ કરનાર-વારસ.
**ऋक्थग्राहिन्** ત્રિ૦ ઉપરનો અર્થ.
**ऋक्विथन्** ત્રિ૦ મિલ્કતનો વારસ.
**ऋक्ष्** स्वा० प० स० सेट् વધ કરવો.
**ऋक्ष** પુ૦ રીંછ, તે નામનું એક ઝાડ, ભીલામું, તે નામનો એક પર્વત. તે નામનો કોઇ રાજા, અરિહનો પુત્ર.
**ऋक्ष** ન૦ નક્ષત્ર, તારા, મેષ વગેરે રાશિ.
**ऋक्षगन्धा** સ્ત્રી૦ જાંગલી વૃક્ષ, મહાશ્વેતા નામની વનસ્પતિ, ક્ષીરદારી નામની વનસ્પતિ.
**ऋक्षगन्धिका** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**ऋक्षगिरि** પુ૦ તે નામનો એક પર્વત.
**ऋक्षचक्र** ન૦ નક્ષત્રમંડળ.
**ऋक्षनाथ** પુ૦ ચંદ્ર, જાંબવાન.
**ऋक्षर** પુ૦ ઋત્વિજ, કાંટો.
**ऋक्षर** ન૦ પાણીની ધાર.
**ऋक्षरा** સ્ત્રી૦ પાણીની ધાર.
**ऋक्षराज** પુ૦ ચંદ્ર,રીંછોનો રાજા જાંબુવાન.
**ऋक्षला** સ્ત્રી૦ ઘુંટીની નીચેની નાડી.
**ऋक्षवत्** પુ૦ નર્મદાના કાંઠા ઉપર આવેલો એક પર્વત.
**ऋक्षवन्त** ન૦ શંબરાસુરનું તે નામનું એક નગર.
**ऋक्षा** સ્ત્રી૦ ઉત્તર દિશા.
**ऋक्षीक** ત્રિ૦ રીંછના જેવું હિંસક.
**ऋक्षेश** પુ૦ **ऋक्षनाथ** શબ્દ જુઓ.
**ऋक्षेष्टि** સ્ત્રી૦ અમુક કોઇ નક્ષત્રમાં કરેલ યજ્ઞ.
**ऋक्षोद** પુ૦ તે નામનો એક પર્વત.
**ऋक्संहिता** સ્ત્રી૦ ઋગ્વેદસંહિતા.
**ऋक्सम** ન૦ સામવેદનો એક ભાગ.
**ऋक्साम** ન૦ ઋગ્વેદ અને સામવેદ.
**ऋगयन** ન૦ ઋગ્વેદનો એક પારાયણગ્રંથ.
**ऋगयनादि** પુ૦ પાણિનીય વ્યાકરણ પ્રસિદ્ધ એક શબ્દસમૂહ.
**ऋगावान** ન૦ ઋચાઓનું સંહિતારૂપે ગુથવું.
**ऋग्गाथा** સ્ત્રી૦ લૌકિક ગીતિવેદ.
**ऋग्मत्** ત્રિ૦ સ્તુતિ કરનાર, પૂજ્ય-પૂજનીય.
**ऋग्मिन्** ત્રિ૦ સ્તુતિ કરનાર.
**ऋग्विधान** ન૦ ઋગ્વેદથી કોઇ કર્મનું વિધાન.
**ऋग्वेद** પુ૦ તે નામનો એક વેદ.
**ऋग्वेदविद्** પુ૦ ઋગ્વેદ જાણનાર.
**ऋघा** સ્ત્રી૦ હિંસા.

**ऋच्** तुदा० पर० सक० सेट् સ્તુતિ કરવી.
**ऋच्** स्त्री० ઋગ્વેદના મંત્રની કડી—ઋગ્વેદનો મંત્ર, સ્તુતિ, પૂજન.
**ऋचस्** त्रि० સ્તુતિ કરનાર.
**ऋचसे** अव्य० સ્તુતિ કરવાને.
**ऋचीक** पु० તે નામનો એક સૂર્ય, જમદગ્નિનો પિતા ભૃગુવંશનો એક ઋષિ.
**ऋचीष** न० લોટ રાંધવાનું પાત્ર.
**ऋचीषम** पु० અમુક સ્તુતિસમાન, કાંતિ૰ સમાન.
**ऋचेयु** पु० તે નામનો એક રાજા.
**ऋच्छ्** तुदा पर० सेट् મોહ પામવો અને કઠણ થવું अक० જવું सक०.
**ऋच्छरा** स्त्री० વેશ્યા.
**ऋज्** भ्वा० आ० स० सेट् જવું, મેળવવું. બળવાન કરવું, સ્થિર કરવું, अक०
**ऋज्** भ्वा० आ० स० सेट् શેકવું, ભુંજવું.
**ऋजिष्य** त्रि० સીધું જનાર, સરળ જનાર.
**ऋजिमन्** पु० સરળતા, અકુટિલતા.
**ऋजिश्वन्** पु० તે નામનો એક રાજા.
**ऋजोक** पु० ઇન્દ્ર, ધુમાડો.
**ऋजीक** न० સાધન.
**ऋजीति** पु० સીધું જનાર, સરળગામી.
**ऋजीष** न० લોટ રાંધવાનું પાત્ર, તે નામનું એક નરક, નીરસ સોમલતાનું ચૂર્ણ.
**ऋजीप** पु० ગયેલા સારવાળી સોમલતા, રસ કાઢેલ સોમલતા.
**ऋजु** त्रि० અત્યંત ગુણવાળું, સરળ, સીધું, અનુકૂલ, કલ્યાણ, સારૂં, સુંદર.
**ऋजुकाय** पु० કશ્યપ મુનિ.
**ऋजुकाय** त्रि० સરળ-સીધા શરીરવાળું.
**ऋजुग** पु० બાણ.
**ऋजुग** त्रि० સીધું જનાર, સરળ વ્યવહારવાળું.
**ऋजुता** स्त्री० સરળતા, સીધાઈ.
**ऋजुत्व** न० ઉપરના અર્થ.
**ऋजुरोहित** न० ઉત્પાતસૂચક એવું સરળ ઇન્દ્રધનુષ, સરળ ઇન્દ્રધનુષ.
**ऋजुसर्प** पु० એક જાતનો સર્પ.
**ऋजूक** पु० તે નામનો એક દેશ.
**ऋजूकरण** न० સીધું કરવું, સરળ કરવું, સીધું જવાનું સાધન.
**ऋजूकृत** त्रि० સીધું કરેલ.
**ऋजूयत्** त्रि० સીધું જનાર, ઋતુકાળે ગમન કરનાર.
**ऋज्र** पु० નાયક, નેતા.
**ऋज्र** त्रि० સીધું જનાર, સરળનાથી જનાર.
**ऋज्वी** स्त्री० સરળ સ્ત્રી, ગ્રહોની એક પ્રકારની ગતિ.
**ऋञ्जसान** पु० મેઘ.
**ऋण्** तना० उभ० स० सेट् જવું.
**ऋण** त्रि० જનાર.
**ऋण** पु० न० અવશ્ય આપવા યોગ્ય કરજ.
**ऋणकर्तृ** त्रि० દેવાદાર.
**ऋणकाति** त्रि० જેની સ્તુતિ અવશ્ય ફળદાયી હોય તે.
**ऋणञ्चय** पु० તે નામનો એક રાજા.
**ऋणचित्** पु० યજમાન.
**ऋणदातृ** त्रि० કરજ આપનાર.
**ऋणदास** पु० કરજથી છોડાવી કરેલો દાસ.
**ऋणमत्कुण** पु० સાક્ષી, જામીન.
**ऋणमार्गण** पु० ઉપરના અર્થ.
**ऋणमुक्ति** स्त्री० કરજમાંથી મુક્ત થવું. કરજ અદા કરવું.
**ऋणमोक्ष** पु० ઉપરનો અર્થ.
**ऋणमोचन** न० કાશીમાં રહેલું એક તીર્થ.
**ऋणलेख्य** न० કરજનું લેખ-પત્ર-ખત.
**ऋणवत्** त्रि० દેવાદાર.
**ऋणशोधन** न० દેવું અદા કરવું.
**ऋणादान** न० ધર્મશાસ્ત્રોક્ત અઢાર વિવાદમાંનો એક વ્યવહાર.
**ऋणायन्** त्रि० કરજદાર, દેવાદાર.
**ऋणान्तक** पु० મંગળ ગ્રહ.

**ऋणापकरण** न० દેવું અદા કરવું.
**ऋणापनयन** न० ઉપરનો અર્થ.
**ऋणापाकरण** न० દેવું અદા કરવું.
**ऋणापनोदन** न० દેવું અદા કરવું.
**ऋणिक** त्रि० કરજદાર, દેવાદાર.
**ऋणिन्** त्रि० ઉપરના અર્થ.
**ऋणिधनिचक्र** न० તંત્રશાસ્ત્રોકત એક ચક્ર.
**ऋणोद्ग्राहण** न० દેવાદારે લીધેલ દેવું લેવું તે.
**ऋत्** सौत्र० स० सेट् જવું, નિંદા કરવી.
**ऋत** न० બ્રાહ્મણની એક આજીવિકા, મોક્ષ, જળ, કર્મનું ફળ, અતિપ્રિય વાકય, માનસિક વગેરે સત્ય.
**ऋत** त्रि० દીપ્ત, તેજસ્વી, પૂજાયેલ.
**ऋत** पु० યજ્ઞ, સૂર્ય, આદિત્ય, એક દેવ.
**ऋतपति** पु० યજ્ઞપતિ.
**ऋतम्** अव्य० પરબ્રહ્મ, સત્ય.
**ऋत** त्रि० સાચું.
**ऋतजित्** पु० તે નામનો એક યક્ષ.
**ऋतजित्** त्रि० યજ્ઞને જીતનાર.
**ऋतद्युम्न** त्रि० સત્ય વડે પ્રકાશમાન, સત્ય યશવાળું.
**ऋतधामन्** पु० વિષ્ણુ, તે નામનો એક ઇન્દ્ર, તે નામનો એક રાજા.
**ऋतधामन्** त्रि० અવિનાશી સ્થાનવાળું.
**ऋतध्वज** पु० તે નામનો એક બ્રહ્મર્ષિ, શિવ.
**ऋतनि** पु० સૂર્ય.
**ऋतनी** पु० સૂર્ય.
**ऋतपति** पु० યજ્ઞપતિ.
**ऋतपर्ण** पु० સૂર્યવંશી એક રાજા.
**ऋतपेय** पु० તે નામનો એક યજ્ઞ
**ऋतपेशस्** पु० જળસ્વરૂપ વરુણ દેવ.
**ऋतप्सु** पु० યજ્ઞસંબંધી હવિષનું ભોજન કરનાર દેવ, સત્યસ્વરૂપ દેવ.
**ऋतम्** अव्य० સત્ય.
**ऋतम्भर** पु० સત્યપાલક પરમેશ્વર.

**ऋतम्भरा** स्त्री० તે નામની એક નદી, વિપર્યાસ રહિત એવી સમાધિસ્થ એક પ્રજ્ઞા.
**ऋतवत्** त्रि० સત્યવાળું.
**ऋतव्य** त्रि० જેની અધિષ્ઠાયક ઋતુ છે એવી ઇષ્ટકા વગેરે.
**ऋतव्रत** पु० શાકદ્વીપમાં રહેલ ભગવાનનો એક ઉપાસક.
**ऋतसद्** पु० અગ્નિ.
**ऋतसदन** न० યજ્ઞ માટે બેસવાનું સ્થાન.
**ऋतसाप्** त्रि० યજ્ઞને પ્રાપ્ત કરાવી આપનાર.
**ऋतस्पति** पु० યજ્ઞપતિ.
**ऋतावत्** त्रि० યજ્ઞવાળું.
**ऋतावृध्** त्रि० યજ્ઞને વધારનાર.
**ऋताषाह्** त्रि० સત્યને સહન કરનાર, અસત્યમાં કોપાયમાન થયેલ.
**ऋति** स्त्री० ગતિ, ગમન, સ્પર્ધા, નિંદા, માર્ગ, મંગળ.
**ऋति** पु० પુરુષમેધ યજ્ઞનો કોઇ દેવ, શત્રુ.
**ऋतिङ्कर** त्रि० પીડા કરનાર.
**ऋतीय** नामधातु उभ० अक० सेट् સત્ય ઇચ્છવું.
**ऋतीया** स्त्री० જુગુપ્સા, નિંદા.
**ऋतीषह्** त्रि० પીડા સહન કરનાર, શત્રુને સહન કરનાર.
**ऋतु** पु० શિશિર વગેરે ઋતુ, સ્ત્રીઓનો ગર્ભધારણમાં સમર્થ એવો કાળ, દીપ્તિ, કાંતિ, મહિનો.
**ऋतुकाल** पु० શિશિર વગેરે ઋતુનો કાળ, સ્ત્રીઓનો ગર્ભધારણયોગ્ય કાળ.
**ऋतुग्रह** पु० તે નામનો એક યાગ.
**ऋतुथा** अव्य० કાળે કાળે.
**ऋतुनाथ** पु० વસન્તકાળ.
**ऋतुपति** पु० વસન્તકાળ.
**ऋतुपर्य्यय** पु० ઋતુઓનું અનુક્રમે ગમન.
**ऋतुपा** पु० ઇન્દ્ર, ઋતુયાજ દેવ.
**ऋतुपात्र** न० એક જાતનું યજ્ઞપાત્ર.

**ऋतुप्राप्त** त्रि० ફળને ગ્રહણ કરવા યોગ્ય કાળ જેણે પ્રાપ્ત કર્યો હોય તે.
**ऋतुबल** पु० શિશિર વગેરે ઋતુમાં જેઓનું બળ હોય છે તે સૂર્ય વગેરે ગ્રહ.
**ऋतुमत्** त्रि० ઉત્તમ ઋતુનાં ફળ–પુષ્પને ભોગવનાર.
**ऋतुमती** स्त्री० સ્ત્રીધર્મને પ્રાપ્ત થયેલી સ્ત્રી, અટકાવવાળી સ્ત્રી
**ऋतुमयी** स्त्री० ઋતુપ્રધાન એક ચિતિ.
**ऋतुमुख** न० પ્રતિપદ–પડવો.
**ऋतुराज** पु० વસંત ઋતુ.
**ऋतुलिङ्ग** न० ઋતુઓનું ચિન્હ.
**ऋतुवृत्ति** पु० વર્ષ.
**ऋतुवृत्ति** स्त्री० ઋતુઓનો ધર્મ.
**ऋतुशस्** अव्य० ઋતુએ ઋતુએ.
**ऋतुष्ठा** त्रि० વસંત વગેરે ઋતુમાં સ્થિતિ કરનાર.
**ऋतुसंहार** पु० કાલીદાસકૃત એક કાવ્ય.
**ऋतुसंधि** पु० અમાસ, પુનેમ.
**ऋतुसेव्य** त्रि० ઋતુમાં સેવન કરવા યોગ્ય.
**ऋतुस्तोम** पु० તે નામનો એક યાગ.
**ऋतुस्थला** स्त्री० તે નામની એક અપ્સરા.
**ऋतुस्था** त्रि० ઋતુમાં સ્થિતિ કરનાર.
**ऋतुस्नाता** स्त्री० ઋતુકાળે ચોથે દિવસે ન્હાયેલી સ્ત્રી.
**ऋतुस्नान** न० રજસ્વલા સ્ત્રીએ ચોથે દિવસે કરવાનું સ્નાન.
**ऋतुहरीतकी** स्त्री० ઋતુઓમાં જૂદાં જૂદાં અનુપાન સેવવા યોગ્ય હરડે.
**ऋते** अव्य० વિના, સિવાય.
**ऋतेकर्म** अव्य० કર્મ વિના, કર્મ સિવાય.
**ऋतेजा** त्रि० યજ્ઞનિમિત્તે ઉત્પન્ન થયેલ.
**ऋतेयु** पु० વરૂણનો ઋત્વિજ એક ઋષિ, પુરૂવંશી એક રાજા.
**ऋतेरक्षस्** पु० યજ્ઞ.
**ऋतोक्ति** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**ऋतोद्य** न० સત્ય કહેવું, સત્ય કથન.
**ऋत्क्** तुदा० प० स० सेट् ઠાર મારવું.
**ऋत्विज्** पु० ઋત્વિજ–યાજક, યાજ્ઞિકગોર, પોતાને કરવા યોગ્ય વૈદિક કર્મ કરનાર.
**ऋत्विय** त्रि० જેનો ઋતુકાળ પ્રાપ્ત થયો હોય તે, તે તે ઋતુકાળમાં થનાર, તે તે ઋતુકાળમાં કરવા યોગ્ય.
**ऋत्वियावत्** त्रि० પ્રજોત્પાદન કર્મવાળું, પ્રજોત્પાદનમાં કરવા યોગ્ય કર્મવાળું.
**ऋत्व्य** त्रि० ऋत्विय શબ્દ જુઓ.
**ऋदूदर** त्रि० મૃદુ–કોમળ–નરમ પેટવાળું.
**ऋदूपा** त्रि० પીડવામાં આવી પડનાર, ગમનમાં આવી પડનાર, દૂર પડનાર.
**ऋदूवृध** त्रि० મર્મસ્થાનમાં પીડવા માટે વીંધનાર, ગમનવેધી. શબ્દવેધી. દૂરવેધી.
**ऋद्ध** न० સિદ્ધાન્ત, વૃદ્ધિ, પાકેલું મર્દન કરેલું ધાન્ય.
**ऋद्ध** त्रि० સમૃદ્ધિવાળું, સંપત્તિવાળું.
**ऋद्ध** पु० વિષ્ણુ.
**ऋद्धि** स्त्री० વૃદ્ધિ, સમૃદ્ધિ, સંપત્તિ, સિદ્ધિ, પાર્વતી, લક્ષ્મી, કોઇ એક દેવ, કોઇ ઔષધિ.
**ऋध्** दिवा० स्वादि० पर० अक० सेट् વધવું, સમૃદ્ધિમાન થવું. अधि+અધિક વધવું, आ+ સમૃદ્ધિવાળા થવું. उप+પાસે જવું, वि+ સમૃદ્ધિનો–વૃદ્ધિનો નાશ થવો, सम्+સમૃદ્ધિની અધિકતા થવી, અત્યંત સમૃદ્ધિ થવી.
**ऋधक्** अव्य० સત્ય, વિયોગ, શીઘ્રતા, સમીપપણું, લઘુતા, હલકાઇ.
**ऋधक्** त्रि० સમૃદ્ધિવાળું, વૃદ્ધિ પમાડનાર.
**ऋधज्** अव्य० ऋधक् જુઓ.
**ऋधज्** त्रि० ऋधक् त्रि० જુઓ.
**ऋधत्** त्रि० વૃદ્ધિ પામતું, વધતું.
**ऋधनफ्** तुदा० भ्वा० पर० स० सेट् હિંસા કરવી.
**ऋफ्** तुदा० पर० सेट् દાન કરવું, આપવું,

હિંસા કરવી, નિંદા કરવી, યુદ્ધ કરવું, સક૦ વખાણ કરવાં અક૦

**ऋबीस** ન૦ પૃથ્વી, અગ્નિ.

**ऋभु** પુ૦ દેવ, દેવોને પણ પૂજવા યોગ્ય દેવ, તે નામનો એક દેવગણ, ત્રિવર્ણ બહારની એક જાતિ, સુધન્વાનો પુત્ર એક દેવ.

**ऋभु** ત્રિ૦ અત્યંત પ્રકાશમાન-અતિશય તેજસ્વી.

**ऋभुक्ष** પુ૦ સ્વર્ગ, વજ્ર, ઇન્દ્ર, ઋભુ નામના દેવ.

**ऋभुक्षन्** પુ૦ ઋભુ નામથી પ્રસિદ્ધ દેવ.

**ऋभुक्षिन्** પુ૦ ઇન્દ્ર.

**ऋभुक्षीन्** ત્રિ૦ ઇન્દ્ર જેવા આચારવાળું.

**ऋभुमत्** ત્રિ૦ ઋભુદેવ જેના અધિષ્ઠાયક હોય તે.

**ऋभू** પુ૦ દેવ.

**ऋभ्व** ત્રિ૦ મોટું, વિશાળ.

**ऋभ्वत्** ત્રિ૦ ઉપરના અર્થ.

**ऋभ्वन** ત્રિ૦ ઉપરના અર્થ.

**ऋभ्वस** ત્રિ૦ અતિ વૃદ્ધ, અત્યંત વધેલ.

**ऋम्फ्** તુ૦ પ૦ સ૦ સેટ્ વધ કરવો.

**ऋश्** સૌત્ર૦ પર સ૦ સેટ્ હિંસા કરવી, જવું.

**ऋश्य** ત્રિ૦ હિંસા કરવા યોગ્ય.

**ऋश्य** પુ૦ મૃગ.

**ऋश्य** ન૦ હિંસા.

**ऋश्यद** પુ૦ કૂવો.

**ऋश्यपाद्** ત્રિ૦ મૃગ જેવા પગવાળું.

**ऋश्या** સ્ત્રી૦ મૃગલી.

**ऋश्यादि** પુ૦ પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**ऋष्** તુદા૦ પર૦ સક૦ સેટ્ જવું, નાશ કરવો, अभि+સામે જવું नि+परि+प्रम्+ જવું.

**ऋषङ्गु** પુ૦ યદુવંશી એક રાજા.

**ऋषभ** પુ૦ એક જાતની ઔષધિ. તે નામનો એક મુનિ, જૈન પહેલા તીર્થંકર, બળદ, તે નામનો એક છંદ, કાનનું છિદ્ર, તે નામનો એક પર્વત, એક જાતનો સ્વર, વિષ્ણુનો એક અવતાર, રાજાનું કર્તવ્ય, યજ્ઞતુરનો પુત્ર એક રાજા, કુંભીર નામના જળજંતુનું પૂછડું.

**ऋषभकूट** પુ૦ હેમકૂટ પર્વત.

**ऋषभकेतन** પુ૦ મહાદેવ, પહેલા જૈન તીર્થંકર.

**ऋषभगजविलसित** ન૦ તે નામનો એક છંદ.

**ऋषभतर** પુ૦ ભાર ઉપાડવામાં મંદ શક્તિવાળો બળદ.

**ऋषभतरी** સ્ત્રી૦ ભાર ઉપાડવામાં મંદ શક્તિવાળી બળદની જાત.

**ऋषभद्वीप** પુ૦ ન૦ એક દ્વીપ-શ્વેતદ્વીપ.

**ऋषभध्वज** પુ૦ મહાદેવ, પહેલા જૈન તીર્થંકર.

**ऋषभी** સ્ત્રી૦ પુરૂષાકાર સ્ત્રી, ગાય, વિધવા સ્ત્રી, એક જાતની વનસ્પતિ.

**ऋषि** પુ૦ જ્ઞાનવડે સંસારપાર જનાર વસિષ્ઠ વગેરે ઋષિ, શાસ્ત્રકાર-આચાર્ય, વેદ, દર્શન, જ્ઞાન.

**ऋषिक** પુ૦ ઋષિનો ઔરસ પુત્ર.

**ऋषिकुल्य** ત્રિ૦ ઋષિસમુદાયના હિતનું, ઋષિસમુદાયને યોગ્ય.

**ऋषिकुल्या** સ્ત્રી૦ ઋષિઓએ બનાવેલી તે નામની નદી, માનસ સરોવરની પાસે ઋષિઓએ બનાવેલું એક સરોવર.

**ऋषिकृत्** ત્રિ૦ સર્વદ્રષ્ટા.

**ऋषिगिरि** પુ૦ તે નામનો એક પર્વત.

**ऋषिजाङ्गलिकी** સ્ત્રી૦ તે નામનું એક વૃક્ષ-ઋક્ષગંધા.

**ऋषितर्पण** ન૦ ઋષિઓને ઉદ્દેશી કરેલું તર્પણ.

**ऋषिपञ्चमी** સ્ત્રી૦ ભાદરવા શુદ પાંચમ.

**ऋषिप्रोक्ता** સ્ત્રી૦ તે નામની એક ઔષધિ-માષપર્ણી.

**ऋषिबंधु** पु० ઋષિવંશમાં જન્મેલ નીચ ઋષિ, શરભ નામનો એક ઋષિ.
**ऋषिमत्** त्रि० ઋષિઓવાળું.
**ऋषिमनस्** त्रि० સર્વ વિષયને જોનાર મનવાળું.
**ऋषियज्ञ** पु० ઋષિઓને ઉદ્દેશી કરેલો યજ્ઞ, નિત્ય વેદાધ્યયનરૂપ બ્રહ્મયજ્ઞ.
**ऋषिलोक** पु० સત્યલોકની પાસેનો ઋષિ-ઓએ ભોગવવા યોગ્ય એક લોક.
**ऋषिश्राद्ध** न० ઋષિઓનું કર્તવ્ય શ્રાદ્ધ.
**ऋषिसाह्** त्रि० દુષ્ટોઓનો પરાભવ કરનાર.
**ऋषिषाण** पु० ઋષિઓએ સંભક્ત.
**ऋषिषेण** पु० તે નામનો એક રાજા.
**ऋषिष्टुत** त्रि० ઋષિઓએ સ્તુતિ કરેલ.
**ऋषिस्तोम** पु० તે નામનો એક યાગ.
**ऋषिस्वर** पु० ઋષિઓએ સ્તુતિ કરવા યોગ્ય.
**ऋषिसर्ग** पु० ઋષિઓએ કરેલી જગત્સૃષ્ટિ.
**ऋषी** स्त्री० ઋષિપત્ની.
**ऋषीक** पु० ઋષિપત્નીમાં જન્મેલ–ઋષિનો ઔરસ પુત્ર.
**ऋषीवत्** त्रि० ઋષિઓએ સ્તુતિ કરેલ.
**ऋषीवह** त्रि० ઋષિઓને વહન કરનાર.
**ऋषु** पु० સૂર્યનું કિરણ, મંત્રદ્રષ્ટા ઋષિ.
**ऋषु** त्रि० જનાર, મોટું, બળવાન, જાણનાર.
**ऋष्टि** स्त्री० બે તરફ ધારવાળી તરવાર, હરકોઇ તરવાર, આયુધ–હથિઆર, હિંસા, અનિષ્ટ ઉત્પન્ન કરવું તે, દીપ્તિ, કાંતિ.
**ऋष्टिषेण** पु० તે નામનો એક રાજા.
**ऋष्य** त्रि० એક જાતનો મૃગ.
**ऋष्यकेतन** पु० અનિરૂદ્ધ.
**ऋष्यकेतु** पु० અનિરૂદ્ધ.
**ऋष्यगता** स्त्री० એક જાતનું ઝાડ–ऋष्यप्रोक्ता જુઓ.
**ऋष्यगंधा** स्त्री० એક જાતનું ઝાડ.
**ऋष्यजिह्व** न० એક જાતનો મહાન કોઢનો રોગ.
**ऋष्यप्रोक्ता** स्त्री० શતાવરી, અતિબલા, શૂકશિંબી.
**ऋष्यमूक** पु० તે નામનો એક પર્વત.
**ऋष्यशृङ्ग** पु० તે નામનો એક ઋષિ.
**ऋष्यादि** पु० વૈદિક મંત્રનું અવશ્ય જાણવા યોગ્ય ઋષિપંચક.
**ऋष्यादिन्यास** पु० તંત્રપ્રસિદ્ધ ઋષ્યાદિ ન્યાસ.
**ऋष्व** त्रि० મોટું.
**ऋष्वा** स्त्री० ऋष्टि શબ્દ જુઓ.
**ऋहत्** त्रि० નાના–ટુંકા શરીરવાળું વગેરે.

# ॠ.

**ॠ** સ્વરોપૈકી આઠમો દીર્ઘસ્વર ॠકાર.
**ॠ** क्र्यादि० पर० सक० सेट् જવું.
**ॠ** अव्य० વાક્યના આરંભમાં, રક્ષામાં નિંદામાં અને ભયમાં વપરાય છે.
**ॠ** स्त्री० દેવોની માતા, દાનવોની માતા, સ્મૃતિ, ગતી.
**ॠ** न० છાતી
**ॠ** पु० ભૈરવ, દાનવ.

# ऌ.

**ऌ** સ્વરોપૈકી નવમો સ્વર.
**ऌ** अव्य० દેવોની માતા, પૃથ્વી, પર્વત.

# ॡ.

**ॡ** સ્વરોપૈકી દશમો દીર્ઘ ॡકાર.
**ॡ** अव्य० દેવોની સ્ત્રી–દેવી, દૈત્ય સ્ત્રી, દાનવોની માતા.
**ॡ** स्त्री० કામધેનુની માતા
**ॡ** पु० મહાદેવ.

# ए.

**ए** સ્વરોપૈકી અગીઆરમો સ્વર.

**ए** अव्य० સ્મૃતિમાં, અસૂયામાં, અનુકંપામાં, સંબોધનમાં અને બોલવામાં વપરાય છે.

**ए** પુ० વિષ્ણુ.

**एक** त्रि० એકની સંખ્યાવાળું, એક, કેવળ, ફકત, મુખ્ય, બીજું, સત્ય, અદ્વિતીય, સમાન, અલ્પ, થોડું.

**एक** પુ० સર્વદા એકસ્વરૂપ પરમેશ્વર.

**एकक** त्रि० એકલું, અસહાય, સહાય વગરનું.

**एककपाल** त्रि० માટીની એક ઠીકરી ઉપર સંસ્કારયુકત કરેલ પુરોડાશ વગેરે.

**एककर** त्रि० માત્ર એક કરનાર, એકની સંખ્યાવાળું, એક હાથવાળું.

**एलकर** પુ० એક હાથ.

**एककार्य** त्रि० સમાન કાર્ય કરનાર.

**एककार्य** न० એક કાર્ય.

**एककाल** પુ० એક કાળ.

**एककालिक** त्रि० એક કાળમાં થનાર.

**एककालीन** त्रि० એક કાળમાં થનાર.

**एककुण्डल** પુ० બળદેવ, કુબેર.

**एककुष्ठ** न० એક જાતનો કોઢનો રોગ.

**एकगम्य** પુ० એક સ્વરૂપે પ્રાપ્ત કરવા યોગ્ય પરમાત્મા.

**एकगम्य** त्रि० એકલાએ પ્રાપ્ત કરવા યોગ્ય.

**एकगुरु** પુ० એક ગુરૂ પાસે ભણનાર-સહાધ્યાયી.

**एकग्राम** પુ० એક ગામ.

**एकग्राम** त्रि० એક ગામમાં રહેનાર.

**एकग्रामीण** त्रि० એક ગામનું.

**एकग्रामीय** त्रि० એક ગામનું.

**एकचक्र** न० હરિગૃહ.

**एकचक्र** પુ० સૂર્યનો રથ.

**एकचक्र** त्रि० એક પૈડાવાળું, એક રાજાના ચિહ્નવાળું.

**एकचक्रा** स्त्री० તે નામનું એક નગર.

**एकचत्वारिंशत्** स्त्री० એકતાલીસ.

**एकचर** त्रि० એકલું વિચરનાર.

**एकचरण** પુ० એક પગવાળું એક જાતનું મનુષ્ય, એક પગવાળાં મનુષ્યવાળો દેશ.

**एकचर्य्या** स्त्री० એકલા વિચરવું-ફરવું.

**एकचारिन्** त्रि० એકલું વિચરનાર-ફરનાર.

**एकचित्त** न० એક ચિત્ત.

**एकचित्त** त्रि० એક ચિત્તવાળું.

**एकच्छाय** त्रि० એક છાયાવાળું.

**एकच्छाया** स्त्री० દેવાદારની સમાનતા.

**एकज** त्रि० એકથી ઉત્પન્ન થયેલ ભાઈ-બહેન વગેરે, અસહાયપણાથી થયેલ.

**एकजटा** स्त्री० તે નામની એક દેવી.

**एकजन्मन्** પુ० રાજા.

**एकजन्मन्** પુ० स्त्री० શૂદ્રજાતિ.

**एकजात** त्रि० एकज શબ્દ જુઓ.

**एकजाति** પુ० स्त्री० શૂદ્રજાતિ.

**एकजाति** પુ० એક જાતનો કીડો.

**एकजाति** त्रि० સમાન જાતવાળું, સમાન ધર્મવાળું.

**एकजातीय** त्रि० એક જાતનું,

**एकजातीय** त्रि० સમાન પ્રકારનું.

**एकजीववाद** પુ० 'જીવ એક જ છે' એવો વાદ.

**एकतय** त्रि० એક અવયવવાળું.

**एकतर** त्रि० અત્યંત એક.

**एकतस्** अव्य० એકથી, એક થકી.

**एकता** स्त्री० એકપણું.

**एकतान** त्रि० એકમાં જ ચિત્તવૃત્તિવાળું, એક વિષયમાં આસક્ત મનવાળું, એક-રૂપ વિસ્તારવાળું, એકતાને પામેલ કોઇ સ્વર.

**एकतानक** त्रि० ઉપરના અર્થ.

**एलताल** પુ० એક લય, વિચ્છેદરહિત નૃત્ય-વાદ્ય-ગીત વગેરે, એક જાતનું વાદિત્ર.

**एकताल** त्रि० એક તાલવાળું.
**एकतीर्थिन्** त्रि० સમાન આશ્રમવાળું, એક આશ્રમવાળું.
**एकतोदत्** त्रि० એક બાજુ દાંતવાળું પશુ વગેરે.
**एकत्र** अव्य० એકઠું, એક ઠેકાણે.
**एकत्रिक** पु० તે નામનો એક યાગ.
**एकत्व** न० એકપણું.
**एकत्वादिविवक्षान्याय** पु० જૈમિનીકૃત ન્યાયશાસ્ત્ર.
**एकदंष्ट्र** पु० ગણપતિ.
**एकदन्त** पु० ગણપતિ.
**एकदण्डिन्** पु० કેવળ દંડ ધારણ કરનાર એક સન્યાસી.
**एकदा** अव्य० એક સમયે.
**एकदिश्** त्रि० એક દિશાવાળું, સમાન દિશામાં રહેનાર.
**एकदृश्** त्रि० એક આંખવાળું-કાણું.
**एकदृश्** पु० સર્વને એક સ્વરૂપે જોનાર તત્વજ્ઞાની, શિવ, કાગડો.
**एकदृष्टि** स्त्री० એક એવી દૃષ્ટિ, અભેદ-દર્શન, કેવળ એક વિષયનું જ દર્શન.
**एकदृष्टि** त्रि० એક નેત્રવાળું-કાણું, એક વિષયને જ જોનાર, સર્વને એક સ્વરૂપે જોનાર.
**एकदृष्टि** पु० કાગડો.
**एकदेव** पु० મુખ્ય દેવ-પરમેશ્વર.
**एकदेवत** त्रि० એક દેવતાવાળું અગ્નિહોત્ર વગેરે કર્મ.
**एकदेवता** स्त्री० એક દેવ, પરમેશ્વર.
**एकदेवत्य** त्रि० શ્રેષ્ઠ દેવવાળું, એક દેવવાળું.
**एकदेश** पु० એક દેશ, અવયવ, ભાગ.
**एकदेश** त्रि० એક દેશવાળું, એક દેશનું.
**एकदेशविभावितन्याय** पु० એક તર્ક.
**एकदेह** पु० બુધ ગ્રહ, વંશરૂપ ગોત્ર, પતિ-પત્ની.
**एकदेह** न० એક શરીર.
**एकदैवत** त्रि० एकदेवत શબ્દ જુઓ.
**एकदैवत्य** त्रि० एकदेवत्य શબ્દ જુઓ.
**एकधू** पु० કેવળ એક પરમાત્મામાં રમણ કરનાર-જ્ઞાની.
**एकधन** न० કેવળ ધન, એક કળશ, મુખ્યધન.
**एकधन** त्रि० કેવળ ધનવાળું, એક કળશમાં રહેલ જળ વગેરે, નહિ વહેંચેલ ધનવાળું, મિશ્ર ધનવાળું.
**एकधर्मन्** त्रि० એક ધર્મવાળું, સમાન ધર્મવાળું.
**एकधर्मिन्** त्रि० ઉપરના અર્થ.
**एकधा** अव्य० એક રીતે, એક પ્રકારે.
**एकधुर** त्रि० એક ઝુંસરી વહન કરનાર, એક ભાર વહન કરનાર.
**एकधुरा** स्त्री० એક ઝુંસરી, એક ભાર.
**एकधुरावह** त्रि० एकधुर જુઓ.
**एकधुरीण** त्रि० એક ઝુંસરી વહેનાર, એક ભાર વહેનાર.
**एकनक्षत्र** न० એક તારાત્મક કોઇ નક્ષત્ર, એક નક્ષત્ર.
**एकनट** पु० મુખ્ય નટ, એક નટ.
**एकपक्ष** पु० સહાય, એક પક્ષ.
**एकपति** पु० એક સ્વામી.
**एकपतिक** त्रि० એક સ્વામીવાળું.
**एकपतिका** स्त्री० એક સ્વામીવાળી સ્ત્રી, પતિવ્રતા.
**एकपत्नी** स्त्री० શોક્ય, પતિવ્રતા સ્ત્રી.
**एकपत्रिका** स्त्री० સુગંધી પાનવાળું ઝાડ, ગંધપત્રા વૃક્ષ.
**एकपद** न० એક પદને ઉચ્ચારણયોગ્ય કાળવાળો સમય, એક સ્થાન, એક શબ્દ, એક કોઠાવાળું સ્થાન.
**एकपद** पु० તે નામનો એક દેશ, એક દેવજાતિ, એક જાતનો મૃગ, એક પ્રકારનો રતિબંધ.

**एकपद** त्रि० એક પગવાળું, એકપદવાચ્ય.
**एकपदि** अव्य० જેમાં કેવળ પગ સાધન હોય છે તેવું યુદ્ધ.
**एकपदी** स्त्री० માર્ગ, રસ્તો, એક પગવાળી સ્ત્રી, એક પાદવાળી ઋચા, એક જાતની મૃગલી.
**एकपरि** अव्य० એકથી વિપરીત થયેલ.
**एकपर्ण** त्रि० એક પાંદડાવાળું વૃક્ષ વગેરે.
**एकपर्णा** स्त्री० હિમાલયની ત્રણ પુત્રીઓમાંની એક વચેટ.
**एकपर्णिका** स्त्री० ઉપરનો અર્થ.
**एकपर्वतक** पु० તે નામનો એક પર્વત.
**एकपलाश** पु० એક પાંદડાવાળું ઝાડ.
**एकपलाशीय** त्रि० એક પાંદડાવાળા ઝાડમાં થનાર, તેવા ઝાડસંબંધી.
**एकपाटला** स्त्री० હિમાલયની ત્રણ પુત્રીઓમાંની એક છેલ્લી.
**एकपातिन्** त्रि० એકલપણે ગતિ કરવાના સ્વભાવવાળું.
**एकपातिन्** न० એક પ્રકારનો દિવસવિશેષ.
**एकपातिनी** स्त्री० તે નામની એક ઋચા.
**एकपाद्** त्रि० એક પગવાળું.
**एकपाद्** पु० વિષ્ણુ, શિવ.
**एकपाद्** पु० એક પગ, પરમેશ્વર, તે નામનો એક અસુર.
**एकपाद** त्रि० માત્ર એક પગવાળું, એક ચરણવાળું, માત્ર એક પગનો આધાર લેનાર.
**एकपादिका** स्त्री० માત્ર જેમાં એક પગ આધારરૂપે હોય છે તેવી સ્થિતિ, પક્ષીઓનું એક પ્રકારનું ઉભવું.
**एकपिङ्ग** पु० કુબેર.
**एकपिङ्गल** पु० કુબેર.
**एकपिण्ड** त्रि० શ્રાદ્ધમાં જેને ઉદ્દેશી સમાન પિંડ આપવામાં આવે તે-સપિંડ-સગોત્રી.
**एकपुरुष** पु० પુરૂષોત્તમ પરમેશ્વર, પ્રધાન–મુખ્ય પુરૂષ.
**एकपुरुष** त्रि० એક પુરૂષવાળું.
**एकपुष्कर** पु० એક જાતનું વાદિત્ર-કાહલું.
**एकपुष्कल** पु० ઉપરનો અર્થ.
**एकपुष्पा** स्त्री० માત્ર એક ફુલવાળું એક ઝાડ.
**एकप्रस्थ** पु० એક શેર, એક શિખર.
**एकप्रस्थ** पु० એક શિખરવાળો પર્વત.
**एकफला** स्त्री० માત્ર એક ફળવાળી એક ઔષધિ.
**एकफली** स्त्री० ઉપરનો અર્થ.
**एकभक्त** न० જેમાં એક વખત ભોજન કરવાનું હોય છે તેવું એક વ્રત.
**एकभक्त** त्रि० એક વખત ભોજન કરનાર.
**एकभक्तव्रत** न० એક વખત જમવાનું વ્રત.
**एकभक्ति** स्त्री० અત્યંત ભક્તિ, એકજ વિષયની ભક્તિ.
**एकभक्त** त्रि० અત્યંત ભક્ત, એક વિષયનીજ ભક્તિ કરનાર.
**एकभङ्गीनय** पु० એક પ્રકારનો ન્યાય.
**एकभार्य** पु० એક સ્ત્રીવાળો પુરૂષ.
**एकभार्य** त्रि० એકથી ભરણપોષણ કરવા યોગ્ય.
**एकभार्या** स्त्री० એકનીજ સ્ત્રી, પતિવ્રતા.
**एकभाव** पु० અનન્યવિષય રાગ, એક સ્વભાવ, એક આશય, એક અભિપ્રાય, અભેદ.
**एकभाव** त्रि० એક વિષયના રાગવાળું, એક સ્વભાવનું, એક આશયનું, એક અભિપ્રાયનું, અભિન્ન.
**एकभूत** त्रि० એક ન હોય અને એક થયેલ, એકમાં થયેલ, એકમાં આસક્ત.
**एकभूम** पु० न० એક માળવાળો મહેલ–ઘર વગેરે.
**एकमति** स्त्री० એક બુદ્ધિ.

**एकमति** त्रि॰ એક વિષયની બુદ્ધિવાળું.
**एकमुख** त्रि॰ જેમાં એક મુખ્ય હોય છે, તે એક બારણાવાળો મંડપ વગેરે.
**एकमुख** न॰ એક મુખ, એક દ્વાર.
**एकमूल** त्रि॰ એક મૂળવાળું.
**एकमूल** न॰ એક મૂળ, એક કારણ.
**एकमूला** स्त्री॰ એક મૂળીયાંવાળી એક વનસ્પતિ.
**एकयष्टिका** स्त्री॰ એક સેરવાળો હાર.
**एकयोनि** स्त्री॰ એક ઉત્પત્તિસ્થાન.
**एकयोनि** त्रि॰ એક જાતનું, એક-સમાન ઉત્પત્તિસ્થાનવાળું.
**एकरज** पु॰ ભાંગરો.
**एकरस** पु॰ એક રસ, એક એવો રાગ, એક અભિપ્રાય.
**एकरस** न॰ એક રસવાળું નાટક.
**एकरस** त्रि॰ એક રસવાળું, એક અભિપ્રાયવાળું.
**एकराज्** पु॰ ચક્રવર્તી રાજા, શ્રેષ્ઠ રાજા.
**एकराज** पु॰ ઉપરના અર્થ.
**एकरात्र** न॰ એક રાત્રિદિવસ.
**एकरात्रिक** त्रि॰ એક દિવસ ભોજન-નિર્વાહપૂરતું.
**एकराशि** पु॰ એક રાશિ, એક ઢગલો.
**एकरिक्थिन्** त्रि॰ એક પિતાનું ધન લેનાર-વારસ, નહિ વેંચેલ ધનવાળું, મિશ્ર ધનવાળું.
**एकरूप** त्रि॰ સમાન રૂપવાળું.
**एकरूप** न॰ એક રૂપ, સમાન રૂપ.
**एकरूपता** स्त्री॰ એક રૂપપણું, સમાનરૂપવાળાપણું.
**एकरूपत्व** न॰ ઉપરના અર્થ.
**एकरूप्य** त्रि॰ એકથી આવેલ.
**एकरूप्य** न॰ કેવળ રૂપું.
**एकरूप्य** त्रि॰ કેવળ રૂપાવાળું.
**एकर्च** पु॰ न॰ એક ઋચા.
**एकर्च** न॰ એક ઋચાવાળું, સૂક્ત.
**एकर्च** पु॰ એક ઋચાથી સ્તુતિ કરવા યોગ્ય કોઇ દેવ.
**एकल** त्रि॰ એકલું, સહાય વગરનું, અવયવ રહિત, એકપણાનો આશ્રય.
**एकलव्य** पु॰ ભિલ્લરાજા હિરણ્યધનુષનો તે નામનો એક પુત્ર.
**एकलिङ्ग** न॰ સિદ્ધિનું સાધન એક ક્ષેત્ર.
**एकलिङ्ग** पु॰ નિયત લિંગવાળો શબ્દ, કુબેર.
**एकलू** पु॰ તે નામનો એક ઋષિ.
**एकवक्त्र** पु॰ તે નામનો એક અસુર.
**एकवक्त्र** न॰ એક મુખવાળું રૂદ્રાક્ષનું ફળ.
**एकवचन** न॰ વ્યાકરણપ્રસિદ્ધ એક વચન.
**एकवत्** अव्य॰ એકના જેવું, એક વચનના જેવું, એકના જેવી ક્રિયાવાળું.
**एकवद्भाव** पु॰ એકના જેવું થવું.
**एकवर्ण** त्रि॰ એક વર્ણવાળું, એકસ્વરૂપ, એક જાતિનું, એક શુક્લ વગેરે રૂપ.
**एकवर्णसमीकरण** न॰ બીજગણિતમાં કહેલ એક બીજ.
**एकवर्णी** स्त्री॰ કરતાલના જેવું એક વાદિત્ર.
**एकवर्ष** त्रि॰ એક વર્ષનું.
**एकवर्षिक** त्रि॰ એક વર્ષનું.
**एकवर्षिका** स्त्री॰ એક વર્ષની ગાય.
**एकवस्त्र** त्रि॰ એક વસ્ત્રવાળું, એક જાતનાં વસ્ત્રવાળું.
**एकवस्त्र** न॰ એક વસ્ત્ર.
**एकवाक्य** न॰ એક અર્થવાળું વાક્ય, સમાન રૂપવાળું વાક્ય.
**एकवाद** पु॰ ડિંડિમ નામનું વાદિત્ર, વેદાંતિઓએ માનેલો એક વાદ.
**एकविंशत्** स्त्री॰ એકવીસ, એકવીસની સંખ્યાવાળું.
**एकविंशति** स्त्री॰ ઉપરના અર્થ.
**एकविंशस्तोम** पु॰ એકવીસ મંત્રની એક સ્તુતિ.

**एकविध** त्रि० એકપ્રકારનું.

**एकविलोचन** त्रि० એક આંખવાળું-કાણું.

**एकविलोचन** पु० તે નામનો એક દેશ.

**एकवीर** पु० શ્રેષ્ઠ વીર, મહાવીર, તે નામનું એક વૃક્ષ.

**एकवीराकल्प** पु० તે નામનું એક તંત્રશાસ્ત્ર.

**एकवृक्ष** पु० ચાર કોસની અંદર જ્યાં એકજ વૃક્ષ હોય તેવો કોઇ પ્રદેશ, એકજ વૃક્ષ.

**एकवृत्** स्त्री० એક વખત ગણવું, એક વખત આવૃત્તિ, એક પ્રકારે વર્તવું, સ્વર્ગલોક.

**एकवृन्द** पु० તે નામનો એક રોગ.

**एकवृन्द** न० એક સમુદાય.

**एकवृष** पु० એક બળદ.

**एकवृष** त्रि० એક બળદથી જોડેલ ગાડું વગેરે.

**एकवेणि** स्त्री० એક થયેલ વેણી-ચોટલો-નહિ ગુંથવાથી એકરૂપ થયેલી વેણી.

**एकवेणी** स्त्री० ઉપરનો અર્થ.

**एकशत** न० એકસો એક અધિક એવી સોની સંખ્યા.

**एकशतक** त्रि० એક સો જેટલું.

**एकशतक** न० એક સોની સંખ્યા.

**एकशतधा** अव्य० એક સો પ્રકારે.

**एकशतशस्** अव्य० એક સો એક સો.

**एकशफ** त्रि० એક ખરીવાળું.

**एकशाख** त्रि० એક શાખાવાળું.

**एकशाखक** त्रि० ઉપરનો અર્થ.

**एकशाखीय** त्रि० એકશાખામાં થનાર-હોનાર, એક શાખાનું.

**एकशाला** स्त्री० એક શાળા.

**एकशालिक** त्रि० એક શાળા જેવું.

**एकशितिपाद्** पु० એક કાળા પગનો એક જાતનો ઘોડો.

**एकशुङ्ग** पु० એક જાતની ઔષધિ.

**एकशृङ्ग** पु० વિષ્ણુ, તે નામનો એક પિતૃગણ. એક શિખરવાળો પર્વત, એક શીંગડાળું પશુ.

**एकशृङ्गा** स्त्री० શુકદેવ રાજાની રાણી, એક શીંગડાંવાળી પશુ જાતિ.

**एकशेप** पु० એક મૂળીયાંવાળું વૃક્ષ.

**एकशेष** पु० વ્યાકરણપ્રસિદ્ધ પાંચ વૃત્તિમાંની એક.

**एकशेष** पु० એકાંત.

**एकशेष** त्रि० અતિશયવાળું.

**एकश्रुति** स्त्री० એક સ્વરનું સંભળાવું તે, એક વેદવાક્ય.

**एकश्रुति** त्रि० જેમાં એક સ્વર સંભળાય તે, એક કાનવાળું.

**एकषष्ट** त्रि० એકસઠની સંખ્યાને પૂર્ણ કરનાર.

**एकषष्टि** स्त्री० એકસઠ.

**एकषष्टिक** त्रि० એકસઠની સંખ્યાવાળું.

**एकसभ** त्रि० એક સભાવાળું, એક સમુદાયવાળું.

**एकसर्ग** पु० એકાગ્ર, એકતાન, માત્ર એકમાં આસક્તમનવાળું, એક એવી સૃષ્ટિ.

**एकसूत्र** पु० ડમરૂ નામનું વાદિત્ર-ડાકલું.

**एकस्थ** त्रि० એકમાં રહેનાર, એક ઠેકાણે રહેનાર, એકત્ર રહેનાર, એકઠું રહેનાર.

**एकस्थित** त्रि० ઉપરના અર્થ.

**एकहंस** न० તે નામનું એક સરોવર.

**एकहायन** त्रि० એક વર્ષમાં ઉત્પન્ન થયેલ, એક વર્ષનું.

**एकहायना** स्त्री० એક વર્ષની.

**एकहायनी** स्त्री० એક વર્ષની ગાય વગેરે

**एका** स्त्री० દુર્ગા દેવી, એક એવી સ્ત્રી.

**एकाकिन्** त्रि० અસહાય, એકલું, સજાતીયસહચરરહિત.

**एकाक्ष** पु० કાગડો.

**एकाक्ष** त्रि० એક આખવાળું-કાણું.

**एकाक्षर** न० એક અક્ષર, એક સ્વરવાળો ૐકાર

**एकाक्षर** त्रि० એક અક્ષરવાળું.

**एकागार** न० એક–અસહાય એવું ઘર, જેમાં બીજો ન વસતો હોય તેવું ઘર.

**एकागारीय** त्रि० મુનિ વગેરે.

**एकाग्र** त्रि० એક વિષયમાં ચિત્તવૃત્તિવાળું, વિક્ષેપરહિત જ્ઞાનવાળું.

**एकाग्रता** स्त्री० એકાગ્રપણું.

**एकाग्रत्व** न० ઉપરનો અર્થ.

**एकाग्र्य** त्रि० એકતાન, એક આલંબનવાળું, એકનોજ આશ્રય કરનાર.

**एकाङ्ग** पु० બુધ ગ્રહ.

**एकाङ्ग** न० ચંદન, એક અંગ.

**एकाङ्ग** पु० સ્ત્રીની સાથે એક અંગવાળો–પતિ.

**एकाङ्गी** स्त्री० પતિની સાથે એક અંગવાળી સ્ત્રી.

**एकाण्ड** पु० એક વૃષણવાળો એક જાતનો ઘોડો.

**एकात्मन्** पु० એક એવો આત્મા.

**एकात्मन्** त्रि० એક સ્વરૂપવાળું, એક સ્વભાવવાળું.

**एकादश** त्रि० અગીઆરની સંખ્યા પૂરનાર-અગીઆરમું.

**एकादशक** न० અગીઆર.

**एकादशक** पु० અગીઆરની સંખ્યાનો સમુદાય.

**एकादशन्** त्रि० અગીઆર, અગીઆરની સંખ્યાવાળું.

**एकादशम** त्रि० અગીઆરમું.

**एकादशद्वार** न० અગીઆર છિદ્રવાળું–શરીર.

**एकादशाह** पु० અગીઆર દિવસનો–સમુદાય.

**एकादशाह** न० મરણ પછી અગીઆરમે દિવસે કરવાનું શ્રાદ્ધ.

**एकादशाहीन** त्रि० અગીઆરમે દિવસે થયેલ.

**एकादशिन्** त्रि० અગીઆરની સંખ્યાના માપવાળું.

**एकादशी** स्त्री० અગીઆરશ.

**एकादशराशिक** न० લીલાવતીમાં કહેલ અગીઆર રાશિઓને ઉદ્દેશી એક ગણત્રી.

**एकादि** त्रि० એક જેના આરંભમાં હોય તે.

**एकादेश** पु० વ્યાકરણપ્રસિદ્ધ બેને સ્થાને થનાર એક આદેશ, એક એવો આદેશ-હુકમ.

**एकादूनविंशति** स्त्री० ઓગણીસ, ઓગણીસની સંખ્યાવાળું.

**एकाधिक** त्रि० જેમાં એક અધિક હોય તે.

**एकान्नविंशति** स्त्री० ઓગણીસ.

**एकानंशा** स्त्री० દુર્ગા દેવી, યોગકન્યા.

**एकानुदिष्ट** त्रि० એકોદ્દેશથી આપેલું શ્રાદ્ધ.

**एकान्त** त्रि० અત્યંત અતિશય, અત્યંત એવું દ્રવ્ય, અતિશય એવું દ્રવ્ય, એકાંત, નિર્જન, એક સ્વભાવવાળું, એકરૂપતાને પામેલ.

**एकान्ततस्** अव्य० એકાંત, નિર્જન.

**एकान्तत्यागवाद** पु० જૈનોએ માનેલો સ્યાદ્વાદ.

**एकान्तदुःषमा** स्त्री० એક કાલપ્રમાણ.

**एकान्तर** त्रि० એક અંતરવાળું, એક વ્યવધાનવાળું.

**एकान्तर** न० એકાંતરે ભોજનવાળું એક વ્રત.

**एकान्तर** पु० એક દિવસને અંતરે આવતો તાવ.

**एकान्तसुषमा** स्त्री० એક કાલ પ્રમાણ.

**एकान्तिन्** त्रि० અતિશયવાળું, ભગવાનનો અનન્યભક્ત.

**एकान्न** त्रि० જેમાં એક વખત ભોજન કરવાનું હોય છે તેવું વ્રત વગેરે.

**एकान्न** न० માત્ર એકે ભક્ષણ કરવા યોગ્ય અન્ન.

**एकायन** त्रि० બીજા વિષયથી પાછા ફરેલ

મનવાળું, એક આધારવાળું, એક આશ્રયવાળું, માત્ર એકથી ગમન કરવા યોગ્ય, જેને એક આશ્રય હોય તે.

**एकायन** न० એક સ્થાન.

**एकायनगत** त्रि० એકાગ્ર, એક સ્થાનમાં રહેલ.

**एकार्थ** पु० એક પ્રયોજન, એક અર્થ, એક પદાર્થ.

**एकार्थ** त्रि० એક પ્રયોજનવાળું, એક અર્થવાળું, એક પદાર્થવાળું.

**एकावली** स्त्री० એક સેરવાળો હાર, તે નામનો એક અલંકાર.

**एकाब्द** त्रि० એક વર્ષનું.

**एकाब्दा** स्त्री० એક વર્ષની ગાય.

**एकाशीतिपद** न० વાસ્તુપૂજા માટે કરવાનું એક મંડળ.

**एकाश्रय** त्रि० એક આશ્રયવાળું, એક આધારવાળું, બીજી ગતિવગરનું.

**एकाश्रय** पु० એક આશ્રય, એક આધાર.

**एकाश्रितगुण** पु० એક પદાર્થમાં રહેલ ધર્મ.

**एकाष्टका** स्त्री० ઇન્દ્રાણી, માઘ વદિ આઠમ, તે દિવસે કરવાનું શ્રાદ્ધ.

**एकाष्टी** स्त्री० કપાસ.

**एकाष्ठी** स्त्री० કપાસ.

**एकाष्ठील** पु० એક જાતનું ઝાડ-બકવૃક્ષ.

**एकाष्ठीला** स्त्री० એક વનસ્પતિ-પાઢ.

**एकाह** पु० એક દિવસ, અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞ.

**एकाहगम** पु० એક દિવસે જવા યોગ્ય દેશ.

**एकाहार** पु० એક દિવસે એક વખત ભોજન.

**एकीकरण** न० એક કરવું.

**एकीकृत** त्रि० એક કરેલ.

**एकीकृत्य** अव्य० એક કરીને.

**एकीभाव** पु० એક થવું.

**एकीभूत** त्रि० એક થયેલ.

**एकीभूय** अव्य० એક થઇને.

**एकीय** त्रि० એક પક્ષનું, એકસંબંધી.

**एकेक्षण** पु० કાગડો, શુક્રાચાર્ય.

**एकेक्षण** त्रि० એક આંખવાળું-કાણું.

**एकैक** त्रि० એક એક.

**एकैकशस्** अव्य० એક એક-પ્રત્યેક.

**एकैकश्य** न० એક એક, પ્રત્યેક, એક એકપણું.

**एकैषिका** स्त्री० તે નામનું એક ઝાડ.

**एकोक्ति** स्त्री० બન્ને પદાર્થના વિષયની એક શક્તિ.

**एकोत्तर** त्रि० એક એક અધિક.

**एकोदक** पु० સાતમી પેઢીથી આરંભી ચૌદમી પેઢી સુધી ગોત્રજ.

**एकोदका** स्त्री० ઉપરના અર્થવાળી સ્ત્રી.

**एकोदर** पु० સગો ભાઈ.

**एकोदर** न० એક ઉદર-પેટ.

**एकोदरा** स्त्री० સગી બ્હેન.

**एकोद्दिष्ट** न० તે નામનું એક શ્રાદ્ધ.

**एकोनचत्वारिंशत्** स्त्री० ઓગણચાળીસ, ઓગણચાળીસની સંખ્યાવાળું.

**एकोशिका** स्त्री० તે નામે એક ઝાડ.

**एकौघ** पु० એક સમુદાય, અવિચ્છિન્ન પ્રવાહ.

**एज्** भ्वा० आ० अ० सेट् કંપવું, ધ્રૂજવું, अप+ખસવું, દૂર થવું, उद्+ઉંચે જવું, प्र+અત્યંત ચાલવું.

**एज्** भ्वा० पर० अ० सेट् દીપવું, પ્રકાશવું.

**एजत्क** त्रि० જેનું માથું કંપતું હોય તે.

**एजथु** पु० કંપ, કંપારી, ધ્રૂજ.

**एजन** न० ઉપરના અર્થ.

**एजय** त्रि० કંપાવનાર, ધ્રૂજાવનાર.

**एजि** त्रि० વાયુના રોગથી ઘેરાયેલ.

**एज्य** त्रि० સારી રીતે યજવા યોગ્ય, સારી રીતે પૂજવા લાયક.

**एट्** भ्वा० आ० अ० सेट् શઠતા કરવી.

**एड** पु० બકરો, ઘેટો.

**एड** त्रि० બહેરૂં.

**एडक** पु० જંગલી બકરો, મોટા શીંગડા-વાળો બકરો, બકરા જેવું એક પશુ, હરકોઇ બકરો, ઘેટો.

**एडका** स्त्री० બકરી, ઘેટી.

**एडगज** पु० દાદરનો નાશ કરનાર એક ઝાડ.

**एडमूक** त्रि० બહેરૂં.

**एडी** स्त्री० બકરી, ઘેટી.

**एडुक** न० पु० અંદર સ્થાપેલ હાડકાંવાળું, અંદર નાખેલ કઠણ દ્રવ્યવાળી ભીંત.

**एडूक** न० ઉપરના અર્થ.

**एडोक** न० एडुक જુઓ.

**एण** पु० કાળો મૃગ.

**एणक** पु० ઉપર જુઓ.

**एणकुणक** न० કાળામૃગનું બચ્ચું.

**एणतिलक** पु० ચંદ્ર.

**एणभृत्** पु० ચંદ્ર.

**एणस्यकुणाक** पु० મૃગનું બચ્ચું.

**एणशाव** पु० ઉપરનો અર્થ.

**एणशावक** पु० મૃગનું બચ્ચું.

**एणी** स्त्री० કાળી મૃગલી.

**एणीपचन** पु० જ્યાં કાળી મૃગલીને પણ રાંધી ખાવામાં આવે છે તે દેશ.

**एणीपचनीय** त्रि० ઉપર કહેલા દેશમાં થનાર–હોનાર.

**एणीपद** त्रि० કાળી મૃગલીના પગ જેવા પગવાળું.

**एत** पु० કાબરચિત્રો રંગ.

**एत** त्रि० કાબરચિત્રું, કાબરૂં.

**एतग्व** पु० રંગબેરંગી ઘોડો, હરકોઇ ઘોડો.

**एतद्** त्रि० આ ( પાસે રહેલ. )

**एतत्र** अव्य० આ, આથી, આમાં.

**एतस्** अव्य० ઉપરના અર્થ.

**एतदीय** त्रि० આસંબંધી.

**एतन** पु० નિઃશ્વાસ, નિસાસો.

**एतन्मय** त्रि० આમય, આસ્વરૂપ.

**एतन्मात्र** त्रि० આટલા માપનું, આટલું.

**एतर्हि** अव्य० આ કાળે, આ સમયે.

**एतश** पु० બ્રાહ્મણ, ઘોડો.

**एतशस्** त्रि० ઉપર જુઓ.

**एतादृश्** त्रि० એવું.

**एतादृक्ष** त्रि० એવું.

**एतादृश** त्रि० એવું.

**एतावत्** त्रि० આટલું.

**एदिधिषुपति** पु० अग्रेदिधिशुपति જુઓ.

**एध्** भ्वा० आ० अ० सेट् વધવું.

**एध** पु० લાકડું.

**एधतु** पु० પુરુષ, અગ્નિ.

**एधतु** स्त्री० વૃદ્ધિ, વધવું.

**एधतु** त्रि० વૃદ્ધિવાળું.

**एधस्** न० લાકડું.

**एधा** स्त्री० સમૃદ્ધિ.

**एधित** त्रि० વૃદ્ધિ પામેલ, વધેલ, વધારેલ.

**एनस्** न० અપરાધ, પાપ.

**एनस्य** त्रि० અપરાધથી કરેલ, પાપથી કરેલ.

**एनस्वत्** त्रि० અપરાધી, પાપી.

**एनस्विन्** त्रि० ઉપર જુઓ.

**एम** त्रि० પ્રાપ્ત કરવા યોગ્ય.

**एमन्** न० જવાનો માર્ગ, ઉભા રહેવાનું સ્થાન, ગમન–જવું.

**एरक** पु० કૌરવ્ય વંશમાં ઉત્પન્ન થયેલ સર્પ.

**एरका** स्त्री० ગાંઠ વિનાનું એક જાતનું ઘાસ–ચીયો.

**एरङ्ग** पु० એક જાતનું માછલું.

**एरण्ड** पु० એરંડો.

**एरण्ड** न० એરંડાનું ફળ.

**एरण्डपत्रिका** स्त्री० એક જાતનું ઝાડ–દંતીવૃક્ષ.

**एरण्डफला** स्त्री० તે નામનું એક ઝાડ.

**एरण्डा** स्त्री० પીપર.

**एड** त्रि० જનાર.
**एर्वारु** पु० ચીભડું, એક જાતની કાકડી.
**एर्वारुक** पु० ઉપરના અર્થ.
**एलक** पु० બકરો, ઘેટો.
**एलका** स्त्री० બકરી, ઘેટી.
**एलङ्ग** पु० એક જાતનું માછલું.
**एलवालु** न० એક જાતનું સુગંધી દ્રવ્ય.
**एलवालुक** न० ઉપર જુઓ.
**एलविल** पु० કુબેર.
**एला** स्त्री० એલચી.
**एला कण्ड्वादि** प० अ० सेट् વિલાસ કરવો.
**एलाक** पु० તે નામનો એક ઋષિ.
**एलादिगुटिका** स्त्री० ગોળીના આકારમાં તે નામનું એક ઔષધ.
**एलापत्र** पु० એક જાતનો નાગ.
**एलापर्णी** स्त्री० તે નામની એક વનસ્પતિ.
**एलापुर** न० તે નામનું એક શહેર.
**एलावालु** न० एलवालु જુઓ.
**एलावालुक** न० एलवालुक જુઓ.
**एलीका** स्त्री० ઝીણી એલચી.
**एलुक** न० કોઈ એક સુગંધી દ્રવ્ય.
**एल्लवालुक** न० ઉપરનો અર્થ.
**एव** अव्य० સમાનતામાં, નિશ્ચયાર્થમાં, વાક્ય શોભાવવામાં, દૂતને પ્રેરણામાં, નિયમન કરવામાં, તિરસ્કારમાં, એ પ્રમાણે એવા અર્થમાં તથા થોડું એવા અર્થમાં વપરાય છે.
**एव** त्रि० જનાર, જવાનું સાધન.
**एव** पु० ઘોડો.
**एव** न० જવાનું સાધન.
**एव** त्रि० એ પ્રમાણે કરાતા પ્રકારવાળું.
**एवथ** पु० ગમન, જવું.
**एवम्** अव्य० એ રીતે, એ પ્રમાણે, પ્રકાર, સમાનતા, નિર્દેશ, નિશ્ચય, સ્વીકાર, સમુચ્ચયના અર્થમાં, સમન્વયમાં, પરકૃતિમાં તથા પ્રશ્નમાં વપરાય છે.
**एवया** त्रि० રક્ષણ કરનાર.
**एवयामरुत्** पु० તે નામનો એક ઋષિ.
**एवयावन्** पु० રક્ષક-વિષ્ણુ.
**एवार** पु० કોઈ એક સોમ.
**एवावद** पु० તે નામનો એક ઋષિ.
**एष्** भ्वा० आ० सक० सेट् જવું. परि+शो-ધવું, ખોળવું.
**एष्** स्त्री० જવું.
**एष्** त्रि० ઇચ્છા કરનાર.
**एषण** पु० લોખંડી બાણ, વ્રણ ફોડવાનું એક હથિઆર વ્રણમાં વાઢકાપ કરવી તે.
**एषणा** स्त्री० ઇચ્છા.
**एषणिका** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**एषणी** स्त्री० તોલ કરવાનું યંત્ર-કાંટો.
**एषणीय** त्रि० ઇચ્છવા યોગ્ય, જવા યોગ્ય.
**एषा** स्त्री० ઇચ્છા.
**एषावीर** पु० જ્યાં ત્યાંથી પ્રતિગ્રહ કરનાર નીચ બ્રાહ્મણ.
**एषावीरा** स्त्री० જ્યાં ત્યાંથી પ્રતિગ્રહ કરનારી નિંદિત બ્રાહ્મણજાતિ.
**एषिन्** त्रि० ઇચ્છા કરનાર.
**एषिणी** स्त्री० ઇચ્છા કરનારી સ્ત્રી.
**एष्टव्य** त्रि० ઇચ્છવા યોગ્ય.
**एष्टि** स्त्री० સામે યજન-પૂજન, સામે ઇચ્છા.
**एष्य** त्रि० ઇચ્છવા યોગ્ય, એષણ કર્મ-સાધ્ય, ગમન કરવા યોગ્ય, જવા યોગ્ય.
**एष्य** न० વૈદ્યકપ્રસિદ્ધ એક શલ્યકર્મ.
**एह** त्रि० સારી ચેષ્ટાવાળું, ક્રોધ પામેલ.
**एहि** त्रि० સારી ચેષ્ટાવાળું.
**एहीड** न० 'આવ હું સ્તુતિ કરૂં' એમ જે કર્મમાં કહેવામાં આવે તે કર્મ.

# ऐ.

**ऐ** સ્વરપૈકી બારમો સ્વર.

**ऐ** अव्य० બોલાવવામાં, સ્મરણમાં, આમંત્રણમાં વપરાય છે.

**ऐ** પુ० મહાન ઈશ્વર, પરમેશ્વર.

**ऐक** ત્રિ० એક.

**ऐकध्य** ન० એક પ્રકારે.

**ऐकध्यम्** अव्य० ઉપરનો અર્થ.

**ऐकपत्य** ન० ચક્રવર્તીપણું.

**ऐकपत्य** ત્રિ० એક પતિમાં થનાર-હોનાર.

**ऐकपदिक** ત્રિ० એક પગલે-એક સ્થાનમાં અથવા એક વિભક્ત્યન્ત પદમાં થનાર-હોનાર.

**ऐकपदिक** ન० સમાસરૂપ વાક્ય.

**ऐकपद्य** ન० સમાસ વગેરે રૂપે થવું, સમાસરૂપે થવું.

**ऐकभाव्य** ન० એક સ્વભાવપણું.

**ऐकमत्य** ન० એક મતવાળાપણું, સમાન સંમતિ.

**ऐकराज्य** ન० ચક્રવર્તિપણું.

**ऐकलव्य** પુ० એકલૂ ઋષિનું ગોત્રજ સંતાન.

**ऐकलव** પુ० બ० એકલવ્યના વિદ્યાર્થીઓ.

**ऐकलवी** સ્ત્રી० એકલૂ ઋષિની ગોત્રજ સ્ત્રી.

**ऐकशतिक** ત્રિ० એક સો દ્રવ્યનો સ્વામી.

**ऐकश्रुत्य** ન० આશ્વલાયન શ્રૌતસૂત્રમાં કહેલ એક સ્વર.

**ऐकस्वर्य** ન० ઉપરનો અર્થ.

**ऐकागारिक** ત્રિ० ચોર.

**ऐकाग्र** ત્રિ० એકાગ્ર ચિત્તવાવાળું.

**ऐकाग्र्य** ન० ચિત્તની એકાગ્રતા, મનનુ બીજામાં અનાસક્તપણું.

**ऐकात्म्य** ન० ઐક્ય, એકતા, એકસ્વરૂપપણું, અભેદ, આત્માનું એકપણું.

**ऐकात्म्यवाद** પુ० આત્મા એક છે એવી માન્યતા.

**ऐकात्म्यवादिन्** ત્રિ० આત્મા એક છે એમ માનનાર.

**ऐकादशिन** ત્રિ० અગીઆરના સમુદાયથી સાધ્ય યજ્ઞ.

**ऐकाधिकरण्य** ન० એકાધિકરણ વૃત્તિરૂપ સામાનાધિકરણ્ય, સમાન વિભક્તિવાળાં પદના સ્વોપસ્થાપ્ય અર્થની અભેદબોધકતા.

**ऐकान्तिक** ત્રિ० અવસ્ય થનાર-હોનાર, સ્વપ્રમત્તાએ વ્યાપક.

**ऐकान्यिक** ત્રિ० અધ્યયનમાં પ્રવૃત્તિ કરનારા-જેની પરીક્ષાસમયે વિપરીત ઉચ્ચારણરૂપ એક ભૂલ પડી હોય તે કુપાઠક-વિદ્યાર્થી.

**ऐकायन** પુ० એક નામના ઋષિનું ગોત્ર-સંતાન-પુત્ર.

**ऐकायना** સ્ત્રી० એક નામના ઋષિનું ગોત્રસંતાન-પુત્રી.

**ऐकार्थ्य** ન० એકાર્થીભાવ, એક પ્રયોજન.

**ऐकाहिक** ત્રિ० એક દિવસમાં સાધ્ય યજ્ઞ વગેરે, એક દિવસમાં વ્યાપી જનાર તાવ વગેરે, એક દિવસ માટે રાખેલ દાસ, એક દિવસ માટે રાખેલ અધ્યાપક, એક દિવસમાં થનાર ઉત્સવ વગેરે.

**ऐकाहिकज्वर** પુ० એક દિવસમાં વ્યાપેલ તાવ.

**ऐकाही** સ્ત્રી०એક દિવસમાં સાધ્ય યજ્ઞની દક્ષિણા.

**ऐकीय** ત્રિ० એકસંબંધી, એકમાં થનાર-હોનાર.

**ऐक्य** ન० એકતા, અભેદ, એકાર્થીભાવ.

**ऐक्षव** ત્રિ० શેલડીનો વિકાર-ગોળ-સાકર.

**ऐक्षव** ન० શેલડીનો દારૂ.

**ऐक्षवी** સ્ત્રી० કાસડાના મૂળીયાંસંબંધી.

**ऐक्षुक** ત્રિ० શેલડી માટે ઠીક એવું ખેતર વગેરે, ભારરૂપ શેલડીને વહી જનાર, શેલડીને ઉપાડી લઇ જનાર, શેલડીની જમીનમાં થનાર-હોનાર.

**ऐक्षुभारिक** त्रि० શેલડીના ભારને વહેનાર, શેલડીનો ભાર લઇ જનાર.

**ऐक्ष्वाक** पु० સૂર્યવંશી રાજા, ઇસ્વાકુ જેનો રાજા હોય તે દેશ.

**ऐङ्गुद** न० ઇંગોરીઆનું ફળ, ઇંગોરીયું.

**ऐच्छिक** त्रि० ઇચ્છાથી કરેલ, ઇચ્છાપૂર્વક કરેલ.

**ऐड** पु० જેમાં 'ઇડા' એવો શબ્દ આવતો હોય તેવો અધ્યાય અથવા અનુવાક.

**ऐड** पु० ઇડાનો પુત્ર તે નામનો એક રાજા.

**ऐड** त्रि० બકરાં-ઘેટાં સંબંધી.

**ऐडविड** पु० ઇડવિડાનો પુત્ર-કુબેર.

**ऐडिविड** पु० સૂર્યવંશી એક ક્ષત્રિય.

**ऐडुक** न० एडुक જુઓ.

**ऐण** त्रि० કાળા મૃગસંબંધી.

**ऐणिक** त्रि० મૃગને હણનાર.

**ऐणीपचन** त्रि० એણીપચન દેશમાં થનાર-હોનાર.

**ऐणेय** त्रि० કાળા મૃગસંબંધી.

**ऐणेय** पु० એક જાતનો રતિબંધ.

**ऐतर** त्रि० ઇતર નામના ઋષિની પાસે થનાર-હોનાર.

**ऐतरेय** न० ઋગ્વેદનું એક બ્રાહ્મણ, તે નામનું એક ઉપનિષદ્,વેદની એક શાખા.

**ऐतरेय** पु० ઇતર નામના ઋષિનો પુત્ર.

**ऐतरेयिन्** त्रि० ઐતરેય વેદશાખાનું અધ્યયન કરનાર.

**ऐतरेयी** स्त्री० ઇતર ઋષિની પુત્રી.

**ऐतिकायन** पु० ઇતિક ઋષિનું ગોત્રસંતાન.

**ऐतिशायन** पु० ઇતિશ ઋષિનું ગોત્રસંતાન.

**ऐतिहासिक** त्रि० ઇતિહાસમાંથી આવેલ, ઇતિહાસથી પ્રાપ્ત થયેલ-જાણેલ, ઇતિહાસ જાણનાર, ઇતિહાસ ભણનાર.

**ऐतिह्य** न० પરંપરાથી પ્રાપ્ત થયેલ ઉપદેશ.

**ऐदंयुगीन** त्रि० આ યુગમાં સારૂં.

**ऐनस** न० પાપ.

**ऐन्दव** न० મૃગશીર નક્ષત્ર, ચાન્દ્રાયણ વ્રત.

**ऐन्दव** पु० ચાન્દ્ર માસ.

**ऐन्दव** त्रि० ચંદ્રસંબંધી, ચંદ્ર જેનો દેવ હોય તે-હવિષ્ વગેરે.

**ऐन्दवी** स्त्री० સોમરાજી.

**ऐन्द्र** त्रि० ઇન્દ્રસંબંધી, ઇન્દ્ર જેનો દેવ હોય તે-હવિષ વગેરે.

**ऐन्द्र** पु० ઇન્દ્રનો પુત્ર-જયંત, અર્જુન, વાલી, બાર વર્ષમાંનું એક વર્ષ.

**ऐन्द्र** न० જ્યેષ્ઠા નક્ષત્ર, જંગલી આદુ.

**ऐन्द्रजालिक** त्रि० ઇન્દ્રજાળ વિદ્યા જાણનાર, માયાવી. મદારી.

**ऐन्द्रद्युम्न** न० ઇન્દ્રદ્યુમ્ન રાજાને ઉદ્દેશી કરેલું આખ્યાન.

**ऐन्द्रमहिक** त्रि० ઇન્દ્રનો ઉત્સવ જેનું કારણ અથવા ફળ હોય તે.

**ऐन्द्रलुप्तिक** त्रि० મસ્તકે ટાલના રોગવાળો.

**ऐन्द्रवायव** त्रि० જેના દેવ ઇન્દ્ર તથા વાયુ હોય તેવું હવિષ્ વગેરે.

**ऐन्द्रशर्मि** पु० ઇન્દ્રશર્માનો છોકરો.

**ऐन्द्रहव** पु० ઐન્દ્રહવ્યનો વિદ્યાર્થી.

**ऐन्द्राग्न** त्रि० જેના દેવ ઇન્દ્ર તથા અગ્નિ હોય તેવું હવિષ્ વગેરે.

**ऐन्द्रापौष्ण** त्रि० જેના દેવ ઇન્દ્ર તથા પૂષા હોય છે તેવું હવિષ્ વગેરે.

**ऐन्द्रायण** पु० ઇન્દ્રનો પુત્ર.

**ऐन्द्रायणक** त्रि० ઐન્દ્રાયણે કરેલ વગેરે.

**ऐन्द्रि** पु० ઇન્દ્રનો પુત્ર જયંત, અર્જુન, વાલી, કાગડો.

**ऐन्द्रिय** त्रि० ઇન્દ્રિયથી પ્રકાશ કરવા યોગ્ય, ઇન્દ્રિયસંબંધી.

**ऐन्द्रियक** त्रि० ઉપરના અર્થ.

**ऐन्द्री** स्त्री० ઇન્દ્રાણી, જ્યેષ્ઠા નક્ષત્ર, પૂર્વ દિશા, અલક્ષ્મી,ઇન્દ્રવરણી,નાની એલચી.

**ऐन्धायन** पु० ઇન્ધ ઋષિનું ગોત્રસંતાન.

**ऐन्य** त्रि० સૂર્યમાં થનાર-હોનાર, સ્વામીમાં થનાર-હોનાર.
**ऐभ** त्रि० હાથીસંબંધી.
**ऐभावत** पु० તે નામનો એક ઋષિ.
**ऐभी** स्त्री० હસ્તિઘોષ નામનો વેલો.
**ऐर** त्रि० અન્નમાં થનાર-હોનાર, પૃથ્વીમાં થનાર-હોનાર, જળમાં થનાર-હોનાર.
**ऐर** न० બ્રહ્મલોકમાં આવેલું એક સરોવર.
**ऐरक्य** त्रि० એરકા નામના ઘાસમાં થનાર હોનાર.
**ऐरावण** पु० ઇન્દ્રનો હાથી ઐરાવત.
**ऐरावत** पु० ઉપરનો અર્થ, નારંગીનું ઝાડ, નકુચનું વૃક્ષ.
**ऐरावत** त्रि० સમુદ્રમાં થનાર-હોનાર
**ऐरावत** न० લાંબુ અને સીધું શત્રુનું ધનુષ, મારવાડનો અમુક ભાગ.
**ऐरावतक** त्रि० મારવાડ દેશમાં થનાર-હોનાર.
**ऐरावती** स्त्री० ઐરાવત હાથીની સ્ત્રી-હાથણી, વીજળી, વટપત્રી નામનું ઝાડ, પાંચાલ દેશમાં આવેલી એક નદી.
**ऐरिण** न० એક જાતનું મીઠું.
**ऐरेय** पु० મંગળ ગ્રહ.
**ऐरेय** त्रि० અન્ન વગેરે.
**ऐरेय** न० અનાજમાંથી થનાર દારૂ.
**ऐर्म्य** न० વૈદ્યકપ્રસિદ્ધ એક નેત્રાંજન.
**ऐल** पु० બુધનો પુત્ર પુરૂરવા રાજા, મંગળગ્રહ.
**ऐल** न० અન્નનો સમૂહ.
**ऐल** त्रि० પૃથ્વીમાંથી થનાર અન્ન વગેરે.
**ऐलवालुक** न० એક જાતનું સુગંધી દ્રવ્ય.
**ऐलविल** पु० તે નામનો એક રાજા, કુબેર.
**ऐलाक** पु० ઐલાકયનો વિદ્યાર્થી.
**ऐलिक** पु० તે નામનો એક રાજા.
**ऐलेय** पु० મંગળ ગ્રહ.
**ऐलेय** न० તે નામનું એક સુગંધી દ્રવ્ય.
**ऐश** त्रि० મહાદેવસંબંધી, ઇશસંબંધી.
**ऐशानी** स्त्री० ઇશાન કોણ.
**ऐशी** स्त्री० દુર્ગા દેવી.
**ऐश्वर** त्रि० ऐश જુઓ.
**ऐश्वरी** स्त्री० ઇશ્વરસંબંધી.
**ऐश्वर्य** न० પ્રભુત્વ, ઠકુરાઈ, ઇશ્વરધર્મ, અણિમા વગેરે આઠ મહાસિદ્ધિ.
**ऐश्वर्यकर्मन्** त्रि० ઇશ્વરસંબંધી કર્મવાળું.
**ऐषमस्** अव्य० ચાલુ વર્ષ.
**ऐषमस्तन** त्रि० ચાલુ વર્ષમાં થનાર-હોનાર.
**ऐषमस्त्य** त्रि० ઉપરનો અર્થ.
**ऐषीक** न० इषीका શબ્દ જુઓ.
**ऐषुकारि** पु० ઇષુકારનો છોકરો.
**ऐषुकारिभक्त** पु० ઐષુકારિના વિષયનો દેશ.
**ऐषुकार्य्यादि** पु० પાણિનીય વ્યાકરણ-પ્રસિદ્ધ એક શબ્દસમૂહ.
**ऐष्टिक** पु० જેમાં ઇષ્ટિનું વ્યાખ્યાન હોય તેવો ગ્રંથ, અન્તર્વેદિકાંમાં થનાર કોઈ કર્મ, ઇષ્ટિસાધન સમર્થ.
**ऐहलौकिक** त्रि० આ લોકમાં થનાર-હોનાર.
**ऐहिक** त्रि० આ લોકમાં થનાર-હોનાર, આ લોકમાં જણાયેલ.

# ओ.

**ओ** સ્વરોપૈકી તેરમો સ્વર.
**ओ** अव्य० સંબોધનમાં, બોલાવવામાં, સ્મરણમાં અને અનુકલ્પનમાં વપરાય છે.
**ओ** पु० બ્રહ્મા.
**ओक** पु० પક્ષી, શૂદ્ર, આશ્રય, સમુદાય.
**ओकण** पु० કેશનો કીડો-જૂ, માંકડ.
**ओकणि** पु० ઉપરના અર્થ.
**ओकस्** न० ઘર, હરકોઈ આશ્રય, નિવાસ.
**ओकिवस्** त्रि० એકત્ર થયેલ.
**ओकुल** पु० ઘઉંનો પોંક.

**ओकोदनी** स्त्री० ओकण શબ્દ જુઓ.
**ओककणी** स्त्री० ઉપરનો શબ્દ જુઓ.
**ओक्य** त्रि० આશ્રયને માટે હિતકારી.
**ओख्** भ्वा० प० स० सेट् શોભાવવું, અટકાવવું. સુકાવું, સમર્થ થવું अक०
**ओगण** त्रि० અવગણના કરવા યોગ્ય, હલકા તરીકે ગણવા યોગ્ય.
**ओगीयस्** त्रि० અત્યંત ઓજસ્વી.
**ओघ** पु० સમૂહ પાણીનો વેગ. ઉતાવળું નૃત્ય વગેરે, આધ્યાત્મિક એક તુષ્ટિ. પરંપરા, ઉપદેશ.
**ओघरथ** पु० ઓઘવાન રાજાનો પુત્ર.
**ओघवत्** त्रि० પાણીના વેગ વગેરેથી યુક્ત.
**ओघवत्** पु० તે નામનો એક રાજા.
**ओघवती** स्त्री० ઓઘવાન રાજાની કન્યા.
**ओङ्कार** पु० ઓંકાર–પ્રણવમંત્ર, કાશીમાં આવેલ એક શિવલિંગ.
**ओङ्कारा** स्त्री० બુદ્ધની એક શક્તિ–દેવી.
**ओङ्कारेश्वर** पु० કાશીમાં આવેલું એક શિવલિંગ.
**ओज्** चु० उभ० अक० सेट् બળવાન થવું.
**ओज** पु० બાર રાશિઓમાંની વિષમ એકીની રાશિ, એકીનું, વિજોડ.
**ओजस्** न० દીપ્તિ, કાંતિ, પ્રાણબળ, સામર્થ્ય, વિષમરાશિ, શસ્ત્ર વગેરેમાં કુશળતા, ધાતુતેજ, જ્ઞાનેન્દ્રિયોનું સમર્થપણું, તે નામનો કાવ્યનો એક ગુણ.
**ओजसाकृत** त्रि० પ્રાણબળથી–સામર્થ્યથી કરેલ.
**ओजसीन** न० કાંતિમાન દિવસ.
**ओजस्य** न० ઉપરનો અર્થ.
**ओजस्वत्** त्रि० બળવાન, તેજસ્વી.
**ओजस्वितर** त्रि० અત્યંત બળવાન, અત્યંત તેજસ્વી.
**ओजस्वितम** त्रि० ઉપરના અર્થ.
**ओजस्विता** स्त्री० બળવાનપણું, તેજસ્વીપણું.
**ओजस्वित्व** न० ઉપરના અર્થ.
**ओजस्विन्** त्रि० બળવાન, તેજસ્વી.
**ओजिष्ठ** त्रि० અત્યંત બળવાન, અત્યંત તેજસ્વી.
**ओजीयस्** त्रि० ઉપરના અર્થ.
**ओज्मन्** पु० વેગ.
**ओज्मन्** त्रि० પ્રેરણા કરનાર.
**ओडव** पु० પાંચ સ્વરવાળો કોઇ રાગ.
**ओडिका** स्त्री० નીવાર નામનું તૃણધાન્ય–સામો.
**ओडी** स्त्री० ઉપરનો અર્થ.
**ओड्र** न० જાસુદનું ફૂલ.
**ओड्र** पु० ઉત્કલ દેશ.
**ओड्रपुष्प** पु० જાસુદનું ઝાડ.
**ओड्राख्या** स्त्री० જાસુદનું ઝાડ.
**ओण्** भ्वा० प० स० सेट् દૂર કરવું, ખસેડવું.
**ओणि** त्रि० દૂર કરનાર, ખસેડનાર.
**ओत** त्रि० પરોવાયેલ, વસ્ત્રનો લાંબો તાંતણો.
**ओतु** पु० स्त्री० બિલાડો, બિલાડી.
**ओदती** स्त्री० પ્રભાત, પરોઢ.
**ओदन** पु० મેઘ, રાંધેલા ચોખા, ભાત.
**ओदनपाकी** स्त्री० તે નામની એક વનસ્પતિ, એક જાતની ઔષધિ.
**ओदनाह्वा** स्त्री० એક વનસ્પતિ.
**ओदनाह्वया** स्त्री० એક જાતની વનસ્પતિ.
**ओदनिका** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**ओदनी** स्त्री० વલા શબ્દ જુઓ.
**ओदनीय** त्रि० ભાતનું સાધન.
**ओदन्य** त्रि० ઉપરનો અર્થ.
**ओद्म** पु० ભીંજાવું, ભીનું થવું.
**ओद्मन्** त्रि० ઔષધિ.
**ओम्** अव्य० પ્રણવમંત્ર, આરંભમાં, સ્વીકારમાં, અનુમતિમાં, અપાકરણમાં, અસ્વીકારમાં, મંગળમાં, શુભમાં, જ્ઞેય બ્રહ્મમાં તથા પરમેશ્વર એવા અર્થમાં વપરાય છે.
**ओमन्** पु० રક્ષણ કરવું, રક્ષણ.

**ओमन्वत्** त्रि० રક્ષણ કરનાર.
**ओमात्र** त्रि० રક્ષણ કરી બચાવનાર.
**ओम्य** त्रि० રક્ષણ માટે હિતનું.
**ओम्यावत्** त्रि० રક્ષણ માટેના હિતવાળું.
**ओल** पु० સૂરણ.
**ओल** त्रि० ભીનું.
**ओलज्** ભ્વા० प० स० सेट् ઉંચે ફેંકવું.
**ओलण्ड्** चु० ભ્વા० उभ० पर० स० सेट् ફેંકવું, નિંદા કરવી.
**ओल्ल** पु० સૂરણ.
**ओष** पु० દાહ, પાક.
**ओष** न० શીઘ્ર, જલદી.
**ओषण** पु० દાહક રસ–તીખો રસ.
**ओषणी** स्त्री० એક જાતનું શાક.
**ओषधि** स्त्री० અન્ન વગેરે ઔષધિ, દેવોની પત્ની.
**ओषधिगर्भ** पु० ચન્દ્ર, કપૂર.
**ओषधिज** त्रि० ઔષધિઓથી ઉત્પન્ન થયેલ–ઔષધ.
**ओषधिज** पु० અગ્નિ, ચિત્રક વૃક્ષ.
**ओषधिपति** पु० ચન્દ્ર, કપૂર, સોમલતા.
**ओषधिप्रस्थ** पु० હિમાલયની રાજધાની.
**ओषधी** स्त्री० ओषधि જુઓ.
**ओषधीपति** पु० ચંદ્ર, કપૂર.
**ओषधीश** पु० ચંદ્ર, કપૂર.
**ओषम्** अव्य० વારંવાર પકવીને, વારંવાર બાળીને.
**ओषिष्ठ** त्रि० અત્યંત દાહક.
**ओष्ठाविन्** त्रि० જેના વડે દાહ થાય તે વાળું.
**ओष्ठ** पु० હોઠ.
**ओष्ठक** त्रि० હોઠના સંસ્કારમાં આસક્ત.
**ओष्ठकोप** पु० તે નામનો એક મુખરોગ.
**ओष्ठजाह** न० હોઠનું મૂળ.
**ओष्ठपुष्प** पु० હોઠ જેવા ફૂલવાળું, બંધુક વૃક્ષ–બપોરીયાનું ઝાડ.
**ओष्ठरोग** पु० હોઠનો રોગ.
**ओष्ठी** स्त्री० ગીલોડાંનું ઝાડ.
**ओष्ठोपमफला** स्त्री० ઉપરનો અર્થ.
**ओष्ठ्य** त्रि० હોઠમાં થનાર–હોનાર–ઉવર્ણ અને પવર્ગ.
**ओष्ण** पु० લગાર ગરમ.
**ओह** पु० સારી રીતે વહેવું–ઉંચકવું–લઇ જવું.
**ओह** त्रि० વહેનાર, ઉંચકનાર, લઇ જનાર.
**ओहब्रह्मन** पु० ઊહબ્રહ્મથી યુક્ત.
**ओहस्** त्रि० વહનનું સાધન સ્તોત્ર વગેરે.

# औ.

**औ** સ્વરો પૈકી ચૌદમો સ્વર.
**औ** अव्य० બોલાવવામાં, સંબોધનમાં, વિરોધમાં અને નિર્ણયમાં વપરાય છે.
**औ** पु० અનન્ત–શેષનાગ, શબ્દ.
**औ** स्त्री० પૃથ્વી.
**औक्थ** पु० ઔકૃથ્યનો વિદ્યાર્થી.
**औक्थिक** त्रि० ઉકથ નામના સામવેદના ભાગને ભણનાર અથવા જાણનાર.
**औक्थ्य** न० ઔકિથકોનો ધર્મ અથવા આમ્નાય.
**औक्ष** न० બળદોનો સમૂહ.
**औक्ष** त्रि० બળદસંબંધી.
**औक्षक** न० બળદોનો સમૂહ.
**औक्ष्ण** पु० બળદનું સંતાન–છોકરૂં.
**औखीय** त्रि० ઉખ નામના ઋષિએ કહેલ બ્રાહ્મણગ્રંથને ભણનાર.
**औख्य** त्रि० હાંડલીમાં અથવા તપેલીમાં રાંધેલ અન્ન વગેરે.
**औख्या** स्त्री० તે નામની એક નગરી.
**औख्येयक** त्रि० ઔખ્યા નગરીમાં ઉત્પન્ન થયેલ વગેરે.
**औघ** पु० પાણીનો સમુદાય, પાણીનું પૂર.

**औचथ्य** पु० दीर्घतमस नामनो ऋषि.
**औचिती** स्त्री० योग्यता.
**औचित्य** न० युक्तपणुं, योग्यता.
**औजसिक** त्रि० शूरवीर, तेजस्वी.
**औजस्य** न० ओज, तेज, बळ.
**औज्जयनक** त्रि० उज्जयिनी नगरीमां थयेल वगेरे.
**औज्जिहानि** पु० स्त्री० उज्जिजन नामना कोइनुं छोकरूं.
**औड** त्रि० भीनुं.
**औडव** पु० ते नामनो एक राग.
**औडवि** त्रि० ओडव रागनो अभ्यास करनार.
**औडुप** त्रि० चंद्रथी बनेल-तैयार थयेल, वहाणथी बनेल-तैयार थयेल, चंद्र अथवा वहाणनी समीपनो प्रदेश वगेरे.
**औडुपिक** त्रि० वहाणथी तारनार, वहाणथी लइ जनार.
**औडुम्बर** त्रि० उंबरामांथी बनावेल पात्र वगेरे, उंबरानो विकार.
**औडुम्बर** पु० एक जातनो तपस्वी, एक जातनो महान कोढ. ते नामनो एक यम.
**औडुलोमि** पु० स्त्री० उडुलोमननुं संतान.
**औड्र** पु० ओड्रदेशनो राजा अथवा ते देशमां रहेनार
**औतथ्य** पु० औचथ्य जुओ.
**औत्कण्ठ्य** न० उत्कंठा, आतुरता.
**औत्कर्ष्य** न० उत्कर्ष, उन्नति, चढती.
**औत्क्षेप** पु० उत्क्षेपनो पुत्र.
**औत्तम** त्रि० उत्तमे करेल-बनावेल, उत्तमनी पासेनो प्रदेश वगेरे.
**औत्तमि** पु० ते नामनो एक मनु.
**औत्तर** त्रि० उतारनार.
**औत्तरपथिक** त्रि० उत्तरमार्गे जनार, अर्चिरादि मार्गे जनार, ते मार्गेथी आवेल.
**औत्तरपथिक** त्रि० उत्तरमार्गे जनार, अर्चिरादि मार्गे जनार.
**औत्तरपदिक** त्रि० उत्तर पदने ग्रहण करनार.
**औत्तरवेदिक** त्रि० उत्तर वेदिकामां थनार-होनार.
**औत्तराधर्य** न० उंचनीचभावे स्थिति.
**औत्तराह** त्रि० उत्तरकाळ वगेरेमां थनार होनार.
**औत्तरेय** त्रि० विराट राजानी पुत्री उतरानो पुत्र परीक्षित राजा.
**औत्तानपाद** पु० उत्तानपाद राजानो पुत्र-ध्रुव.
**औत्तानपादि** पु० उपरनो अर्थ.
**औत्पत्तिक** पु० नित्यनो संबंध,
**औत्पात** त्रि० उत्पातोने जणावनार ग्रंथ-व्याख्यान अथवा तेमां थनार-होनार.
**औत्पातिक** त्रि० उत्पातमां थनार-होनार.
**औत्पाद** त्रि० उत्पत्तिने जाणनार, उत्पत्ति जणावनार ग्रंथने भणनार, ते ग्रंथमा थनार-होनार.
**औत्पुट** त्रि० उत्पुटे करेल-बनावेल, उत्पुटनी समीपनो प्रदेश वगेरे.
**औत्पुटिक** त्रि० उत्पुट-खुल्ली रीते लइ जनार.
**औत्पुतिक** त्रि० उत्पवन नामना वैदिक संस्कारथी युक्तपणे लई जनार.
**औत्स** त्रि० पर्वतनां झरणमां थनार-होनार.
**औत्सङ्गिक** त्रि० खोळामां लई जनार.
**औत्सर्गिक** त्रि० सामान्य विधिने योग्य.
**औत्सायन** पु० उत्स ऋषिनो पुत्र.
**औत्सुक्य** न० उत्कंठा.
**औदक** त्रि० पाणीथी भरेलो धडो लई जनार, पाणीसंबंधी, पाणीमां थनार होनार.
**औदकि** पु० स्त्री० उदक नामना ऋषिनुं छोकरूं.

**औदकीय** પુ૦ ઉપરનો અર્થ.
**औदङ्कि** પુ૦ સ્ત્રી૦ ઉદંક ઋષિનું સંતાન.
**औदङ्कीय** પુ૦ ઉપરનો અર્થ.
**औदज्ञायनि** પુ૦ સ્ત્રી૦ ઉદજ્ઞ ઋષિનું છોકરૂં.
**औदश्चन** ત્રિ૦ ઉદંચનસંબંધી.
**औदश्चवि** પુ૦ ઉદંચુ નામના ઋષિનો પુત્ર.
**औदश्चि** પુ૦ ઉદંચનો પુત્ર.
**औदनिक** ત્રિ૦ રસોઇ કરનાર.
**औदन्य** પુ૦ તે નામનો એક ઋષિ.
**औदपान** ત્રિ૦ રાજાએ લેવા યોગ્ય કર વગેરે, ઉદપાન નામના ગામમાં થનાર–હોનાર, પાણીના હવાડામાં થનાર-હોનાર.
**औदभृज्जि** પુ ઉદભૃજ્જનો પુત્ર.
**औदमेधीय** ત્રિ૦ ઉદમેધસંબંધી.
**औदमेयि** પુ૦ ઉદમેયનો પુત્ર.
**औदयिक** ત્રિ૦ લગ્નકાળે થનાર–હોનાર.
**औदरिक** ત્રિ૦ પેટભરૂં,એકલપેટું.
**औदर्य** ત્રિ૦ પેટમાં હોનાર, અંદર દાખલ થયેલ.
**औदल** પુ૦ તે નામનો એક ઋષિ.
**औदवापि** પુ૦ ઉદવાપનો પુત્ર.
**औदवाहि** પુ૦ ઉદવાહનો પુત્ર.
**औदश्वित** ત્રિ૦ છાશમાં સંસ્કારયુક્ત કરેલ ભક્ષ્ય દ્રવ્ય–વડાં વગેરે,
**औदश्वित्क** ત્રિ૦ ઉપરનો અર્થ.
**औदस्थान** ત્રિ૦ પાણીના સ્થાનમાં થનાર–હોનાર.
**औदार्य्य** ન૦ ઉદારતા, વાક્યના અર્થની સંપત્તિ, વાણીનો એક ગુણ.
**औदासीन्य** ન૦ ઉદાસીનતા, મધ્યસ્થતા, તટસ્થપણું, રહિતપણું, રાગનિવૃત્તિ.
**औदास्य** ન૦ વૈરાગ્ય, રાગશૂન્યતા, મનોયોગનો વિરહ.
**औदुम्बरक** પુ૦ ઉંબરાના વિષયનો દેશ.
**औदुम्बरक** ન૦ ઉંબરાનો સમૂહ.
**औदुम्बरायण** પુ૦ ઉદુંબર ઋષિનો પુત્ર.
**औद्गात्र** ન૦ ઉદ્ગાતા ઋત્વિજના ધર્મનું, ઉંચે ગાવારૂપ કર્મ, ઉંચેથી ગાવાપણું.
**औद्गाहमानि** પુ૦ ઉદ્ગાહમાનનો છોકરો.
**औद्ग्रभण** ત્રિ૦ ઉંચે ગ્રહણ કરવાનું સાધન.
**औद्ग्रहण** ન૦ ઉપરનો અર્થ.
**औद्दण्डक** ત્રિ૦ ઉદ્દણ્ડની પાસેનો પ્રદેશ વગેરે.
**औद्दालक** ન૦ રાફડાના કીડાઓએ એકઠું કરેલ મધ.
**औद्दालकि** પુ૦ ઉદ્દાલક ઋષિનો પુત્ર ગૌતમ ઋષિ.
**औद्धत्य** ન૦ ઉદ્ધતાઇ, અવિનયીપણું.
**औद्धारिक** ત્રિ૦ વિભાગકાળે ઉદ્ધાર માટે અપાતું એક દ્રવ્ય.
**औद्भारि** પુ૦ ઉદ્ભાર ઋષિનો પુત્ર.
**औद्भिज्ज** ન૦ એક જાતનું મીઠું, જમીન ફાડી પોતાની મેળે નીકળનાર પાણી.
**औद्भिद** ન૦ ઉપરનો અર્થ.
**औद्भिद्य** ન૦ વૃક્ષ વગેરેની ઉત્પત્તિ.
**औद्याव** ત્રિ૦ ઉદ્યાવના વ્યાખ્યાનરૂપ ગ્રંથ. તે ગ્રંથમાં હોનાર.
**औद्वाहिक** ત્રિ૦ વિવાહકાળે મેળવેલું અથવા અપાતું.
**औद्वेप** ત્રિ૦ કંપને લીધે થયેલ.
**औघ्म** ત્રિ૦ અડાણસંબંધી, આઉસંબંધી.
**औन्नेत्र** ન૦ ઉન્નેતા નામના ઋત્વિજનું કર્મ, ઉંચે લઇ જનારાનું કર્મ, ઉન્નેતાપણું.
**औपकर्णिक** ત્રિ૦ કાનની પાસે લગભગ હોનાર–થનાર.
**औपकलाप्य** ત્રિ૦ કલાપની પાસે હોનાર–થનાર.
**औपकायन** પુ૦ ઉપકનું ગોત્રાપત્ય.
**औपकार्य्या** સ્ત્રી૦ છાપરૂં, મંડપ.
**औपगव** પુ૦ ગોવાળનો છોકરો, ગોવાળના ગોરનો પુત્ર.

**औपगवक** त्रि० ઔપગવસંબંધી અથવા તેથી આવેલ.

**औपगवक** न० ઔપગવોનો સમૂહ.

**औपगवक** त्रि० ઔપગવની ભક્તિવાળું.

**औपगवि** पु० બૃહસ્પતિનો પુત્ર, બૃહસ્પતિનો વિદ્યાર્થી ઉદ્ધવ.

**औपग्रस्तिक** पु० ગ્રહણના સમયમાં વ્યાપ્ત થયેલ ચંદ્ર કે સૂર્ય.

**औपचन्धनि** पु० તે નામનો એક ઋષિ.

**औपचारिक** पु० સમજાવવાના અથવા સેવવાના કારણનું.

**औपच्छन्दसिक** न० તે નામનો એક છંદ-પુષ્પિતાગ્રા.

**औपच्छन्दसिक** त्रि० અનુકૂલપણાથી કરેલ.

**औपजानुक** त्रि० લગભગ ઢીંચણ સુધી થનાર.

**औपतस्विनि** पु० ઉપતસ્વિનનો પુત્ર રામ નામનો એક ઋષિ.

**औपदेशिक** त्रि० ઉપદેશ આપી જીવનાર, ઉપદેશક વૃત્તિ કરનાર.

**औपदेशिक** त्रि० ઉપદેશથી મેળવેલ.

**औपद्रविक** पु० ઉપદ્રવોને ઉદ્દેશી કરેલો ગ્રંથ-સુશ્રુતનો એક અધ્યાય.

**औपद्रष्टव्य** पु० પુરુષમેધ યજ્ઞનો કોઇ દેવ.

**औपधर्म्य** पु० હલકો ધર્મ, નીચ ધર્મ,

**औपधेनव** पु० તે નામનો એક ઋષિ.

**औपधेय** न० રથનું પૈડું.

**औपनायनिक** त्रि० ઉપનયન સંસ્કાર-જનોઇનો વિધિ, ઉપનયન સંસ્કારનું સાધન.

**औपनासिक** त्रि० નાકની પાસે હોનાર-થનાર.

**औपनिधिक** न० થાપણ માટે મૂકેલું દ્રવ્ય.

**औपनिषत्क** त्रि० ઉપનિષદમાં કહેલા ઉપદેશથી જીવનાર.

**औपनिषद** पु० માત્ર ઉપનિષદોથી જાણવા યોગ્ય પરમાત્મા.

**औपनीविक** त्रि० નીવિસમીપ હોનાર.

**औपपक्ष्य** त्रि० બાહુમૂલ-બગલસંબંધી.

**औपपत्तिक** त्रि० યુક્તિથી કલ્પેલ, યુક્ત.

**औपपातिक** त्रि० ગોવધ વગેરે ઉપપાતકથી મિશ્ર.

**औपबाहवि** पु० ઉપબાહુનો પુત્ર.

**औपभृत** त्रि० પાત્રથી એકઠું કરેલ હવિષ વગેરે.

**औपमन्यव** पु० ઉપમન્યુનો પુત્ર કોઈ ઋષિ.

**औपमिक** त्रि० ઉપમાથી બતાવેલ.

**औपम्य** न० ઉપમા, સાદૃશ્ય.

**औपयज** त्रि० ઉપયજ નામના યાગ સંબંધી.

**औपयिक** त्रि० ઉપાયથી મેળવેલ, યુક્ત, ન્યાયથી આવેલ વસ્તુ.

**औपयिक** पु० ઉપાય.

**औपयोगिक** त्रि० ઉપયોગના કારણવાળું.

**औपरिष्ट** त्रि० ઉપર થનાર-હોનાર.

**औपरोधिक** त्रि० ઉપરોધના કારણવાળું.

**औपरोधिक** पु० પીલુનો દંડ.

**औपल** त्रि० આવકના સ્થાનથી આવેલ, પથ્થરસંબંધી.

**औपवसथिक** त्रि० ઉપવસથ નામના ગામમાં અથવા યાગના પૂર્વ દિવસે કરવા યોગ્ય કર્મ વગેરે.

**औपवस्त** न० ઉપવાસ.

**औपवस्त्र** न० ઉપવસ્ત્ર, ઉપવાસ.

**औपवास** त्रि० ઉપવાસ વ્રતમાં અપાતું દ્રવ્ય.

**औपवासिक** त्रि० ઉપવાસ કરવામા સમર્થ.

**औपवास्य** न० ઉપવાસ.

**औपवाह्य** पु० રથ વગેરે ઉપવાહન.

**औपविन्दवि** पु० ઉપવિન્દુનો પુત્ર.

**औपवेशिक** त्रि० ઉપવેશથી જીવનાર.

**औपश्लेषिक** त्रि० એક ભાગમાં સંબંધ પામેલ કોઇ આધાર.

**औपसंक्रमण** त्रि० ઉપસંક્રમણમાં આપવા યોગ્ય.

**औपसद** પુ० उपसत् શબ્દ જેમાં આવે છે તેવો સ્વાધ્યાય અથવા અનુવાક.
**औपसर्गिक** ત્રિ० ઉપસર્ગ કરવામાં સમર્થ, સન્નિપાત રોગ, દૈવી અનિષ્ટસૂચક દુષ્ટ ગ્રહ વગેરે, ઉપસર્ગસંબંધી.
**औपस्थान** ત્રિ० પાસે રહી ઉપાસના કરનાર ઉપાસક.
**औपस्थानिक** ત્રિ० સેવા કરી આજીવીકા ચલાવનાર.
**औपस्थ्य** ન० સ્ત્રી કે પુરુષના લિંગના વ્યાપારથી પ્રાપ્ત થનારૂં વૈષયિક સુખ.
**औपहारिक** ત્રિ० ઉપહારને માટે દ્રવ્ય, ભેટ મૂકવાને માટે કોઈ વસ્તુ.
**औपाधिक** ત્રિ० ઉપાધિથી કરેલ.
**औपाधिक** પુ० ઉપાધિ.
**औपाध्यायक** ત્રિ० ઉપાધ્યાયથી પ્રાપ્ત થયેલ.
**औपानह्य** પુ० જોડાનું સાધન મુંજ ઘાસ.
**औपानह्य** ન० જોડાનું સાધન ચામડું.
**औपावि** પુ० ઉપાવ ઋષિનો પુત્ર.
**औपासन** ત્રિ० ગૃહ્ય અગ્નિમાં કરવાનું સાયંકાળે તથા પ્રાતઃકાળે હોમકર્મ.
**औपोदिति** પુ० ઉપોદિત ઋષિનો પુત્ર.
**औम** ત્રિ० અળસીનો વિકાર.
**औमाक** ત્રિ० ઉપરનો અર્થ.
**औमायन** ત્રિ० અળસીનિમિત્તે સંયોગ અથવા ઉત્પાત.
**औमीन** ન० જેમાં અળસી પેદા થાય તેવું ખેતર વગેરે.
**औरग** ન० આશ્લેષા નક્ષત્ર.
**औरग** ત્રિ० સર્પનું, સર્પસંબંધી.
**औरभ्र** ન० ઘેટાં કે બકરાના વાળનો કામળો, ઘેટાં કે બકરાંસંબંધી.
**औरभ्र** પુ० તે નામનો એક ઋષિ.
**औरभ्रक** ન० ઘેટાં કે બકરાંનો સમૂહ.
**औरभ्रिक** ત્રિ० ઘેટાં કે બકરાંને વેચી જીવનાર.
**औरल्ल** ન० औरभ्र ન० જુઓ.
**औरल्ल** પુ० औरभ्र પુ० જુઓ.
**औरल्लक** ન० औरभ्रक જુઓ.
**औरल्लक** ત્રિ० औरभ्रिक જુઓ.
**औरस** પુ० પોતાની સજાતીય સ્ત્રીમાં પોતાથી ઉત્પન્ન થયેલ પુત્ર.
**औरसिक** ન० વક્ષઃસ્થળ, છાતી.
**औरस्य** ન० છાતીમાં થનાર–હોનાર.
**और्ण** ત્રિ० ઊનનો વિકાર–કામળો વગેરે.
**और्णक** ત્રિ० ઉપરનો અર્થ.
**और्णावत** પુ० તે નામનો એક ઋષિ.
**और्णावन्य** પુ० ઉપરનો અર્થ.
**और्णिक** ત્રિ० ઊન નિમિત્ત સંયોગ અથવા ઉત્પાત.
**और्ध्वकालिक** ત્રિ० ઊર્ધ્વકાળે–ઉપરના કાળે થનાર–હોનાર.
**और्ध्वदेह** ત્રિ० પારલૌકિક દેહસંબંધી.
**और्ध्वदैहिक** ત્રિ० પરલોકસ્થ દેહને પ્રાપ્ત થનારી શાસ્ત્રોક્ત ક્રિયા વગેરે.
**और्ध्वन्दमिक** ત્રિ० ઉપર હોનાર–થનાર.
**और्ध्वस्रोतसिक** ત્રિ० શિવભક્ત–શૈવ.
**और्व** પુ० ઉર્વ ઋષિનો પુત્ર, ભૃગુવંશનો એક ઋષિ, વાડવાગ્નિ.
**और्व** ન० એક જાતનું મીઠું, મહાભારતમાં આવતું ઔર્વ ઋષિનું આખ્યાન.
**और्व** ત્રિ० પૃથ્વીમાં થનાર–હોનાર.
**और्वश** પુ० 'और्वशी' એવો શબ્દ જેમાં આવે છે તેવો સ્વાધ્યાય કે અનુવાક.
**और्वश** ત્રિ० ઉર્વશીસંબંધી.
**और्वशेय** પુ० અગસ્ત્ય મુનિ, ઉર્વશીથી ઉત્પન્ન થયેલ પુરૂરવાના છ પુત્રો.
**औलपि** પુ० ઉલપનો પુત્ર.
**औलपिन्** પુ० બ० ઉલપે કહેલા વેદનું અધ્યયન કરનારા.
**औलान** ન० અવલંબન.
**औलूक** ન० ઘુવડોનો સમૂહ.

**औलूक्य** पु० ઉલૂક ઋષિનો પુત્ર-કણાદ મુનિ.
**औलूक्य** न० કણાદ મુનિનું દર્શન, વૈશેષિક.
**औलूक्य** त्रि० કણાદમતાનુસારી.
**औलूखल** त्रि० ખાંડણીઆમાં ખાંડેલ, ખાંડણીઆમાં થનાર શબ્દ વગેરે.
**औवेणक** न० એક જાતનું ગાન.
**औशनस** न० શુક્રાચાર્યે રચેલું એક પુરાણ, શુક્રાચાર્યે રચેલું ધર્મશાસ્ત્ર, શુક્રાચાર્યે જોયેલો સામવેદનો એક ભાગ.
**औशिज्** पु० ઇચ્છાવાળું, તે નામનો એક ઋષિ.
**औशीनर** पु० ઉશીનરનો પુત્ર-શિબિ વગેરે.
**औशीर** पु० ચામરનો હાથો.
**औशीर** न० શય્યા, આસન, ચામર, ચામરનો હાથો, સુગંધીવાળો-ખસ.
**औषण** न० તીખો રસ.
**औषणशौण्डी** स्त्री० સુંઠ.
**औषदश्वि** पु० ઓષદશ્વ રાજાનો પુત્ર.
**औषध** न० ઓસડ, દવા, ઔષધીથી પેદા થનાર અન્ન વગેરે.
**औषधि** स्त्री० સારી ઔષધિ.
**औषधी** स्त्री० ઉપરનો અર્થ.
**औषर** न० એક જાતનું મીઠું.
**औषरक** न० ઉપરનો અર્થ.
**औषस** न० પ્રભાતમાં હોનાર-થનાર.
**औषस्त** न० તે નામનો એક બ્રાહ્મણ-ગ્રંથનો ભાગ.
**औषस्त्य** न० ઉપરનો અર્થ.
**औषसिक** त्रि० औषस જુઓ.
**औषिक** त्रि० औषस જુઓ.
**औष्ट्र** न० ઉંટનું દૂધ વગેરે.
**औष्ट्रक** न० ઉંટોનો સમુદાય, ઉંટોનો વિકાર, ઉંટસંબંધી.
**औष्ट्ररथ** न० ઉંટના રથસંબંધી.
**औष्ट्रायण** पु० ઉષ્ટ્રનું સંતાન.
**औष्ट्रायणक** त्रि० ઉષ્ટ્રની સમીપનો પ્રદેશ વગેરે.
**औष्ट्रिक** त्रि० ઉંટમાં હોનાર-થનાર.
**औष्ठ** न० એક જાતનું પાત્ર.
**औष्ठ्य** त्रि० હોઠમાં થનાર-હોનાર, ઓષ્ઠસ્થાની વર્ણ.
**औष्णिज** न० उष्णिज् જુઓ.
**औष्णिह** त्रि० ઉષ્ણિહ્ છંદમાં હોનાર-થનાર, ઉષ્ણિહ છંદસંબંધી.
**औष्णिह** पु० ઉષ્ણિહ છંદથી સ્તુતિ કરવા યોગ્ય-સૂર્ય.
**औष्णीक** त्रि० પાઘડી ધારણ કરનાર.
**औष्णीक** पु० જ્યાં બધા પાઘડી પહેરે છે તેવો કોઈ દેશ અથવા તે દેશનો રાજા.
**औष्ण्य** न० ગરમ સ્પર્શ, ઉષ્ણતા, ગરમી.
**औष्म्य** न० ઉપરનો અર્થ.

# अं.

**अं** અનુસ્વાર.
**अं** न० પરબ્રહ્મ.

# अः

**अः** વિસર્ગ.
**अः** पु० મહાદેવ.

# क.

**क्** વ્યંજનોપૈકી પહેલો વ્યંજન.
**क** पु० બ્રહ્મા, વિષ્ણુ, કામદેવ, અગ્નિ, વાયુ, યમ, સૂર્ય, આત્મા, દક્ષ પ્રજાપતિ, રાજા, કામગ્રંથિ, મોર, પક્ષી, ચિત્ત, શરીર, કાળ, મેઘ, પ્રકાશ, માથાના વાળ.

**क** त्रि० सर्व नाम-समग्र.
**क** न० मस्तक, पाणी, सुख.
**कंय** त्रि० सुखवाळुं, सुखी.
**कंयु** त्रि० उपरना अर्थ.
**कंव** त्रि० कंय जुओ.
**कंवुल** न० एक प्रकारनो अलयोग.
**कंश** पु० न० पीवानुं पात्र.
**कंस** पु० कांसुं, सोनुं अने रुपु वगेरेथी बनावेल एक पात्र, गोळाकार एक यन्त्र-पात्र, कृष्णनो शत्रु कंस नामनो एक राजा.
**कंस** पु० न० आढक शब्द जुओ.
**कंसक** न० कांसु
**कंसकार** पु० एक वर्णसंकरजाति-कंसारो.
**कंसकृष्** पु० कृष्ण.
**कंसज** न० कांसु.
**कंसजित्** पु० कृष्ण.
**कंसनोत्पाटन** न० एक वनस्पति-अरडुसो.
**कंसवती** स्त्री० उग्रसेननी एक पुत्री.
**कंसहन्** पु० कृष्ण.
**कंसा** स्त्री० कंसनी बहेन-जे वसुदेवना नाना भाईनी पत्नी हती.
**कंसार** न० हाडकुं.
**कंसाराति** पु० कृष्ण, जटामांसी, आंजण, सुरमो.
**कंसारि** पु० कृष्ण.
**कंसास्थि** न० कांसु.
**कंसिक** त्रि० चोसठ भारना मापथी खरीदेल.
**कंसोद्भवा** स्त्री० सोरठ देशनी सुगंधी माटी.
**कक्** भ्वादि० आ० सेट् इच्छवुं, म० गर्व करवो, चपळता करवी, अ०
**ककन्द** पु० राजा, सोनुं.
**ककर** पु० एक जातनुं पक्षी.
**ककरघाट** पु० झेरी मूळीयांवाळुं एक वृक्ष.
**ककरहाट** पु० उपरनो अर्थ.
**ककर्दु** पु० सुखनो नाश करनार.
**ककाटिका** स्त्री० गळानो काकडो, ललाटनुं एक हाडकुं.
**ककुत्रल** पु० चातक पक्षी.
**ककुत्सल** न० बळदनी खूंध-खांधरुप स्थळ.
**ककुत्स्थ** पु० इक्ष्वाकुना पुत्र शशादनो पुत्र एक राजा.
**ककुद्** स्त्री० बळदनी खूंध-कोट-खांध उपरना भागनो मांसपिंडाकार.
**ककुद** पु० न० उपरनो अर्थ, प्रधान, श्रेष्ठ, राजानुं चिन्ह छत्र वगेरे, पर्वतनुं शिखर.
**ककुदाक्ष** त्रि० राजचिन्हने धारण करनार.
**ककुदावर्त्त** पु० खूंध उपर रहेल रुंवांटांनुं दुष्ट चक्र.
**ककुद्मत्** पु० बळद, पुष्कळ पाणीना समुदायवाळुं, पर्वत, ते नामनी एक औषधि.
**ककुद्मती** स्त्री० केड.
**ककुद्मिकन्या** स्त्री० बळदेवनी स्त्री रेवती.
**ककुद्मिन्** पु० बळद, पर्वत, एक राजा.
**ककुद्मिसुता** स्त्री० बळदेवनी स्त्री रेवती.
**ककुन्दर** न० शरीरमां पृष्ठवंशनी नीचेनो खाडो-केडनी नीचेना सांधा कुलाना बे खाडा.
**ककुभ्** स्त्री० दिशा, शोभा, चंपानी माळा, शास्त्र, एक प्रकारनी रागिणी, प्राण, ते नामनो एक वैदिक छंद.
**ककुभ** पु० वीणानी नीचेनुं तुंबडानुं पात्र, ते नामनो एक राग.
**ककुभ** पु० अर्जुनवृक्ष, सादडनुं झाड.
**ककुभ** त्रि० मोटुं.
**ककुभा** स्त्री० ते नामनी एक रागिणी, दिशा, दश संख्यानी एक संज्ञा.

**ककुभादनी** स्त्री० ते नामनुं एक सुगंधी द्रव्य.

**ककुम्मती** स्त्री० ते नामनो एक वैदिक छंद.

**ककुह** त्रि० ऊंचुं, मोटुं.

**ककेरुक** पु० पेटमां रहेलो जीवडो.

**कक्** भ्वा० प० अ० सेट् हसवुं.

**कक्कट** पु० एक जातनो मृग.

**कक्कटी** स्त्री० एक जातनी मृगली.

**कक्कुल** पु० बोलसरीनुं झाड.

**कक्कोल** पु० गंध द्रव्य साधन एक वृक्ष—वनकपूरनुं झाड.

**कक्कोलक** पु० वनकपूर, मोटुं मरचुं.

**कक्ख्** भ्वा० प० अ० सेट् हसवुं.

**कक्खक** त्रि० कठण, हसतुं, हास्यवाळुं.

**कक्खट** त्रि० कठण, मजबूत, हासवाळुं.

**कक्खटपत्रक** पु० एक जातनुं झाड.

**कक्खटी** स्त्री० खडी, चोक.

**कक्ष** पु० उत्तरीय वस्त्रना पाछळना भागनो छेडो, कच्छ देश, वेलो, सुकुं घास, सुकुं वन, पाछळनो भाग, राजानुं अंतःपुर—जनानखानुं.

**कक्ष** न० पाप, घास.

**कक्षक** पु० वासुकिना कुळमां जन्मेलो ते नामनो एक सर्प.

**कक्षतु** पु० ते नामनुं एक झाड.

**कक्षधर** न० छाती अने बगलनी वच्चेनुं एक मर्मस्थान.

**कक्षप** पु० काचबो.

**कक्षपी** स्त्री० काचबी.

**कक्षरुहा** स्त्री० नागरमोथ, मोथ.

**कक्षशाय** पु० कुतरो.

**कक्षशायी** स्त्री० कुतरी.

**कक्षशायु** पु० स्त्री० कुतरुं.

**कक्षसेन** पु० ते नामनो परीक्षित राजनो एक पुत्र.

**कक्षा** स्त्री० उत्तरीय वस्त्र, कांची—कटिमेखला, कंदोरो, हाथीने बांधवानी दोरी, मध्य, संशयकोटी, समानता, बगल, कांडुं, घरनी भींत, धोतीयांनी काछडी, स्पर्धानुं स्थान, वहाणनुं एक अंग, बगलमां थतो एक जातनो रोग—बांबलाई.

**कक्षांतर** न० खानगी ओरडो, जनानखानानो छेक अंदरनो ओरडो.

**कक्षापट** पु० लंगोटी.

**कक्षाय्** नामधातु पाप करवानी इच्छा करवी.

**कक्षावत्** पु० ते नामनो एक ऋषि.

**कक्षावेक्षक** पु० राजाना अंतःपुरनो रक्षक, बगीचानुं रक्षण करनार—माळी, व्यभिचारी पुरुष, द्वारपाळ, कवि, चीतारो, रंगारी.

**कक्षिन्** त्रि० पापी.

**कक्षीवत्** पु० ते नामनो एक ऋषि.

**कक्षेयु** पु० रौद्राश्व राजानो घृताची अप्सरामां उत्पन्न थयेलो एक पुत्र.

**कक्षोत्था** स्त्री० नागरमोथ.

**कक्षोद्भवा** स्त्री० नागरमोथ.

**कक्ष्य** त्रि० एक जातनी लतामां थनार, मध्यमां थनार, कक्षाने पूर्ण करनार.

**कक्ष्य** पु० रुद्र देव.

**कक्ष्य** न० पासेनो भाग, आजुबाजुनो भाग, त्राजवुं, कांटा वगेरेनुं पल्लुं.

**कक्ष्या** स्त्री० उत्तरीय वस्त्र, हवेली वगेरेनुं आंगणुं, दरबारगढ वगेरेने वींटाई वळेलो प्रदेश, राजमंदिर वगेरेनो शरुआतनो कोठो, समानता, कटिमेखला, कंदोरो, वस्त्रनो छेडो, हाथीने बांधवानी दोरी, चणोठी, आंगळी.

**कक्ष्यावत्** पु० हाथी, स्फोटायन नामे ऋषि.

**कक्ष्यावती** स्त्री० हाथणी.

**कक्ष्यावेक्षक** पु० कक्षावेक्षक जुओ.

**कख्** भ्वा० पर० अ० सेट् हसवुं.

**कख्या** स्त्री० कक्षा जुओ.

**कग्** भ्वा० प० सक० अक० सेट् હરકોઇ ક્રિયા કરવી.

**कङ्क** પુ૦ એક જાતનો કાગડો, એક જાતનું પક્ષી, એક જાતનો આંબો, ક્ષત્રિય, યમ, છળથી બ્રાહ્મણના વેષને ધારણ કરનાર તે નામનો એક ક્ષત્રિય.

**कङ्कट** પુ૦ કવચ, બખ્તર.

**कङ्कटक** પુ૦ ઉપરનો અર્થ.

**कङ्कटिक** ત્રિ૦ બખ્તરથી તૈયાર કરેલ.

**कङ्कटिन्** ત્રિ૦ ઉપરનો અર્થ, બખ્તરને ધારણ કરનાર.

**कङ्कटिल** ત્રિ૦ कङ्कटिक જુઓ.

**कङ्कटेरी** સ્ત્રી૦ એક વનસ્પતિ–હળદર.

**कङ्कण** ન૦ હાથનું ઘરેણું, કડું, હરકોઇ ઘરેણું, મુકુટ, હસ્તસૂત્ર.

**कङ्कण** પુ૦ પાણીનો કણ.

**कङ्कणिन** ત્રિ૦ હાથનું ઘરેણું જેની પાસે હોય તે, ઘરેણાંવાળું, મુકુટધારી.

**कङ्कणी** સ્ત્રી૦ નાની ઘંટડી, ઘુઘરી.

**कङ्कणीका** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**कङ्कत** પુ૦ નાગબલા વૃક્ષ, થોડો ઝેરી એક જાતનો સર્પ, માથું ઓળવાની કાંકસી.

**कङ्कत** ન૦ માથું ઓળવાની કાંકસી.

**कङ्कतिका** સ્ત્રી૦ માથું ઓળવાની કાંકસી.

**कङ्कती** સ્ત્રી૦ ઉપરનો અર્થ, થોડા ઝેરવાળી સાપેણ.

**कङ्कतीय** પુ૦ તે નામનો એક ઋષિ.

**कङ्कत्रोट** પુ૦ એક જાતનું માછલું.

**कङ्कत्रोटि** પુ૦ ઉપરનો અર્થ.

**कङ्कत्रोटी** સ્ત્રી૦ એક જાતની માછલી.

**कङ्कपक्ष** પુ૦ નીચેનો શબ્દ જુઓ.

**कङ्कपत्र** પુ૦ કંકપક્ષીની પાંખ, કંકપક્ષીનાં પીછાંવાળું બાણ.

**कङ्कपर्व्वन** પુ૦ એક જાતનો સર્પ.

**कङ्कपुरी** સ્ત્રી૦ બનારસ, કાશી.

**कङ्कमाला** સ્ત્રી૦ એક જાતનું વાદિત્ર–કરતાલ.

**कङ्कमुख** પુ૦ સાંડસી, ચીપીયો.

**कङ्कमुख** ન૦ વાગેલો કાંટો વગેરે ખેંચી કાઢવાનું એક યંત્ર.

**कङ्कर** ત્રિ૦ નિંદિત, નિંદ્ય, ખરાબ.

**कङ्कर** ન૦ છાશ, કાંકરો.

**कङ्करोल** પુ૦ પીસ્તાંનું ઝાડ.

**कङ्कलोडय** ન૦ ચિંચોડમૂળ–એક જાતનો તેજાનો.

**कङ्कवाज** પુ૦ कङ्कपक्ष જુઓ.

**कङ्कशत्रु** પુ૦ પ્રશ્નીપર્ણી જુઓ–સાલપર્ણી.

**कङ्कशाय** પુ૦ કુતરો.

**कङ्का** સ્ત્રી૦ ગોરોચન, ઉગ્રસેનની એક કન્યા.

**कङ्काल** પુ૦ હાડપીંજર.

**कङ्कालमालिन** પુ૦ મહાદેવ.

**कङ्कालय** પુ૦ શરીર.

**कङ्कु** પુ૦ એક જાતનું ખડ ધાન્ય, કાંગ, ઉગ્રસેન રાજાનો એક પુત્ર.

**कङ्कुष्ठ** ન૦ પહાડમાં થનારી એક માટી.

**कङ्कूष** પુ૦ આભ્યંતર શરીર.

**कङ्केरु** પુ૦ એક જાતનો કાગડો.

**कङ्केलि** પુ૦ અશોકવૃક્ષ–આસોપાલવ.

**कङ्केल्ल** પુ૦ એક જાતનું શાક.

**कङ्केल्लि** પુ૦ कङ्केलि જુઓ.

**कङ्ग** ન૦ પાપભોગ.

**कङ्गु** સ્ત્રી૦ એક ખડ ધાન્ય–કાંગ.

**कङ्गुका** સ્ત્રી૦ કાંગ–ધાન્ય.

**कङ्गुनी** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**कङ्गुनीपत्रा** સ્ત્રી૦ એક જાતનું ઘાસ.

**कङ्गुल** પુ૦ હાથ.

**कङ्गुष्ठ** ન૦ कङ्कुष्ठ જુઓ.

**कच्** भ्वा० प० अ० सेट् શબ્દ કરવો.

**कच्** भ्वा० आ० सेट् બાંધવું, स० પ્રકાશવું अक०

**कंच्** ભ્વા૦ પ૦ મદ્દ બાંધવું સ૦ પ્રકાશવું અક૦

**कच** પુ૦ મસ્તકના વાળ, તે નામનો બૃહસ્પતિનો પુત્ર, સુકાયલું વ્રણ, મેઘ, બાંધવું, શોભા.

**कचग्रह** પુ૦ ચોટલો પકડીને અપમાન કરવું.

**कचङ्गन** ન૦ કર વગરની બજાર.

**कचङ्गल** પુ૦ સમુદ્ર.

**कचप** ન૦ શાકપાન.

**कचपक्ष** પુ૦ માથાના વાળનો સમુદાય–ચોટલો

**कचपाश** પુ૦ ઉપરના અર્થ.

**कचमाल** પુ૦ ધુમાડો, અગ્નિ.

**कचरिपुफला** સ્ત્રી૦ ખીજડાનું ઝાડ.

**कचहस्त** પુ૦ कचपक्ष જુઓ.

**कचा** સ્ત્રી૦ હાથણી.

**कचाकचि** અવ્ય૦ વાળેવાળ પકડી થયેલું યુદ્ધ.

**कचाकु** પુ૦ સર્પ.

**कचाकु** ત્રિ૦ ક્રૂર, ઘાતકી, દુઃશીલ–દુરાચારી, દુરાધર્ષ, દુઃખે કરી જેનો પરાભવ થઇ શકે તે.

**कचाग्र** ન૦ મસ્તકના વાળનો અગ્રભાગ.

**कचाचित** ત્રિ૦ વીખરાયલા–છૂટા કેશવાળું.

**कचाटुर** પુ૦ दात्यूह જુઓ.

**कचाटुरी** સ્ત્રી૦ ઉપરના પક્ષીની માદા.

**कचामोद** પુ૦ વાળને સુગંધી કરનારૂં એક દ્રવ્ય–સુગંધીવાળો–ખસ.

**कचिक** ત્રિ૦ કેશની સમીપનો પ્રદેશ વગેરે.

**कचु** સ્ત્રી૦ તે નામનો એક છંદ.

**कचुस्था** સ્ત્રી૦ कालिका જુઓ.

**कचेल** ન૦ લેખ્યપત્રનું બંધન સૂતર વગેરે.

**कच्चट** ત્રિ૦ નિંદિત, નિંદ્ય, ખરાબ.

**कच्चर** ન૦ છાશ.

**कच्चर** ત્રિ૦ कच्चट જુઓ.

**कच्चित्** અવ્ય૦ પ્રશ્નાર્થમાં, હર્ષમાં તથા મંગળમાં વપરાય છે.

**कच्चिदध्याय** પુ૦ મહાભારતમાંના સભાપર્વમાં ૫ મો અધ્યાય.

**कच्छ** ત્રિ૦ જળથી વ્યાપ્ત પ્રદેશ.

**कच्छ** પુ૦ તટ, કાંઠો, નૌકાનું અંગ, કચ્છ દેશ, એક જાતનું વૃક્ષ, મુખનું સંપુટ, આકાશનું ઢાંકણુ, કાચબાની ઢાલ.

**कच्छक** પુ૦ એક જાતનું ઝાડ–तुंन्नवृक्ष.

**कच्छटिका** સ્ત્રી૦ કાછડી, કચ્છો, વસ્ત્રનો છેડો.

**कच्छप** પુ૦ કાચબો, કુબેરનો એક ભંડાર, મલ્લોનો એક બંધ, ભગવાનનો કચ્છપાવતાર.

**कच्छपिका** સ્ત્રી૦ ખસનો રોગ, કાળી નગોડનું ઝાડ.

**कच्छपी** સ્ત્રી૦ કાચબી, એક જાતની વીણા, એક જાતનો ક્ષુદ્ર રોગ–ખસનો રોગ.

**कच्छभू** સ્ત્રી૦ પાણીવાળી જમીન.

**कच्छरुहा** સ્ત્રી૦ દૂર્વા–ધ્રોખડ, મોથ, નાગરમોથ.

**कच्छा** સ્ત્રી૦ પહેરવાના વસ્ત્રનો છેડો, ધોતીયાંની કાછડી, વારાહી નામની વનસ્પતિ, ચીરિકા નામની વનસ્પતિ.

**कच्छाटिका** સ્ત્રી૦ कच्छटिका જુઓ.

**कच्छादि** પુ૦ પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**कच्छु** સ્ત્રી૦ ખરજવું, ખસનો રોગ.

**कच्छुघ्नी** સ્ત્રી૦ पटोल જુઓ.

**कच्छुर** ત્રિ૦ ખરજવાના રોગવાળું, ખસના રોગવાળું, પામર, નીચ.

**कच्छुर** પુ૦ વ્યભિચારી પુરૂષ.

**कच्छुरा** સ્ત્રી૦ શૂકશિંબી, ધમાસો, કચૂરો નામની વનસ્પતિ, વ્યભિચારિણી સ્ત્રી.

**कच्छुराक्षस** ન૦ વૈદ્યકપ્રસિદ્ધ એક તેલ.

**कच्छुमती** સ્ત્રી૦ શૂકશિંબી નામની વનસ્પતિ.

**कच्छू** સ્ત્રી૦ कच्छु જુઓ.

**कच्छूमती** સ્ત્રી૦ શૂકશિંબી નામે વનસ્પતિ.

**कच्छोटिका** स्त्री० વસ્ત્રનો છેડો, કાછડી, કચ્છોટો.

**कच्छोर** पु० શઠી નામની વનસ્પતિ–કચૂરો.

**कच्वी** स्त्री० એક જાતનો કંદ.

**कंज्** सौत्र० प० अ० सेट् ઉગવું, જન્મ થવો.

**कज** न० કમળ.

**कज्जल** न० કાજળ, નેત્રાંજન, લખવાની શાહી.

**कज्जल** पु० મેઘ, એક જાતનું માછલું.

**कज्जलध्वज** पु० દીવો.

**कज्जलरोचक** पु० न० દીવાનો આધાર–દીવી.

**कज्जलिका** स्त्री० જેમાં પારો મિશ્ર કરેલો હોય તેવો ગંધક.

**कज्जलित** त्रि० કાજળવાળું થયેલ.

**कज्जली** स्त्री० कज्जलिका જુઓ, એક જાતની માછલી.

**कज्वल** न० કાજળ.

**कञ्चट** न० પાણીમાં થનારૂં એક શાક.

**कञ्चटादि** न० સંગ્રહણીનો નાશ કરનાર એક ઔષધ.

**कञ्चड** पु० ચક્રમર્દન નામનું એક ઝાડ.

**कञ्चार** पु० સૂર્ય, આકડાનું ઝાડ.

**कञ्चिका** स्त्री० વાંસની શાખા, વૈદ્યકપ્રસિદ્ધ ક્ષુદ્ર ફોલ્લો, નાનું ગુમડું.

**कञ्चुक** पु० કાંચળી, વારબાણ–યોદ્ધા વગેરેનું બખ્તર, લોઢાનું બખ્તર, સર્પની કાંચળી, હરકોઇ વસ્ત્ર, પુત્ર વગેરેના જન્મોત્સવ વખતે સેવક વગેરેએ સ્વામીના અંગ ઉપરથી બલાત્કારે ગ્રહણ કરેલ વસ્ત્ર.

**कञ्चुकालु** पु० સર્પ.

**कञ्चुकित** त्रि० કંચુક જેને થયેલ હોય તે–કાંચળી ધારણ કરનાર, બખ્તર ધારણ કરનાર.

**कञ्चुकिन्** पु० રાજાના જનાનખાનાનો અધિકારી, દ્વારપાળ, સર્પ, વ્યભિચારી પુરુષ, જવ, ચણા, જેણે કંચુક ધારણ કર્યું હોય તે.

**कञ्चुकी** स्त्री० એક જાતની ઔષધિ.

**कञ्चुलिका** स्त्री० સ્ત્રીઓની કાંચળી–પોલકું–ચોળી.

**कञ्चूल** न० સ્ત્રીઓનો એક અંગાલંકાર.

**कञ्चुली** स्त्री० ઉપરનો અર્થ.

**कञ्ज** पु० બ્રહ્મા, માથાના વાળ.

**कञ्ज** न० કમળ, અમૃત.

**कञ्जक** पु० એક જાતનું પક્ષી–મેના પક્ષી.

**कञ्जकी** स्त्री० ઉપરના પક્ષીની માદા.

**कञ्जज** पु० બ્રહ્મા.

**कञ्जन** पु० કામદેવ, મેના પક્ષી.

**कञ्जनाभ** पु० વિષ્ણુ.

**कञ्जर** पु० સૂર્ય, આકડાનું ઝાડ, હાથી. બ્રહ્મા, ઉદર–પેટ.

**कञ्जल** पु० મેના પક્ષી.

**कञ्जार** पु० સૂર્ય, આકડાનું ઝાડ, બ્રહ્મા, હાથી, ઉદર, પેટ, કોઇ મુનિ.

**कञ्जिका** स्त्री० બ્રહ્મયષ્ટિકા નામની ઔષધિ.

**कट्** भ्वा० पर० स० सेट् જવું.

**कट्** भ्वा० प० स० सेट् વરસવું, ઢાંકવું.

**कंट्** भ्वा० प० स० सेट् જવું.

**कट** पु० હાથીનું ગંડસ્થળ, લમણું, નડ નામનું ઘાસ, સાદડી, અતિશય ઉત્કટ, બાણ, સમય–આચાર, સુગંધી વાળો–ખસ વગેરે ઘાસ, મુડદું, શબ, મુડદાને લઇ જવાની ગાડી, એક જાતની ઓષધિ, સ્મશાન, જુગાર ખેલવાનું સાધન કોઇ દ્રવ્ય, શ્રોણિ–કુક્ષા.

**कट** त्रि० ઢાંકણ, ઢાંકનાર, હરકોઇ ક્રિયા કરનાર.

**कटंवरा** स्त्री० કડુ નામની ઔષધિ.

**कटक** पु० न० હાથનું ઘરેણું, કડું, પર્વતનો મધ્ય ભાગ, ચક્ર, પૈડું, હાથીનો દાંત, સમુદ્રનું મીઠું, રાજધાની, નગરી,

**करिष्यत्** त्रि० ભવિષ્યમાં કરનાર.
**करिष्यमाण** त्रि० કર્તવ્ય, કરવાનું.
**करिसुन्दरिका** स्त्री० વસ્ત્ર સુકવવા માટે આંગણામાં રાખેલી વળગણી.
**करिस्कन्ध** न० હાથીઓનો સમૂહ.
**करिस्कन्ध** पु० न० હાથીની ખાંધ.
**करियस्** त्रि० અત્યંત કરનાર.
**करीन्द्र** पु० શ્રેષ્ઠ હાથી.
**करीर** पु० ઘડો, વાંસનો અંકુર, હરકોઇ અંકુર, કેરડાનું ઝાડ, ચીરિકા વનસ્પતિ.
**करीरक** पु० ઉપરના અર્થ.
**करीरकुण** पु० કેરડાનો પાક.
**करीरिका** स्त्री० હાથીના દાંતનું મૂળ.
**करीरी** स्त्री० ઉપરનો અર્થ, ચીરિકા વનસ્પતિ.
**करीष** पु० न० સુકાયલું છાણુ, અડાયું છાણું, છાણ.
**करीषगन्धि** त्रि० છાણના જેવા ગંધવાળું.
**करीषङ्कषा** स्त्री० વંટોળીયો. વાયુ, મહાન વાયુ.
**करीषाग्नि** पु० અડાયાં છાણાંનો અગ્નિ.
**करीषिन्** त्रि० છાણવાળો કોઈ પ્રદેશ વગેરે.
**करीषिणी** स्त्री० લક્ષ્મી દેવી.
**करुण** त्रि० દયાયુક્ત, દયાળુ.
**करुण** पु० કરુણ નામનો રસ, એક જાતનું. ઝાડ, સંન્યાસી, પરમેશ્વર, તે નામનો કોક બૌદ્ધ.
**करुण** त्रि० દયાપાત્ર, દીન, ગરીબ.
**करुणमल्ली** स्त्री० નવી માલતીની લતા—બટ મોગરો.
**करुणविप्रलंभ** पु० એક પ્રકારનો શૃંગાર-રસ.
**करुणा** स्त्री० દયા, પારકાનું દુઃખ દૂર કરવાની ઇચ્છા.
**करुणात्मक** त्रि० દયાળુ.
**करुणानिधि** त्रि० દયાનો ભંડાર, દયાળુ.
**करुणानिधान** त्रि० ઉપરના અર્થ.
**करुणापर** त्रि० અત્યંત દયાળુ.
**करुणामय** त्रि० ઉપરનો અર્થ.
**करुणामयी** स्त्री० અત્યંત દયાળુ એવી કોઇ સ્ત્રી.
**करुणार्द्र** त्र० દયાળુ.
**करुणाविप्रलंभ** पु० करुणविप्रलंभ જુઓ.
**करुणावेदिता** स्त्री० દયાળુપણું.
**करुणामल्ली** करुणमल्ली જુઓ.
**करुणिन्** त्रि० દયાળુ.
**करुणी** स्त्री० કોંકણદેશમાં પ્રસિદ્ધ એક ફૂલઝાડ.
**करुत्थाम** पु० તે નામનો એક રાજા.
**करुन्धम** पु० તે નામનો એક રાજા.
**करुम** पु० એક જાતનો પિશાચ.
**करू** स्त्री० કાપવું, કાપેલ, કાતરવું, કાતરેલ.
**करूष** पु० તે નામનો એક દેશ.
**करूषज** पु० કરૂષ દેશનો રાજા દંતવક્ર.
**करूषाधिप** पु० ઉપરનો અર્થ.
**करूषाधिपति** पु० करूषज જુઓ.
**करेटट** पु० નખ.
**करेटव्या** स्त्री० એક જાતનું પક્ષી.
**करेटु** पु० એક જાતનું પક્ષી.
**करेणु** पु० હાથી, કરેણનું ઝાડ.
**करेणु** स्त्री० હાથણી, તે નામની એક ઔષધિ.
**करेणुका** स्त्री० ઉપરનો અર્થ.
**करेणुभू** पु० હાથી સંબંધી શાસ્ત્ર રચનાર એક મુનિ.
**करेणुभू** त्रि० હાથીમાંથી ઉત્પન્ન થયેલ.
**करेणुमती** स्त्री० પાંડવ નકુલની એક સ્ત્રી.
**करेणुवर्य** पु० શ્રેષ્ઠ હાથી.
**करेणुसुत** पु० करेणुभू पु० જુઓ.
**करेणू** पु० હાથી.
**करेणू** स्त्री० હાથણી.
**करेनर** पु० એક સુગંધી દ્રવ્ય.

करेन्दुक पु० એક જાતનું ઘાસ.
करेवर पु० શિલારસ.
करोट न० માથાની ખોપરી.
करोटक पु० એક જાતનો સર્પ.
करोटि स्त्री० માથાની ખોપરી.
करोटी स्त्री० ઉપરનો અર્થ.
करोत्कर पु० જુલમ કરી કર લેવો તે.
कर्क् सौत्र० प० अ० सेट् હસવું.
कर्क पु० અગ્નિ, ધોળો ઘોડો, કાચ, દર્પણ–આરસી, ઘડો, બાર રાશિઓમાંની ચોથી રાશિ, કરચલો, કાકડાશીંગીનું ઝાડ, કાત્યાયનનાં શ્રૌતસૂત્રનો ભાષ્યકાર કર્કાચાર્ય, કાંટો, સુંદરતા, ખીલીનું ઝાડ.
कर्कखण्ड पु० તે નામનો એક દેશ.
कर्कचिर्भटिका स्त्री० નીચેનો શબ્દ જુઓ.
कर्कचिर्भटी स्त्री० એક જાતની કાકડી.
कर्कट पु० ક્ષુદ્ર ફળવાળું એક જાતનું વૃક્ષ, એક જાતનું જળજંતુ–કરચલો, એક જાતનું પક્ષી–બગલો, તુંબડાનું ઝાડ, કમળનો કંદ, મેષ વગેરે રાશિઓમાંની ચોથી રાશિ, ત્રાજવામાં વચ્ચે નાખવાનો લોઢાનો ખીલો, કાંટો.
कर्कटक न० એક જાતનું યંત્ર–કંપાસ, એક જાતની શેલડી, કરચલો.
कर्कटवल्ली स्त्री० ગજપીપર, મોટી તીખી પીપર.
कर्कटशृङ्गी स्त्री० કાકડાશીંગી વનસ્પતિ.
कर्कटशृङ्गिका स्त्री० કાકડાશીંગી.
कर्कटाक्ष पु० કાકડી.
कर्कटाख्या स्त्री० કાકડાશીંગી.
कर्कटि स्त्री० એક જાતનું ઝાડ, શીમળાનું ઝાડ, કાકડાશીંગી, કાકડીનો વેલો.
कर्कटिका स्त्री० કાકડી, કાકડીનો વેલો.
कर्कटिनी स्त्री० દારૂ હળદર.
कर्कटी स्त्री० કાકડાશીંગ.
कर्कटाह्व पु० કાકડાશીંગ.
कर्कटाह्वा स्त्री० કાકડાશીંગ.
कर्कटु पु० એક જાતનું પક્ષી, કરચલો.
कर्कन्धु पु० स्त्री० બોરડીનું ઝાડ.
कर्कन्धु न० બોર.
कर्कन्धुकुण न० બોરડીનો પાક.
कर्कन्धू स्त्री० पु० બોરડીનું ઝાડ.
कर्कन्धूकुण न० બોરડીનો પાક.
कर्कन्धूफल न० બોર.
कर्कन्धूमत त्रि० બોરડીની પાસેનો પ્રદેશ વગેરે.
कर्कफल न० ઝીણું આમળું.
कर्कर न० ચૂનાનો કાંકરો, કાંકર
कर्कर पु० દર્પણ, આરસી, ચૂનો, કાંકર, મુદગર, મોગરી, કાંકરો.
कर्कर त्रि० મજબૂત, કઠણ.
कर्कराक्ष पु० નીચેનો શબ્દ જુઓ.
कर्कराङ्ग न० ખંજનપક્ષી–દિવાળી ઘોડો.
कर्कराटु पु० કટાક્ષ.
कर्कराटुक पु० એક જાતનું પક્ષી, કરચલો.
कर्करान्धुक पु० અત્યંત અંધકારવાળો કુવો.
कर्कराल पु० ચૂર્ણકુંતલ–ગુંચળીયાવાળ.
कर्करिका स्त्री० નેત્રમાં આવતી ખરજનો રોગ.
कर्करी स्त्री० ઝારી, ઘી વગેરે પકવ દ્રવ્યને બહાર કાઢવાનું સાધન નાળચાંવાળું પાત્ર.
कर्करीक न० શરીર.
कर्करेट पु० ગળે હાથ મૂકી ધક્કો મારી કાઢી મૂકવું તે.
कर्करेटु पु० એક જાતનું પક્ષી.
कर्कश पु० એક જાતનું ઝાડ, તજનું ઝાડ, શેલડીનું ઝાડ, તરવાર, ચિકિત્સામાં ઉપયોગી વીસ ગુણોમાંનો એક ગુણ.
कर्कश त्रि० કઠોર, સાહસિક, કઠણ સ્પર્શવાળું, ક્રૂર, નિર્દય, દુર્બોધ, અત્યંત.
कर्कशच्छद पु० શાકોટ વૃક્ષ, પટોલ વૃક્ષ.

**कर्कशच्छदा** स्त्री० कोषातकी વનસ્પતિ.
**कर्कशता** स्त्री० કઠોરતા, સાહસિકતા, ક્રૂરપણું, નિર્દયપણું.
**कर्कशत्व** न० ઉપરના અર્થ.
**कर्कशदल** पु० कर्कशच्छद જુઓ.
**कर्कशदला** स्त्री० कर्कशच्छदा જુઓ.
**कर्कशवाक्य** न० કઠોર વાકય, ક્રૂર વાકય.
**कर्कशा** स्त्री० જંગલી બોરનું ઝાડ, લઘુ મરડાશીંગીનું ઝાડ.
**कर्कशिका** स्त्री० જંગલી બોરનું ઝાડ.
**कर्कशिमन्** पु० कर्कशता જુઓ.
**कर्कसार** न० દહીં મિશ્ર સાથવો.
**कर्कारु** पु० કોહળું, કાકડી.
**कर्कारुक** पु० कालिन्दवृक्ष, કોહળાનો વેલો, કાકડીનો વેલો.
**कर्कि** पु० કર્કરાશિ,
**कर्की** स्त्री० कुष्माण्डी વનસ્પતિ–કોહળાંનો વેલો, કાકડીનો વેલો.
**कर्केतन** पु० न० એક જાતનું રત્ન.
**कर्कोट** पु० એક જાતનો સર્પ, બિલ્લીનું ઝાડ, ફળવાળો એક જાતનો વેલો.
**कर्कोटक** पु० એક જાતનો નાગ, કારેલી વનસ્પતિ, શેલડીનું ઝાડ, બીલીનું ઝાડ.
**कर्कोटकी** स्त्री० કંકોડાંનો વેલો.
**कर्कोटकीफल** न० કંકોડું.
**कर्कोटवापी** स्त्री० કાશીમાં એક તીર્થ.
**कर्कोटिका** स्त्री० पीतघोषा વૃક્ષ–કંકોડાનું ઝાડ.
**कर्क्यादि** पु० પાણીનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.
**कर्च्** भ्वा० प० स० सेट् જવું.
**कर्च्चरिका** स्त्री० એક જાતની પુરી–કચોરી,
**कर्च्चरी** स्त्री० પાશ્ચાત્યભાષાપ્રસિદ્ધ એક દ્રવ્ય, કચોરી.
**कर्चूर** न० સોનું, કાબરચિત્રો રંગ,હરતાલ.
**कर्चूर** पु० શઠી વનસ્પતિ–કચૂરો.

**कर्चूर** त्रि० કાબરચિત્રા રંગવાળું.
**कर्चूरक** पु० હળદર, હરતાલ, કાબરચિત્રો રંગ, સોનું , કપૂરકાચલી.
**कर्ज्ज्** भ्वा० प० स० सेट् પીડા કરવી, દુખ દેવું.
**कर्ण्** चु० उ० स० सेट् ભેદવું, વીંધવું, આ+ સાંભળવું.
**कर्ण** पु० કાન, એક જાતનું ઝાડ, ગણિતપ્રસિદ્ધ એક રેખા, કુંતીનો પુત્ર કર્ણ, અરિત્ર–નાવિકનું નૌકા ચલાવવાનું સાધન, સુકાન.
**कर्ण** त्रि० કુટિલ, કપટી, લાંબા કાનવાળું.
**कर्णक** पु० ઝાડ વગેરેનાં ડાળાં–પાંદડાં વગેરે, ઝાડનો એક જાતનો રોગ.
**कर्णकण्डू** स्त्री० એક જાતનો કાનનો રોગ.
**कर्णकित** त्रि० જેને ડાળાં–પાંદડાં ફુટેલ હોય તેવું વૃક્ષ.
**कर्णकीटी** स्त्री० કાનખજૂરો.
**कर्णकुब्ज** पु० કનોજ દેશ.
**कर्णकृमि** पु० કાનનો એક જાતનો રોગ.
**कर्णक्ष्वेड** पु० એક જાતનો કાનનો રોગ.
**कर्णगतरोग** पु० કાનમાં રહેલો રોગ.
**कर्णगूथ** न० કાનનો મેલ, એક જાતનો કાનનો રોગ.
**कर्णगूथक** न० ઉપરના અર્થ.
**कर्णगोचर** पु० કાનનો વિષય.
**कर्णग्राह** पु० નાવિક, ખલાસી.
**कर्णग्राहवत्** त्रि० નાવિકવાળું.
**कर्णच्छिद्र** न० કાનનું છિદ્ર.
**कर्णजप** त्रि० ચાડીયું, ચાડીચુગલી કરનાર.
**कर्णजलूका** स्त्री० કાનખજૂરો.
**कर्णजलौकस्** स्त्री० ઉપરનો અર્થ.
**कर्णजलौका** स्त्री० કાનખજૂરો.
**कर्णजाह** न० કાનનું મૂળ.
**कर्णजित्** पु० પાંડવ અર્જુન.

**कर्णताड** પુ० કાન ઉપર પ્રહાર કરવો, હાથીના કાનનું આજુબાજુ અથડાવું તે.
**कर्णताल** પુ० ઉપરના અર્થ.
**कर्णदर्पण** પુ० કાનનું ઘરેણું.
**कर्णदुन्दुभि** પુ० કાનખજૂરો.
**कर्णधार** પુ० નાવિક, ખલાસી.
**कर्णधार** ત્રિ० દુઃખ વગેરે દૂર કરનાર.
**कर्णनाद** પુ० કાનને આંગળીવતી બંધ કર્યા પછી તેમાં સંભળાતો અવાજ.
**कर्णपत्रक** પુ० કાનનું રક્ષણ કરનાર કાનનો એક ભાગ.
**कर्णपथ** પુ० કાનમાં રહેલો છિદ્રરૂપ માર્ગ.
**कर्णपरंपरा** સ્ત્રી० કાને કાને શ્રવણપરંપરા.
**कर्णपराक्रम** પુ० તે નામનું એક કાવ્ય.
**कर्णपर्वन्** ન० મહાભારતનું આઠમું પર્વ.
**कर्णपाक** પુ० કાનનું પાકવું–કાનનો એક રોગ.
**कर्णपालि** સ્ત્રી० कर्णपत्रक જુઓ, કાનનું એક ઘરેણું.
**कर्णपाली** સ્ત્રી० ઉપરનો અર્થ.
**कर्णपाल्यामय** પુ० કર્ણપાલીમાં થનારો એક રોગ.
**कर्णपिशाची** સ્ત્રી० એક જાતની દેવી.
**कर्णपुत्रिका** સ્ત્રી० કાનની પાળ.
**कर्णपुर्** સ્ત્રી० કર્ણરાજાનું નગર–ચંપાનગરી.
**कर्णपुर** ન० ઉપરનો અર્થ.
**कर्णपुष्प** પુ० મોરટા લતા.
**कर्णपूर** પુ० કાનનું ઘરેણું, કાળું કમળ, જાસુદનું ઝાડ, આસોપાલવનું ઝાડ.
**कर्णपूरक** પુ० કદંબનું ઝાડ, કાનનું ઘરેણું, કાળું કમળ, જાસુદનું ઝાડ, આસોપાલવનું ઝાડ.
**कर्णपूरण** ન० વૈદ્યકના નિયમાનુસાર કાનને તેલ વગેરેથી ભરવો તે.
**कर्णप्रणाद** પુ० એક જાતનો કાનનો રોગ.
**कर्णप्रतिनाह** પુ० એક જાતનો કાનનો રોગ.
**कर्णप्राय** પુ० તે નામનો એક દેશ.
**कर्णफल** પુ० એક જાતનું માછલું.
**कर्णभूषण** ન० કાનનું ઘરેણું.
**कर्णमल** ન० કાનનો મેલ.
**करर्णमुकुर** પુ० કાનનો દાગીનો–ताडङ्क.
**कर्णमोटि** સ્ત્રી० તે નામની એક દેવી.
**कर्णमोटी** સ્ત્રી० ઉપરનો અર્થ.
**कर्णयोनि** ત્રિ० કાનથી ગ્રહણ કરવા યોગ્ય વિષય.
**कर्णरोग** પુ० કાનનો રોગ.
**कर्णल** ત્રિ० કાનની શ્રેષ્ઠ શક્તિવાળું.
**कर्णलता** સ્ત્રી० कर्णपाली જુઓ.
**कर्णलतिका** સ્ત્રી० ઉપરનો અર્થ.
**कर्णवंश** પુ० માંચડો, ખાટલો.
**कर्णवत्** ત્રિ० કાનવાળું.
**कर्णवत्** પુ० નાવિક, ખલાસી.
**कर्णवर्जित** ત્રિ० બહેરું.
**कर्णवर्जित** પુ० સર્પ.
**कर्णविद्रधि** પુ० કાનનો એક રોગ.
**कर्णविष्** સ્ત્રી० કાનનો મેલ.
**कर्णवेध** પુ० કાન વીંધવો તે.
**कर्णवेधनिका** સ્ત્રી० કાન વીંધવાની સળી.
**कर्णवेधनी** સ્ત્રી० ઉપરનો અર્થ.
**कर्णवेष्ट** પુ० કુંડલ, તે નામનો એક રાજા.
**कर्णवेष्टक** પુ० ઉપરના અર્થ.
**कर्णवेष्टकीय** ત્રિ० કાનના ઘરેણા માટેનું સોનું વગેરે.
**कर्णवेष्टक्य** ત્રિ० ઉપરનો અર્થ.
**कर्णवेष्टन** ન० કાનનું ઘરેણું.
**कर्णव्यधविधि** પુ० કાન વીંધવાનો વિધિ.
**कर्णशष्कुली** સ્ત્રી० કર્ણગોલક, કાનમાં રહેલ પોલાણ.
**कर्णशूल** ન० એક જાતનો કાનનો રોગ.
**कर्णशोभन** ત્રિ० કાનનું ઘરેણું.
**कर्णश्रव** ત્રિ० જેનો શબ્દ કાનથી સાંભળવા યોગ્ય હોય તે.

**कर्णसंस्राव** પુ૦ એક જાતનો કાનનો રોગ.
**कर्णसू** સ્ત્રી૦ કર્ણની માતા કુંતી.
**कर्णस्फोटा** સ્ત્રી૦ એક જાતનો વેલો–તિલવણ.
**कर्णस्रोतस्** ન૦ કાનનો મેલ.
**कर्णस्रोतोभव** પુ૦ વિષ્ણુના કાનના મેલમાંથી ઉત્પન્ન થયેલ મધુ અને કેટભ નામના અસુર.
**कर्णहीन** ત્રિ૦ કાન વગરનું, બહેરૂં.
**कर्णहीन** પુ૦ સર્પ.
**कर्णाकर्णि** પુ૦ કાને કાને સાંભળવા યોગ્ય એક બીજાનું કહેવું.
**कर्णाट** પુ૦ કર્ણાટક દેશ.
**कर्णाटक** પુ૦ તે નામનો એક ઋષિ, કર્ણાટક દેશ.
**कर्णाटी** સ્ત્રી૦ કર્ણાટ દેશની સ્ત્રી.
**कर्णाट्ट** ન૦ એક જાતના આકારનું ઘર.
**कर्णादि** પુ૦ પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.
**कर्णानुज** પુ૦ યુધિષ્ઠિર રાજા.
**कर्णान्तिक** ત્રિ૦ કાનની પાસે, કાનની પાસેનું.
**कर्णान्द** પુ૦ कर्णपाली જુઓ.
**कर्णान्दु** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**कर्णान्दू** સ્ત્રી૦ ઉપરનો અર્થ.
**कर्णाभरणक** પુ૦ ગરમાળાનું ઝાડ.
**कर्णारा** સ્ત્રી૦ હાથીના કાન વીંધવાની સળી.
**कर्णारि** પુ૦ પાંડવ અર્જુન, એક જાતનું ઝાડ–સાદડ.
**कर्णास्फाल** પુ૦ હાથીઓના કાનનું ચાલવું.
**कर्णि** પુ૦ કાન જેવા આકારના ફળાંવાળું એક જાતનું બાણ, ભેદવું, ચીરી નાંખવું.
**कर्णिक** ત્રિ૦ વધેલાકાનવાળું,લાંબાકાનવાળું.
**कर्णिक** પુ૦ ખલાસી.
**कर्णिका** સ્ત્રી૦ એક જાતનું કાનનું ઘરેણું, હાથીની સૂંઢના અગ્ર ભાગમાં રહેલ આંગળી જેવા આકારનો પદાર્થ, કમળનાં બીજ (કમળ કાકડી) જેમાં હોય છે તે ડોડો, લેખણ, કલમ, અગ્નિમંથવૃક્ષ, અજશૃંગી નામનું વૃક્ષ, ધોળી જૂઇ, કોઇપણ ફળનું દીંટું.
**कर्णिकाचल** પુ૦ સુમેરૂ પર્વત.
**कर्णिकापर्वत** પુ૦ સુમેરૂ પર્વત.
**कर्णिकार** પુ૦ ન૦ કરેણનું ઝાડ, ગરમાળો.
**कर्णिकिन्** પુ૦ હાથી, એક પર્વત.
**कर्णिन्** ત્રિ૦ વધેલા કાનવાળું, લાંબા કાનવાળું, તે નામનો એક યોનિરોગ, એક જાતનું બાણ.
**कर्णिनी** સ્ત્રી૦ યોનિનો એક રોગ.
**कर्णिल** ત્રિ૦ વધેલા કાનવાળું, લાંબા કાનવાળું.
**कर्णी** સ્ત્રી૦ कर्णि જુઓ, મૂલદેવ રાજાની માતા.
**कर्णीमत्** પુ૦ આરગ્વધ–ગરમાળાનું ઝાડ.
**कर्णीरथ** પુ૦ પાલખી.
**कर्णीसुत** પુ૦ મૂલદેવ રાજા.
**कर्णेचुरचुरा** સ્ત્રી૦ ચાડીચુગલી.
**कर्णेजप** ત્રિ૦ ચાડીયું, ખળ, દુર્જન.
**कर्णेटिरटिरा** સ્ત્રી૦ ચાડીચુગલી.
**कर्णेन्दु** પુ૦ અર્ધા ચંદ્રના જેવી આકૃતિવાળું કાનનું એક ઘરેણું.
**कर्णोपकर्णिका** સ્ત્રી૦ કાને કાને પરસ્પર સાંભળવારૂપ વાતચીત.
**कर्णोर्णि** પુ૦ એક જાતનો મૃગ.
**कर्ण्य** ત્રિ૦ કાનમાં હોનાર–થનાર, ભેદવા યોગ્ય, ચીરવા યોગ્ય.
**कर्त्** ચુ૦ ઉ૦ સ૦ સેટ્ શિથિલ કરવું, ઢીલું કરવું.
**कर्त्त** પુ૦ કુવો, ચીરવું, ફાડવું.
**कर्त्त** ત્રિ૦ છેદનાર, ચીરનાર.
**कर्त्तन** ન૦ છેદવું, ચીરવું, શિથિલ કરવું, ઢીલું કરવું.

**कर्त्तन** त्रि० કાપનાર-ચીરનાર, કાપવાનું-ચીરવાનું સાધન.
**कर्त्तनिका** स्त्री० નીચેનો અર્થ.
**कर्त्तनी** स्त्री० કાતર, એક જાતનું હથિઆર, નાની છરી, કટાર, જ્યોતિષપ્રસિદ્ધ એક યોગ.
**कर्त्तरिका** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**कर्त्तरी** કાતર, કાપવા-કાતરવાનું સાધન.
**कर्त्तव्य** त्रि० કરવાને યોગ્ય, છેદવા-કાપવા યોગ્ય.
**कर्त्तव्य** न० અવશ્ય કરવું, અવશ્ય છેદવું-કાપવું.
**कर्त्तव्यता** स्त्री० કરવા યોગ્યપણું.
**कर्त्तव्यत्व** न० ઉપરનો અર્થ.
**कर्त्तिष्ठ** त्रि० અત્યંત કરનાર.
**कर्त्तीयस्** त्रि० ઉપરનો અર્થ.
**कर्त्तृ** त्रि० કરનાર, કર્તા, કર્તાનો પ્રયોજક, કાપનાર, છેદનાર, તાવ વગેરેને લીધે થનાર દાહ વગેરે.
**कर्त्तृ** पु० પરમેશ્વર.
**कर्त्तृ** न० નાની તરવાર.
**कर्त्तृक** त्रि० કામ કરનાર, ઉદ્યોગી.
**कर्त्तृक** पु० નાની તરવાર, કટારી.
**कर्त्तृकर** त्रि० કર્તાનો પ્રયોજક.
**कर्त्तृका** स्त्री० નાની તરવાર.
**कर्त्तृकार** त्रि० કર્તાનો પ્રયોજક.
**कर्त्तृत्व** न० કરનારપણું, કાપનારપણું.
**कर्त्तृमत्** त्रि० કર્તાવાળું.
**कर्त्तृवाच्य** पु० કર્તા જેનો વાચ્ય હોય તેવો પ્રત્યય.
**कर्त्र्** चु० उ० स० सेट् શિથિલતા કરવી.
**कर्त्रभिप्राय** त्रि० કર્તાની સાથે સંબંધવાળું.
**कर्त्रिका** स्त्री० કાતર, છરી, કટાર.
**कर्त्री** स्त्री० કરનારી સ્ત્રી, કાતર, છરી, કટાર.
**कर्द्** भ्वा० प० अ० सेट् ખરાબ શબ્દ કરવો, પેટનો શબ્દ કરવો.
**कर्द** पु० કાદવ, કીચડ.
**कर्दट** पु० પદ્મકંદ-કમળનો કંદ, કાદવ.
**कर्दट** त्रि० કાદવમાં જનાર.
**कर्दन** न० પેટનો શબ્દ-પેટમાં આંતરડાંનો ગડબડાટ.
**कर्दम** पु० કાદવ, કીચડ, પાપ, તે નામનો એક ઋષિ, છાયા, મગનું ઝાડ.
**कर्दम** न० માંસ.
**कर्दम** त्रि० કાદવવાળું.
**कर्दमक** पु० એક જાતની ડાંગેર.
**कर्दमक** त्रि० કાદવની પાસેનો પ્રદેશ વગેરે.
**कर्दमाटक** पु० વિષ્ટા વગેરે નાંખવાનું સ્થાન.
**कर्दमित** त्रि० કાદવવાળું થયેલ.
**कर्दमिन्** त्रि० કાદવવાળું.
**कर्दमिन्** पु० મગનું ઝાડ.
**कर्दमिनी** स्त्री० પુષ્કળ કાદવવાળો પ્રદેશ.
**कर्पट** पु० न० ચીથરૂં, જૂના કપડાનો ટુકડો, મેલું વસ્ત્ર, ભગવું વસ્ત્ર.
**कर्पट** पु० તે નામનો એક પર્વત.
**कर्पटधारिन्** त्रि० નીચેનો શબ્દ જુઓ.
**कर्पटिक** त्रि० કપડાંના ટુકડા વગેરે પહેરનાર ભિક્ષુક વગેરે.
**कर्पटिन्** त्रि० ઉપરનો અર્થ.
**कर्पण** पु० એક જાતનું લોખંડી હથિઆર, ભાલો.
**कर्पर** पु० ઘડાનો અમુક ભાગ-ઠીકરી, માથાના ઉપરના ભાગનું હાડકું-ખોપરી, એક જાતનું હથિઆર, મોટું કડાયું-કઢાઈ, ઉંબરાનું ઝાડ.
**कर्परांश** पु० ઘડાના એક ભાગનો પણ ભાગ-ઠીકરી.
**कर्पराल** पु० એક જાતનું પહાડી પીલુનું ઝાડ
**कर्पराशिन** पु० બટુક ભૈરવ દેવ.
**कर्परिकातुत्थ** न० મોરથુથુ.

**कर्परी** स्त्री० દારૂ હળદરના ક્ષારથી થનાર ખાપરીયું.
**कर्पास** પુ० ન० કપાસનું ઝાડ.
**कर्पासफल** ન० કપાસીઓ.
**कर्पासिका** સ્ત્રી० કપાસનું ઝાડ.
**कर्पासी** સ્ત્રી० ઉપરનો અર્થ.
**कर्पूर** પુ० ન० કપૂર.
**कर्पूरक** પુ० કચૂરો.
**कर्पूरतिलक** પુ० તે નામનો એક હાથી.
**कर्पूरतिलका** સ્ત્રી० પાર્વતીની સખી વિજયા.
**कर्पूरतैल** ન० ઔષધરૂપ એક તેલ.
**कर्पूरनालिका** સ્ત્રી० ઔષધરૂપ એક ભક્ષ્ય પાક.
**कर्पूरमणि** પુ० એક જાતનું રત્ન.
**कर्पूररस** પુ० અમુક પ્રકારની પાચનક્રિયાથી કપૂરના જેવો કરેલો પારો, રસકપૂર.
**कर्पूरस्तव** પુ० તે નામનું દેવીનું એક સ્તોત્ર.
**कर्पूरा** સ્ત્રી० એક જાતની હળદર.
**कर्पूराश्मन्** પુ० એક જાતનો મણિ.
**कर्पूरिन्** ત્રિ० કપૂરવાળું.
**कर्पूरिल** ત્રિ० કપૂરની સમીપનો પ્રદેશ વગેરે.
**कर्फर** પુ० દર્પણ, આરસી, કાચ.
**कर्ब्** भ्वा० प० स० सेट् ગમન કરવું, જવું.
**कर्बर** પુ० રાક્ષસ, પિશાચ, વાદિત્ર.
**कर्बु** પુ० કાબરચિત્રો રંગ.
**कर्बु** ત્રિ० કાબરચિત્રા રંગવાળું.
**कर्बुदार** પુ० કોવીદાર વૃક્ષ, નીલઝીરીનું ઝાડ, શ્વેતકાંચવૃક્ષ.
**कर्बुदारक** પુ० શ્લેષ્માંતક વૃક્ષ.
**कर्बुर** પુ० કાબરચિત્રો રંગ, પાપ, નદી ઉપર થનારૂં એક જાતનું ધાન્ય, ધંતુરો, કચૂરો, રાક્ષસ, કપૂરકાચલી.
**कर्बुर** ન० પાણી, સોનું.
**कर्बुर** ત્રિ० કાબરચિત્રા રંગવાળું.
**कर्बुरफल** પુ० साकरुण्ड વૃક્ષ.
**कर्बुरा** સ્ત્રી० कृष्णपृक्का નામની વનસ્પતિ, એક જાતની તુલસી.
**कर्बुरी** સ્ત્રી० દુર્ગા દેવી.
**कर्बूर** પુ० રાક્ષસ, કચૂરો, હળદર, કાબરચિત્રો રંગ.
**कर्बूर** ન० સોનું, હરતાલ.
**कर्बूर** ત્રિ० કાબરચિત્રું.
**कर्बूरक** પુ० कर्बूर પુ० જુઓ.
**कर्बूरित** ત્રિ० કાબરચિત્રું કરેલ.
**कर्म** પુ० ન० કામ, ક્રિયા.
**कर्म्मकर** ત્રિ० પગાર લઈ કામ કરનાર, દાસ, ચાકર.
**कर्म्मकर** પુ० યમ, યમ.
**कर्म्मकरी** સ્ત્રી० ચાકરડી, દાસી, મૂર્વાલતા.
**कर्म्मकर्तृ** પુ० વ્યાકરણપ્રસિદ્ધ કર્મકર્તા.
**कर्म्मकर्तृ** ત્રિ० કામ કરનાર.
**कर्म्मकाण्ड** ન० યજ્ઞાંગ કર્મકાંડ, જેમાં કર્મોનું પ્રતિપાદન હોય છે તેવું શાસ્ત્ર.
**कर्म्मकार** ત્રિ० પગાર લીધા વિના કામ કરનાર.
**कर्म्मकार** પુ० લવાર, બળદ.
**कर्म्मकारक** ત્રિ० કામ કરનાર.
**कर्म्मकारिन्** ત્રિ० કામ કરનાર.
**कर्म्मकार्मुक** ન० યુદ્ધમાં જેનો ઉપયોગ થાય છે તે ધનુષ.
**कर्म्मकीलक** પુ० ધોબી.
**कर्म्मकृत्** ત્રિ० કામ કરનાર, કર્મ કરનાર.
**कर्म्मक्षम** ત્રિ० કામ કરવામાં સમર્થ.
**कर्म्मक्षेत्र** ન० ભારતવર્ષ, ભરતખંડ.
**कर्म्मग्रन्थि** પુ० કર્મબંધન, અજ્ઞાનજન્ય વાસનારૂપ દોષ.
**कर्म्मचण्डाल** પુ० કર્મથી-કામથી ચાંડાળ જેવો, રાહુ ગ્રહ.

**कर्म्मचित्** त्रि० જેણે કર્મ કર્યું હોય તે, કર્મથી સંગ્રહ કરાતું.

**कर्म्मचित** त्रि० કર્મથી સિદ્ધ કરવા યોગ્ય.

**कर्म्मचेष्टा** स्त्री० ક્રિયા માટે ચેષ્ટા.

**कर्म्मचोदना** स्त्री० કર્મવિષે પ્રેરણારૂપ વિધિ, કર્મમાં પ્રેરણા.

**कर्म्मज** त्रि० કર્મથી થનાર, કર્મ જેનું કારણ હોય છે તેવા રોગ વગેરે, કાયિક વાચિક તથા માનસિક કર્મથી પ્રાપ્ત થનાર સ્થાવર વગેરેનો જન્મ, કર્મથી થયેલ હરકોઈ પાપ વગેરે દોષ, ક્રિયાજન્ય સંયોગ અને વિભાગ, ધર્મ અધર્મરૂપ એક ગુણ અથવા અદષ્ટ—નશીબ, વેદાંતિમતે કર્મની સૂક્ષ્મ અવસ્થાને પામેલ કોઈ સંસ્કાર, સ્વર્ગ, નરક.

**कर्म्मज** पु० વડનું ઝાડ, કળિયુગ.

**कर्मजगुण** पु० ક્રિયાજન્ય ગુણ.

**कर्म्मजित्** पु० જરાસંધના વંશનો મગધ દેશનો રાજા.

**कर्म्मठ** त्रि० કર્મ કરવામાં યોગ્ય, કર્મમાં કુશળ.

**कर्म्मणि** स्त्री० કર્મની સમાપ્તિ સમયે કરવાની પ્રાયશ્ચિત ઇષ્ટિ.

**कर्म्मण्य** न० શૌર્ય, પરાક્રમ.

**कर्म्मण्य** त्रि० કર્મ કરવામાં કુશળ.

**कर्म्मण्या** स्त्री० વેતન, પગાર.

**कर्म्मण्याभुज्** त्रि० પગાર લઇ કામ કરનાર.

**कर्म्मतस्** अव्य કર્મથી, કર્મથકી.

**कर्म्मत्व** न० ક્રિયા, સંસારસંબંધી કર્મ.

**कर्म्मदेव** पु० એક જાતનો દેવ.

**कर्म्मदेवता** स्त्री० ઉપરનો અર્થ.

**कर्म्मदोष** पु० દુષ્ટ અને પાપજનક એવું હિંસા વગેરે કર્મ, કર્મથી થનાર પાપ વગેરે દોષ, કર્મસંબંધી દોષ, સમગ્ર કર્મનું કારણ વાસનારૂપ દોષ.

**कर्म्मधारय** पु० વ્યાકરણપ્રસિદ્ધ એક સમાસ, ખેતી.

**कर्म्मन्** पु० न० યજ્ઞ વગેરે કર્મ, કર્તરિપ્રયોગમાં દ્વિતીયાંત અને કર્મણિપ્રયોગમાં પ્રથમાંત જે કારક આવે છે તે, શુભ અશુભ કર્મ, પૂર્વે કરેલાં કર્મનું પરિણામ, ક્રિયા, કાળ, હરકોઈ પદાર્થનો સ્વાભાવિક ગુણ.

**कर्म्मनाश** पु० કર્મોનો નાશ.

**कर्म्मनाशा** स्त्री० તે નામની એક નદી.

**कर्म्मनिष्ठ** त्रि० યજ્ઞયાગાદિ કર્મ કરવામાં આસક્ત, હરકોઇ કર્મમાં આસક્ત.

**कर्म्मनिष्ठा** स्त्री० કર્મમાં આસક્તિ.

**कर्म्मन्द** पु० ભિક્ષુસૂત્રનો કર્તા એક ઋષિ.

**कर्म्मन्दिन** त्रि० કર્મંદે રચેલા ભિક્ષુસૂત્રને ભણનાર.

**कर्म्मपथ** पु० કર્મમાર્ગ.

**कर्म्मप्रवचनीय** पु० પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ કર્મપ્રવચનીય સંજ્ઞાવાળો શબ્દ.

**कर्म्मन्यास** पु० શાસ્ત્રોક્ત કર્મોનો વિધિપૂર્વક ત્યાગ, અથવા ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલાં કર્મોના ફળનો ત્યાગ.

**कर्म्मफल** न० શુભાશુભ કર્મોનું ફળ સુખ દુઃખ વગેરે, એક જાતના ઝાડનું ફળ.

**कर्म्मबन्ध** न० કર્મથી પ્રાપ્ત થયેલ બંધન—સંસાર.

**कर्म्मबन्ध** त्रि० કર્મરૂપ બંધનના સાધનવાળું.

**कर्म्मभू** स्त्री० ખેતીકર્મની ભૂમિ, ખેડેલી જમીન.

**कर्म्मभूमि** स्त्री० ઉપરનો અર્થ.

**कर्म्मभोग** पु० કર્મથી પ્રાપ્ત થનારાં સુખદુઃખનો ભોગ કરવો તે.

**कर्म्ममूल** न० દાભ, દર્ભ.

**कर्म्ममीमांसा** स्त्री० જૈમિનીકૃત એક શાસ્ત્ર.

**कर्म्मयुग** न० કળિયુગ.

**कर्म्मयोग** पु० ગીતાશાસ્ત્રપ્રસિદ્ધ કર્મયોગ, કર્મ કરવાની કુશળતા.

**कर्म्मरङ्ग** पु० न० એક જાતનું ઝાડ.

**कर्म्मरङ्ग** न० એક જાતના ઝાડનું ફળ.

**कर्म्मरी** स्त्री० વંશરોચના-વંશલોચન.

**कर्म्मवज्र** पु० શૂદ્ર.

**कर्म्मवाटी** स्त्री० તિથિ.

**कर्म्मविपाक** पु० કર્મનું ફળ.

**कर्म्मव्यतिहार** पु० પરસ્પર એક જાતની ક્રિયા કરવા રૂપ ક્રિયાનો અદલો બદલો.

**कर्म्मशाला** स्त्री० કામ કરવાની શાળા, કારીગરીની શાળા.

**कर्म्मशील** त्रि० કામ કરવા માટેના સ્વભાવવાળું.

**कर्म्मशूर** त्रि० કામ કરવામાં શૂરવીર, આરંભેલું કામ સમાપ્ત કરનાર, જ્યાં સુધી ફળ મળે ત્યાં સુધી કામ કરનાર.

**कर्म्मश्रेष्ठ** त्रि० કર્મથી શ્રેષ્ઠ, કામ કરવામાં શ્રેષ્ઠ.

**कर्म्मश्रेष्ठ** पु० પુલહ ઋષિનો પુત્ર.

**कर्म्मसंन्यास** पु० કર્મોનો ત્યાગ, કર્મોના ફળનો ત્યાગ.

**कर्म्मसंन्यासिक** पु० દીક્ષિત ભિક્ષુક—સંન્યાસી.

**कर्म्मसंन्यासिन** पु० વિધિપૂર્વક કર્મોનો ત્યાગ કરનાર ભિક્ષુક-સંન્યાસી, કર્મના ફળનો ત્યાગ કરનાર.

**कर्म्मसङ्ग** पु० કર્મમાં આસક્તિ.

**कर्म्मसचिव** पु० રાજાઓને ખાનગી વિચાર સિવાયનાં પોતાના કામમાં સહાય કરનાર.

**कर्म्मसाक्षिन्** पु० સૂર્ય, સૂર્ય વગેરે નવ દેવો.

**कर्म्मसाक्षिन्** त्रि० હરકોઈ કામમાં સાક્ષી હરકોઈ.

**कर्म्मसाधन** न० જેથી કામ સિદ્ધ થાય તે, કર્મનું સાધન.

**कर्म्मसिद्धि** स्त्री० ઇષ્ટ અનિષ્ટ કર્મફળની પ્રાપ્તિ, કામની સિદ્ધિ.

**कर्म्मस्थान** न० જ્યોતિષપ્રસિદ્ધ લગ્નાવધિ દશમું સ્થાન.

**कर्म्महेतु** पु० કામનું કારણ.

**कर्म्माङ्ग** न० કર્મનું અંગ.

**कर्म्माजीव** पु० કામ કરી જીવવાનું સાધન.

**कर्म्माजीव** त्रि० કામ કરી જીવનાર.

**कर्म्मात्मन्** पु० સંસારી-જીવ.

**कर्मात्मन्** त्रि० કામ કરવામાં આસક્ત મનવાળું.

**कर्माध्यक्ष** पु० ક્રિયાસાક્ષી, કામ કર્યું ન કર્યું તપાસનાર.

**कर्मानुबंध** पु० કામનો સંબંધ, કામ ઉપર આધાર.

**कर्मानुबंधिन्** त्रि० કર્મ સાથે જોડાયેલ, કર્મ સાથે સંબંધવાળું.

**कर्मानुरूप** त्रि० કામ પ્રમાણેનું, કર્મ પ્રમાણેનું, કર્મને યોગ્ય.

**कर्मानुरूपतस्** अव्य० કામ પ્રમાણે, કર્મ પ્રમાણે, ફરજ પ્રમાણે.

**कर्मानुसारतस्** अव्य० ઉપરનો અર્થ.

**कर्मानुसारिन** त्रि० કામને અનુસરનાર, કર્મને અનુસરનાર.

**कर्मानुस्थायिन्** त्रि० કામ કરનાર, યજ્ઞાદિ કર્મ કરનાર.

**कर्मान्त** पु० તૈયાર થયેલ ખેતીના કામવાળી ખેડેલી જમીન, ધાન્ય વગેરેનું સંગ્રહસ્થાન, કર્મની સમાપ્તિ.

**कर्मान्तर** न० બીજું કામ.

**कर्मान्तिक** त्रि० કર્મની અંતે હોનાર.

**कर्मान्तिक** पु० સેવક, ચાકર.

**कर्माभिधायक** त्रि० એક કર્મ ભોગવનાર, કામ બતાવનાર.

**कर्मार** पु० એક જાતિ, એક જાતનો વાંસ, કર્મરંગ વૃક્ષ, કારીગર, લવાર.

**कर्मार** त्रि० કર્મને પ્રાપ્ત થયેલ–કારીગર વગેરે.

**कर्मार्ह** पु० પુરુષ.

**कर्मार्ह** त्रि० કામ કરવામાં સમર્થ.

**कर्माशय** पु० કર્મજન્ય ધર્મ અધર્મરૂપ ગુણ.

**कर्मिन्** त्रि० કામવાળું, વ્યાપારવાળું, ફળની ઇચ્છા રાખી કામ કરનાર.

**कर्मिष्ठ** त्रि० ક્રિયાદક્ષ મનુષ્ય, કામ કરવામાં કુશળ.

**कर्मीर** त्रि० કાબરચિત્રા રંગવાળું.

**कर्मेन्द्रिय** न० વાણી–પગ–હાથ–ગુદા–લિંગ–એ પાંચ ઇન્દ્રિય.

**कर्मोदार** न० શ્રેષ્ઠ કાર્ય.

**कर्व्** भ्वा० प० अ० सेट् ગર્વ કરવો.

**कर्व** पु० કામ–વિષયવાસના.

**कर्वट** पु० न० બસો કે આઠસો ગામની વચ્ચેનું શ્રેષ્ઠ ગામ–જેમાં આસપાસનાં સર્વ મનુષ્યો આજીવિકા કરી શકે.

**कर्वट** पु० તે નામનો એક દેશ.

**कर्वर** न० કર્મ, કામ.

**कर्वर** पु० વાઘ, રાક્ષસ.

**कर्वरी** स्त्री० વાઘેણ, રાક્ષસી, શિયાળ, રાત્રિ,હિંગુપત્રી વનસ્પતિ, હળદર,દુર્ગા દેવી.

**कर्वुदार** पु० કોવિદાર વૃક્ષ.

**कर्वुर** पु० कर्बुर જુઓ.

**कर्वूर** पु० कर्बूर જુઓ.

**कर्श्य** पु० કચૂરો.

**कर्ष** पु० न० સોળ માસા બરોબર એક માપ, સોળ માસાભાર સોનું.

**कर्ष** पु० બહેડાનું ઝાડ, ખેંચવું, ખોતરવું, નિત્ય ખેડવાને લાયક કોઇ ખેતર.

**कर्षक** त्रि० ખેંચનાર, ખેડનાર, ખોતરનાર.

**कर्षण** न० ખેંચવું, ખેડવું, ખોતરવું.

**कर्षणि** स्त्री० વ્યભિચારિણી સ્ત્રી.

**कर्षणी** स्त्री० ક્ષીરિણી વૃક્ષ, ધોળી વેખંડ, ઘોડાની લગામ–જે લોઢાની તેના મોઢામાં રહે છે.

**कर्षणीय** त्रि० ખેંચવા, ખેડવા યોગ્ય.

**कर्षफल** न० બહેડાનું ફળ.

**कर्षफला** स्त्री० આમળી.

**कर्षयत्** त्रि० ખેંચતું, ખેડતું, હેરાન કરતું, હરકત કરતું.

**कर्षापण** न० पु० એંશી કોડીનો એક પણ અને સોળ પણનો એક કાર્ષાપણ.

**कर्षार्द्ध** न० એક તોલો.

**कर्षार्द्ध** पु० એંશી ચણોઠી ભારનું એક વજન.

**कर्षिणी** स्त्री० ઘોડાના મોંઢામાં રખાતુ લોઢાનું ચોકડું, ક્ષીરિણી વૃક્ષ.

**कर्षित** त्रि० ખેંચેલ, ખેડેલ.

**कर्षिन्** त्रि० ખેંચનાર, આકર્ષણ કરનાર.

**कर्षू** पु० અડાયાં છાણાનો અગ્નિ, પુરુષની ચાર આંગળ જમીનમાં ખાડો.

**कर्षू** स्त्री० નાનો પ્રવાહ, નાની નદી, ખાડી, નહેર, અગ્નિકુંડ, ખેતી, ખેતીકામ, ગુજરાન.

**कर्हि** अव्य० ક્યારે, કયે કાળે.

**कर्हिचित्** अव्य० કોઇક કાળે, કોઇક વખતે.

**कल्** भ्वा० आ० सेट् સંખ્યા કરવી स० શબ્દ કરવો अ०

**कल्** चु० उ० स० सेट् જવું, સંખ્યા કરવી, अव+જાણવું. आ+બાંધવું. प्रति+आ+જાણવું. उत्+ઉંચું ફેંકી ગ્રહણ કરવું. सम्+એક સંખ્યા કરવી–ગણવું.

**कल्** चु० उ० स० सेट् પ્રેરણા કરવી.

**कल** पु० મધુર અસ્પષ્ટ શબ્દ, સાગનું ઝાડ, કોલિવૃક્ષ–બોરનું ઝાડ.

**कल** न० શરીરમાંની છેલ્લી ધાતુ–વીર્ય.

**कल** त्रि० અજીર્ણ, નહિ પચેલ, ફળાવાળો ભાગ.

**कलक** पु० એક જાતનું માછલું.

**कलकण्ठ** पु० કોયલ, હંસ, પારેવું.

**कलकण्ठ** त्रि० મધુર શબ્દવાળા કંઠવાળું.

**कलकण्ठी** स्त्री० કોયલ માદા, હંસલી, પારેવી.

**कलकल** पु० કોલાહલ, સાગનો રસ–ગુંદર, રાળ.

**कलकी** स्त्री० એક જાતની માછલી.

**कलकीट** पु० એક જાતનો કીડો.

**कलकूजिका** स्त्री० કામવાસનાવાળી સ્ત્રી.

**कलकूट** पु० તે નામનું એક શહેર.

**कलघोष** पु० કોયલ.

**कलघोषी** स्त्री० કોયલ માદા.

**कलङ्क** पु० કલંક, ચિન્હ, ડાઘ, અપવાદ, તાંબા વગેરે ધાતુનો કાટ, તાંબા વગેરે ધાતુમાં ખટાઇના સંબંધથી થતો વિકાર.

**कलङ्कष** पु० સિંહ.

**कलङ्कषा** स्त्री० કડતાલ વાદિત્ર.

**कलङ्कषी** स्त्री० સિંહણ, હાથની તાળી.

**कलङ्कित** त्रि० કલંકવાળું થયેલ, ડાઘવાળું થયેલ.

**कलङ्किन्** त्रि० કલંકવાળું, ડાઘવાળું, ચિન્હવાળું.

**कलङ्कुर** पु० પાણીમાં પડતી ઘુમરી.

**कलञ्ज** पु० ઝેર ચોપડેલા બાણથી મારેલ મૃગ અથવા કોઇ પક્ષી.

**कलञ्ज** न० ઝેર ચોપડેલા બાણથી મારી નાખેલા પક્ષીનું કે હરણનું માંસ, તંબાકુ, એક જાતનું માપ.

**कलञ्जाधिकरण** न० તે નામનો એક ન્યાય.

**कलट** न० ઘર ઢાંકવાનું ઘાસનું છાપરૂં.

**कलतूलिका** स्त्री० વિષયવાસનાવાળી સ્ત્રી.

**कलत्र** न० ભાર્યા, સ્ત્રી, નિતંબ–કુલો, રાજાઓના કિલ્લાનું સ્થાન.

**कलत्रवत्** त्रि० ભાર્યાવાળું, સ્ત્રીવાળું.

**कलत्रिन्** त्रि० ઉપરના અર્થ.

**कलधूत** न० રૂપું.

**कलधौत** न० સોનું, રૂપું, મધુર અસ્પષ્ટ શબ્દ.

**कलध्वनि** पु० મધુર અસ્પષ્ટ શબ્દ, કબૂતર, કોયલ, મોર.

**कलध्वनि** त्रि० મધુર અસ્પષ્ટવાળું.

**कलन** न० સ્ત્રીના ઉદરમાં દાખલ થયેલ પુરુષના વીર્યનો એક રાત્રિમાં થતો વિકાર, ચિન્હ, નિશાની, વાતપિત્ત વગેરેનો દોષ, ગ્રહણ કરવું, પકડવું, ગ્રાસ, જાણવું, જ્ઞાન.

**कलन** पु० નેતર.

**कलना** स्त्री० જ્ઞાન, જાણવું, ગ્રહણ કરવું, લેવું, મૂકવું, છોડવું.

**कलनाद** पु० એક પ્રકારની વર્ણસંકર જાતિ.

**कलनाद** पु० મધુર અસ્પષ્ટ શબ્દ, હંસ.

**कलनादी** स्त्री० રાજહંસી.

**कलन्दर** पु० એક પ્રકારની વર્ણસંકર જાતિ.

**कलन्दिका** स्त्री० સર્વ વિદ્યા.

**कलन्धु** पु० એક જાતનું શાક.

**कलभ** पु० ત્રીશ વર્ષનો હાથી, પાંચ વર્ષનું હાથીનું બચ્ચું, ધંતુરો.

**कलभप्रिय** पु० પીલુનું ઝાડ.

**कलभवल्लभ** पु० પીલુનું ઝાડ.

**कलभी** स्त्री० ત્રીશ વર્ષની હાથણી, એક જાતનું ઝાડ.

**कलम** पु० લેખણ, કલમ, કલમી ડાંગેર, ઉખેડીને પાછું વાવેલ એક જાતનું ધાન્ય–ડાંગેર, ચોર.

**कलमोत्तम** पु० ઉત્તમ પ્રકારની સુગંધી ડાંગેર.

**कलम्ब** पु० શાકમાં રહેલ ફોતરૂં, બાણ, કદંબનું ઝાડ. પાંચની સંખ્યા, દીંટું.

**कलम्बक** पु० ઉપરના અર્થ.

**कलम्बिका** स्त्री० ડોકના પાછળના ભાગમાં રહેલી એક નાડી.

**कलम्बी** स्त्री० એક જાતનું શાક.

**कलम्बु** स्त्री० એક જાતનું શાક.

**कलम्बुट** न० માખણ.

**कलम्बू** स्त्री० એક જાતનું શાક.

**कलयत्** त्रि० ગણતું, પકડતું, કંપતું.

**कलरव** पु० મધુર અસ્પષ્ટ શબ્દ, કબૂતર, કોયલ, મોર.

**कलरव** त्रि० મધુર અસ્પષ્ટ શબ્દવાળું.

**कलल** न० ગર્ભ ઉપર વીંટાતી ચામડી–ઓળ, સ્ત્રીના ઉદરમાં દાખલ થયેલા પુરુષના વીર્યનો એક રાત્રિમાં થતો વિકાર.

**कललज** पु० રાળ, ગર્ભ.

**कललजोद्भव** पु० સાગનું ઝાડ.

**कलविङ्क** पु० ચકલો પક્ષી, કલિંગ વૃક્ષ, ધોળી ચમરી, ઇંદ્રજવનું ઝાડ.

**कलविङ्कक** पु० ઉપરના અર્થ.

**कलविङ्ग** पु० ઉપર પ્રમાણે.

**कलश** पु० ઘડો, કળશ, એક જાતનું માપ.

**कलशदिर्** स्त्री० યજ્ઞસંબંધી કળશનું ચીરાવું.

**कलशपोतक** पु० એક જાતનો સર્પ.

**कलशि** स्त्री० ઘડો, કળશ, પૃશ્નિપર્ણી વનસ્પતિ. કુંભરાશિ, બત્રીસ શેરનું માપ.

**कलशी** स्त्री० ઉપરના અર્થ.

**कलशीकण्ठ** पु० તે નામનો એક ઋષિ.

**कलशीपदी** स्त्री० કળશ જેવા આકારના પગવાળી સ્ત્રી,

**कलशीसुत** पु० અગસ્ત્ય મુનિ.

**कलशोदर** पु० તે નામનો એક દાનવ.

**कलशोदर** त्रि० કળશના જેવા પેટવાળું.

**कलस** पु० ઘડો, કળશ, કુંભરાશિ, બત્રીસ શેરનું એક માપ.

**कलसि** स्त्री० कलशि જુઓ.

**कलसी** स्त्री० कलशी જુઓ.

**कलसीसुत** पु० અગસ્ત્ય મુનિ.

**कलसोदधि** पु० સમુદ્ર.

**कलस्वर** पु० મધુર અસ્પષ્ટ સ્વર.

**कलह** पु० न० વિવાદ, વાગ્વિવાદ, ક્લેશ, કંકાસ, યુદ્ધ, તે નામનો એક છંદ.

**कलहंस** पु० એક જાતનો હંસ, તે નામનો એક છંદ,રાજહંસ, શ્રેષ્ઠ રાજા, પરમાત્મા.

**कलहंसी** स्त्री० હંસલી.

**कलहकार** त्रि० ક્લેશ કરનાર, કજીયો કરનાર.

**कलहनाशन** पु० પૂતિકરંજનું ઝાડ.

**कलहप्रिय** पु० નારદ ઋષિ.

**कलहप्रिया** स्त्री० સારિકા પક્ષિણી–મેના.

**कलहान्तरिता** स्त्री० સાહિત્યપ્રસિદ્ધ એક નાયિકા.

**कलहाय्** નામધાતુ आत्म० अक० सेट् ક્લેશ કરવો, કજીયો કરવો.

**कला** स्त्री० ચંદ્રમંડળનો સોળમો ભાગ, ભાગ, અંશ, બે પળનો એક સમય–વિભાગ, શરીરમાં રહેલ–એક ધાતુકલેદ, એક માત્રાવાળો લઘુ વર્ણ, ધન–વગેરેનું વ્યાજ, સ્ત્રીરજ, નૌકા, કપટ, સંગીત વગેરે વિદ્યાની કળા, ચોસઠ પ્રકારની કળા.

**कलाकुल** न० હળાહળ ઝેર.

**कलाकेलि** पु० કામદેવ.

**कलाङ्कुर** पु० સારસ પક્ષી, ચોરીનું શાસ્ત્ર બનાવનાર કર્ણીપુત્ર મૂળદેવ, કંસ અસુર.

**कलाचिका** स्त्री० કોણીથી માંડી કાંડાં સુધીનો હાથનો ભાગ, પીકદાની.

**कलाची** स्त्री० ઉપરના અર્થ.

**कलाटीन** पु० એક જાતનું પક્ષી.

**कलाद** पु० સોની.

**कलादक** पु० સોની.

**कलाधर** पु० ચન્દ્ર.

**कलाधर** त्रि० ચોસઠ પ્રકારની કળાઓ જાણનાર.

**कलानिधि** पु० ચંન્દ્ર, કપૂર.

**कलानुनादिन्** પુ૦ ભમરો, ચકલો, ચાતક–બપૈયો, કપિંજલ પક્ષી.
**कलान्तर** પુ૦ એક પ્રકારનું વ્યાજ.
**कलान्तर** ન૦ ચન્દ્રની બીજી કળા.
**कलान्यास** પુ૦ તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ એક ન્યાસ.
**कलाप** પુ૦ સમૂહ, મોરપિચ્છ, ઘરેણું, કંદોરો, ચંદ્ર, બાણુનો ભાથો, બાણ, ધનુષ, અર્ધ ચંદ્રાકાર એક જાતનું અસ્ત્ર, એક પ્રકારનું વ્યાકરણ, તે નામનું એક ગામ, મોતી વગેરેની સેર.
**कलाप** ત્રિ૦ વિદ્વાન, પંડિત.
**कलापक** પુ૦ **कलाप** પુ૦ જુઓ, હાથીની ખાંધનું બંધન.
**कलापक** ન૦ સાથે સંબંધવાળા ચાર શ્લોક, જે કાળે મોરને પીંછાં આવે છે તે કાળે આપવાનું કરજ.
**कलापद्वीप** પુ૦ તે નામનું એક ગામ.
**कलापवत्** ત્રિ૦ જેની પાસે બાણ રાખવાનો ભાથો હોય તે.
**कलापशस्** અવ્ય૦ ગુચ્છે ગુચ્છે.
**कलापिन्** પુ૦ મોર, કોયલ, વૈશંપાયન ઋષિનો એક શિષ્ય, વડનું ઝાડ, ચંદ્ર.
**कलापिनी** સ્ત્રી૦ રાત્રિ, નાગરમોથ, મયૂરી.
**कलापूर्ण** પુ૦ ચંદ્ર, કપૂર.
**कलापूर्ण** ત્રિ૦ સર્વ પ્રકારની કળાઓવાળું.
**कलाभृत्** પુ૦ ચંદ્ર, કપૂર.
**कलाभृत्** ત્રિ૦ સર્વ પ્રકારની કળાઓ ધારણ કરનાર.
**कलामक** પુ૦ કલમી ડાંગેર.
**कलाम्बिका** સ્ત્રી૦ ઋણદાન.
**कलाय** સ્ત્રી૦ એક જાતનું ધાન્ય–વટાણા.
**कलायखंज** ત્રિ૦ ચાલતાં ચાલતાં જે ધ્રૂજતું હોય તે.
**कलायन** પુ૦ હરકોઇ નૃત્ય કરનાર, નટ, તરવારની ધાર ઉપર નાચનાર.
**कलाया** સ્ત્રી૦ ગંડદૂર્વા વનસ્પતિ.

**कलालाप** પુ૦ ભમરો, મધમાખ.
**कलालाप** પુ૦ મધુર અસ્પષ્ટ શબ્દનું ઉચ્ચારણ.
**कलावत्** પુ૦ ચન્દ્ર, કપૂર.
**कलावत्** ત્રિ૦ કળાઓવાળું, ભાગવાળું.
**कलावती** સ્ત્રી૦ એક પ્રકારની મંત્રદીક્ષા, ગોકુળની એક ગોવાળણ–રાધાની મા, તે નામની એક વીણા, એક સ્વર્ગવેશ્યા.
**कलाविक** પુ૦ કુકડો.
**कलाविकी** સ્ત્રી૦ કુકડી.
**कलाविकल** પુ૦ ચકલો પક્ષી.
**कलाविकली** સ્ત્રી૦ ચકલી.
**कलाहक** પુ૦ કાહલ વાદિત્ર.
**कलि** પુ૦ ચોથો યુગ–કળીયુગ–બહેડાનું ઝાડ, કજીયો, કલેશ, લડાઇ, શૂરવીર, જુગારમાં એકના અંકવાળો બાજુનો પાસો, ધોળો ધંતુરો.
**कलि** સ્ત્રી૦ કળી–ફૂલ વગેરેની.
**कलिक** પુ૦ એક જાતનો બગલો–ક્રૌંચપક્ષી.
**कलिका** સ્ત્રી૦ ફૂલની કળી, વીણાનો મૂળભાગ, **कला** શબ્દ જુઓ, તે નામનો એક છંદ, પદની પરંપરાવાળી એક રચના.
**कलिकापूर्व** ન૦ અંશથી ઉત્પન્ન થનારૂં કોઇ વૈદિક કર્મ.
**कलिकार** પુ૦ પીળા માથાવાળું એક જાતનું પક્ષી, પૂતિકરંજ, વિષલાંગલી, નારદ ઋષિ.
**कलिकार** ત્રિ૦ કજીયો કરનાર, કળીને પામનાર.
**कलिकारक** પુ૦ નારદ, પૂતિકરંજ.
**कलिकारक** ત્રિ૦ કલેશકારક, કજીયો કરનાર.
**कलिकारी** સ્ત્રી૦ જલ પીપર, વિષલાંગલી વનસ્પતિ.
**कलिङ्ग** પુ૦ એક જાતનું પક્ષી–કાકા કઉઆ, રાઇનું ઝાડ, પીપરનું ઝાડ, પૂતિકરંજ નામનું ઝાડ, તે નામનો એક ક્ષત્રિય.

**कलिङ्ग** न० ઇંદરજવ.
**कलिङ्ग** पु० તે નામનો એક દેશ.
**कलिङ्गक** पु० કુટજવૃક્ષનું બી, ઇંદરજવ.
**कलिङ्गा** स्त्री० નસોતર.
**कलिङ्गाद्यगुटिका** स्त्री० એક પ્રકારનું ઔષધ-દવા.
**कलिञ्ज** पु० સાદડી.
**कलित** त्रि० જાણેલ, પ્રાપ્ત કરેલ, ભેદેલ, સંખ્યા કરેલ, ગણેલ, ગ્રહણ કરેલ, કહેલ, વિચારેલ, બંધાયેલ.
**कलित** न० જ્ઞાન, લાભ, ભેદન, ગ્રહણ, કથન, વિચાર, બંધન.
**कलितरु** पु० બહેડાનું ઝાડ.
**कलिद्रुम** पु० બહેડાનું ઝાડ.
**कलिन्द** पु० તે નામનો એક પર્વત, બેહેડાનું ઝાડ, સૂર્ય.
**कलिन्दकन्या** स्त्री० યમુના નદી.
**कलिन्दगिरिजा** स्त्री० યમુના નદી.
**कलिन्दनन्दिनी** स्त्री० યમુના નદી.
**कलिप्रिय** पु० નારદ.
**कलिप्रिय** त्रि० કજીયો જેને પ્રિય હોય તે.
**कलिमारक** पु० પૂતિકરંજ નામનું ઝાડ.
**कलिमालक** पु० ઉપરનો અર્થ.
**कलिमाल्य** પૂતિકરંજ.
**कलियुग** पु० કળીયુગ.
**कलियुगाद्या** स्त्री० માઘ મહીનાની પૂનેમ.
**कलिल** त्रि० ગહન, મિશ્ર.
**कलिवृक्ष** पु० બેહેડાનું ઝાડ.
**कलिहारि** स्त्री० એક જાતની વનસ્પતિ.
**कली** स्त्री० ફળની કળી.
**कलुङ्क** पु० એક જાતનું વાદિત્ર, ઝાંજ.
**कलुङ्का** स्त्री० તારા, દારૂની દુકાન, ઉબાડીયું.
**कलुष** पु० પાડો.
**कलुष** न० પાપ.
**कलुष** त्रि० પાપી, મેલું, નિંદ્ય, અસમર્થ.
**कलुषयोनि** त्रि० અશુદ્ધ ઉત્પત્તિવાળું.
**कलुषित** त्रि० મેલું, દુષ્ટ, ક્રૂર.
**कलुषिन्** त्रि० પાપી, મેલું.
**कलुषी** स्त्री० ભેંસ.
**कलूतर** पु० તે નામનો એક દેશ.
**कलूतर** त्रि० કલૂતર દેશમાં રહેનાર.
**कलेवर** न० શરીર.
**कलोत्तार** त्रि० તીક્ષ્ણ શબ્દવાળું.
**कलोत्ताल** त्रि० ઉપરનો અર્થ.
**कल्क** पु० न० ઘી-તેલ વગેરેનો એક પ્રકારનો પાકસંસ્કાર, દંભ, પાખંડ, બેહેડાનું ઝાડ, વિષ્ટા, પાપ, કચરો, મેલ, ગાળ, કાનનો મેલ, ચટણી જેવો વાટેલો પદાર્થ, કીટું.
**कल्क** त्रि० પાપી.
**कल्कन** न० શઠતાયુક્ત આચરણ.
**कल्कफल** पु० દાડમનું ઝાડ.
**कल्कि** पु० વિષ્ણુનો દશમો અવતાર.
**कल्किन्** पु० ઉપરનો અર્થ.
**कल्किपुराण** न० તે નામનું એક ઉપપુરાણ.
**कल्प** पु० સૃષ્ટિ, બ્રહ્માની રાત્રિરૂપ પ્રલય, બ્રહ્માના દિવસરૂપ કાળ, રચવું, વિકલ્પ, વિધાન, વિધિ, હરકોઇ આચારગ્રંથ, ઠરાવ, કલ્પવૃક્ષ, દંભ, ગુફા, અવાજ, નીરોગીપણું, વેશ.
**कल्प** त्रि० યોગ્ય, સમર્થ.
**कल्पक** त्रि० રચનાર, આરોપ કરનાર.
**कल्पक** पु० कल्प पु० જુઓ, હજામ, કચૂરો વનસ્પતિ.
**कल्पकार** पु० કલ્પસૂત્ર વગેરે આચારગ્રંથ કરનાર, હજામ.
**कल्पकार** त्रि० વેશ વગેરે કરનાર.
**कल्पकारक** पु० कल्पकार पु० જુઓ.
**कल्पक्षय** पु० પ્રલય, સૃષ્ટિનો ક્ષય.
**कल्पतरु** पु० કલ્પવૃક્ષ, તે નામનો એક ગ્રંથ.
**कल्पद्रु** पु० કલ્પવૃક્ષ.

**कल्पद्रुम** पु० કલ્પવૃક્ષ.

**कल्पन** न० કાપવું, છેદવું, રચના, વિધાન, આરોપ, તર્ક, અટકળ, નિશ્ચય, શિલ્પ વગેરે ક્રિયા.

**कल्पना** स्त्री० રચના, વિધાન, ચઢવા માટે હાથીને તૈયાર કરવો, નૈયાયિકમતે તે નામનું એક અનુમાન, મીમાંસક અને વેદાંતિમતે અર્થાપત્તિરૂપ પ્રમાણ, તર્ક, ભૂષણ, અટકળ.

**कल्पनाकाल** त्रि० અસ્થિર–તત્કાળ નાશ પામનારો હરકોઇ પદાર્થ.

**कल्पनी** स्त्री० કાતર.

**कल्पनीय** त्रि० કલ્પના કરવા યોગ્ય.

**कल्पपादप** पु० કલ્પવૃક્ષ, મહાદાન તરીકે આપવાનું સોનાનું વૃક્ષાકાર કોઈ દ્રવ્ય.

**कल्पपादपदान** न० કલ્પવૃક્ષનું દાન–એક મહાદાન.

**कल्पपाल** पु० દારૂ વેચનાર.

**कल्पलता** स्त्री० દેવતાઈ વેલો, મહાદાન તરીકે આપવાનું સોનાનું એક દ્રવ્ય.

**कल्पलतादान** न० તે નામે એક મહાદાન.

**कल्पलतिका** स्त्री० कल्पलता જુઓ.

**कल्पवर्ष** पु० તે નામનો એક યાદવ.

**कल्पवृक्ष** पु० કલ્પવૃક્ષ.

**कल्पसूत्र** न० આચારને જણાવનારો સૂત્રગ્રંથ.

**कल्पान्त** पु० પ્રલય.

**कल्पान्तस्थायिन्** त्रि० પ્રલયકાળસુધી રહેનાર.

**कल्पित** त्रि० કલ્પેલ, રચેલ, જણાયેલ, આરોપેલ, કૃત્રિમ સંજ્ઞાથી કહેલ.

**कल्पित** पु० ચઢવા માટે તૈયાર કરેલો હાથી.

**कल्पितार्घ** त्रि० જેને અર્ઘ આપવો કર્યો છે તે.

**कल्पिन्** त्रि० રચનાર, કલ્પના કરનાર, વેપ કરનાર.

**कल्पिन्** पु० હજામ.

**कल्प्य** त्रि० રચવા યોગ્ય, આરોપવા યોગ્ય, કલ્પના કરવા યોગ્ય, કરવા યોગ્ય, આચરવા યોગ્ય.

**कल्मन्** न० કર્મ, કામ.

**कल्मलि** पु० તેજ.

**कल्मलीक** न० જ્વલંત તેજ.

**कल्मष** न० પાપ, હાથનો છેડો.

**कल्मष** पु० તે નામનું એક નરક, જ્યોતિષપ્રસિદ્ધ એક મહિનો.

**कल्मष** त्रि० પાપી, મેલું.

**कल्माष** पु० કાબરચિત્રો રંગ, કાળો રંગ, ભુખરો રંગ, રાક્ષસ, સુગંધી ડાંગેર, એક જાતનો અગ્નિ, એક જાતનો સાપ.

**कल्माष** त्रि० કાબરચિત્રું, કાળું, ભુખરૂં.

**कल्माषकण्ठ** पु० મહાદેવ.

**कल्माषपाद** पु० સૂર્યવંશી એક રાજા.

**कल्माषी** स्त्री० કાબરચિત્રી કોઈ સ્ત્રી જાતિ, યમુના નદી.

**कल्य** न० પરોઢીયું, સવાર, મધ, દારૂ, ગઈ કાલ, આવતી કાલ.

**कल्य** त्रि० નીરોગી, સજ્જ, સમર્થ, ઉદ્યોગી, તૈયાર, કાલું-બોબડું, પઢાવેલું, શીખવેલું.

**कल्यजग्धि** स्त्री० પ્રાતઃકાળનું ભોજન, પ્રાતઃકાળે ખાવા યોગ્ય પદાર્થ.

**कल्यता** स्त्री० આરોગ્ય.

**कल्यत्व** न० આરોગ્ય.

**कल्यपाल** पु० દારૂ વેચનાર.

**कल्यपालक** पु० દારૂ વેચનાર.

**कल्यवर्त्त** पु० પ્રાતઃકાળનું ભોજન.

**कल्या** स्त्री० નીરોગી સ્ત્રી, દારૂ, શુભ વાણી, હરડે.

**कल्याण** न० કલ્યાણ, મંગળ, સોનું, સુદૈવ.

**कल्याण** त्रि० મંગળવાળું, કલ્યાણયુક્ત, સુખી.

**कल्याणकगुड** पु० वैદક વિધિથી ઔષધરૂપ કરેલો ગોળ.

**कल्याणकघृत** न० વૈદક વિધિથી ઔષધરૂપ કરેલું ઘી.

**कल्याणकलवण** न० વૈદકવિધિથી ઔષધરૂપ કરેલું મીઠું.

**कल्याणयोग** पु० જ્યોતિષપ્રસિદ્ધ એક યોગ.

**कल्याणकृत्** त्रि० શાસ્ત્રોક્ત કર્મ કરનાર, હરકોઇ કલ્યાણ કરનાર.

**कल्याणवत्** त्रि० કલ્યાણવાળું, મંગળયુક્ત.

**कल्याणवाचन** न० સ્વસ્તિવાચન.

**कल्याणबीज** पु० મસૂર.

**कल्याणिका** स्त्री० મણસીલ ધાતુ.

**कल्याणिन्** त्रि० કલ્યાણવાળું.

**कल्याणिनी** स्त्री० બલા ઔષધિ.

**कल्याणी** स्त्री० ગાય, જંગલી અડદ, રાળ.

**कल्याण्यादि** पु० પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**कल्यापाल** पु० દારૂ વેચનાર.

**कल्यापालक** पु० ઉપરનો અર્થ.

**कल्युष** न० મણિબંધ.

**कल्ल्** भ्वा० आत्म० अ० सेट् શબ્દ કરવો, શબ્દ નહિ કરવો, બહેરા થવું, મુંગા થવું.

**कल्ल** त्रि० બહેરૂં.

**कल्लता** स्त्री० નીચેના અર્થ.

**कल्लत्व** न०સ્વર કાઢવો, બહેરાશ, બહેરાપણું.

**कल्हि** अव्य० આવતી કાલે.

**कल्लोल** पु० મોટો તરંગ–મોટું મોજું, હર્ષ, આનંદ.

**कल्लोल** त्रि० શત્રુ.

**कल्लोलित** त्रि० મોટા તરંગોવાળું થયેલ.

**कल्लोलिन्** त्रि० મોટા તરંગોવાળું.

**कल्लोलिन्** पु० તે નામનો એક દેશ.

**कल्लोलिनी** स्त्री० મોટા તરંગોવાળી નદી.

**कल्हण** पु० રાજતરંગિણી ગ્રંથનો કર્તા.

**कव्** भ्वा० आ० स० सेट् સ્તુતિ કરવી, વખાણવું.

**कवक** पु० ગ્રાસ, કોળીયો.

**कवक** न० ચોમાસામાં થતી છત્રાકાર બિલાડીની ટોપી.

**कवच** पु० ઢાલ, ગર્દભાણ્ડ વૃક્ષ–પિતપાપડો, તજ, ભોજપત્રનું ઝાડ, લાંબી પીપરનું ઝાડ, રણનું નગારૂં, દુંદુભિ, કવચરૂપે હું અક્ષર.

**कवच** न० पु० બખ્તર.

**कवचपत्र** पु० ભોજપત્રનું ઝાડ.

**कवचहर** पु० બખ્તર ધારણ કરી શકે તેવો કુમાર.

**कवचिन्** त्रि० બખ્તર ધારણ કરનાર.

**कवटी** स्त्री० કમાડ, બારણું.

**कवती** स्त्री० જેમાં 'क' એવો શબ્દ આવે છે તેવી ઋચા.

**कवत्रि** स्त्री० એક જાતનું માછલું.

**कवत्री** स्त्री० ઉપરનો અર્થ.

**कवर** पु० પાઠક, અધ્યાપક, કાબરચિત્રો રંગ.

**कवर** पु० न० લવણ–મીઠું, ખાટું.

**कवर** त्रि० કેશનો અલંકાર, કાબરચિત્રું, જડેલ, સંબંધ પામેલ, મિશ્ર થયેલ.

**कवरक** पु० કેદી.

**कवरकी** स्त्री० કેદમાં રહેલી કોઇ સ્ત્રી.

**कवरा** स्त्री० खरपुष्पा નામની વનસ્પતિ.

**कवरी** स्त्री० કેશનો અંબોડો.

**कवर्ग** पु० ક, ખ, ગ, ઘ, ઙ,–એ અક્ષરો.

**कवर्गीय** त्रि० કવર્ગમાં હોનાર.

**कवल** पु० ગ્રાસ, કોળીયો, એક જાતનું માછલું, વૈદકમાં કહેલી રોગના નાશ માટેની કોઈ દ્રવ્યની અમુક ક્રિયા.

**कवलग्रह** पु० કોળીયો લેવો.

**कवलप्रस्थ** पु० ગ્રાસયોગ્ય કોઇ એક માપ.

**कवलिका** स्त्री० ગુમડા વગેરે ઉપર બાંધવાની પોટીસ.
**कवलित** त्रि० કોળીયો કરેલ, ગ્રાસ કરેલ, ખાધેલ, વ્યાપ્ત.
**कवष्** त्रि० છિદ્રવાળું બારણું વગેરે.
**कवष** त्रि० છિદ્રવાળું બારણું વગેરે.
**कवस** पु० બખ્તર, એક પ્રકારની કાંટાની જાત.
**कवाट** न० કમાડ, બારણું.
**कवाटघ्न** त्रि० બારણું તોડી શકનાર ચોર વગેરે.
**कवाटवक्र** न० એક જાતનું ઝાડ.
**कवाटी** स्त्री० નાનું બારણું.
**कवार** न० કમળ.
**कवारि** त्रि० ખરાબ શત્રુ.
**कवासख** त्रि० ખરાબ સહાય.
**कवि** पु० સર્વજ્ઞ બ્રહ્મ, સ્તુતિ કરવા યોગ્ય, વાલ્મિકિ મુનિ, કવિતા બનાવનાર, ભૃગુનો પુત્ર એક ઋષિ, શુક્રાચાર્ય, સૂર્ય, કલ્કિદેવનો મોટો ભાઈ, ચોર યોદ્ધો, ચાક્ષુષ મનુથી વૈરાજ પ્રજાપતિની કન્યામાં ઉત્પન્ન થયેલ પુત્ર, ઘુવડ પક્ષી, આકડાનું ઝાડ.
**कवि** त्रि० સ્તુતિ કરનાર, સર્વજ્ઞ, બુદ્ધિમાન.
**कवि** स्त्री० લગામ.
**कविक** पु० લગામ.
**कविकल्पद्रुम** पु० બોપદેવ પંડિતે કરેલો તે નામનો ધાતુપાઠગ્રંથ.
**कविकल्पलता** स्त्री० તે નામનો એક ગ્રંથ.
**कविका** स्त्री० લગામ, એક જાતનું માછલું, કવિકાપુષ્પ.
**कविज्येष्ठ** पु० વાલ્મિકી મુનિ.
**कवितर** त्रि० મહાન કવિ.
**कवितम** त्रि० ઉપરનો અર્થ.
**कविता** स्त्री० કવિનું કર્મ, કવિતા, કવિપણું.
**कवित्व** न० ઉપરના અર્થ.
**कविपुत्र** पु० શુક્રાચાર્ય.
**कविय** न० લગામ.
**कविरहस्य** न० તે નામનો એક ગ્રંથ.
**कविराज** पु० મહાન કવિ.
**कविरामायण** पु० વાલ્મીકિ મુનિ.
**कविल** त्रि० સ્તુતિ કરનાર, શબ્દ કરનાર.
**कविलासिका** स्त्री० એક જાતની વીણા.
**कविवाल्मीकि** पु० વાલ્મીકી મુનિ.
**कविवेदिन्** त्रि० કાવ્ય જાણનાર.
**कवी** स्त्री० લગામ.
**कवीय** न० લગામ.
**कवीयत्** त्रि० કવિના જેવું, પોતાની સ્તુતિ કરવા ઇચ્છનાર.
**कवीयस्** त्रि० મહાન્ કવિ.
**कवीयसी** स्त्री० મહાન કવિ કોઈ સ્ત્રી.
**कवूल** न० જ્યોતિષપ્રસિદ્ધ તે નામનો એક યોગ.
**कवेल** न० કમળ.
**कवोष्ण** न० થોડો ગરમ સ્પર્શ.
**कवोष्ण** त्रि० થોડા ગરમ સ્પર્શવાળું.
**कव्य** न० પિતૃઓને ઉદ્દેશી અપાતું અન્ન.
**कव्य** त्रि० સ્તુતિ કરવા યોગ્ય, સ્તુતિ કરનાર.
**कव्यवाड** पु० નીચેનો શબ્દ જુઓ.
**कव्यवाल** पु० અગ્નિ, તે નામના પિતૃદેવ.
**कव्यवाह्** पु० અગ્નિ.
**कव्यवाह** पु० અગ્નિ.
**कव्यवाहन** पु० અગ્નિ.
**कश्** भ्वा० प० सेट् શબ્દ કરવો અ० જવું, શાસન કરવું स०
**कश** पु० ચાબુક કોરડો.
**कशाकृत्स्न** पु० તે નામનો એક ઋષિ
**कशास्** न० પાણી.
**कशा** स्त्री० ચાબુક.
**कशात्रय** न० ઘોડાને ત્રણ પ્રકારે ચાબુક મારવાની રીત.
**कशार्ह** त्रि० ચાબુક મારવા યોગ્ય.

**कशिक** પુ० નોળીયો.
**कशिकपाद** ત્રિ० નોળીયાના જેવા પગવાળું.
**कशिपु** પુ० અન્ન, આચ્છાદન-બીછાનું, પાથરણું, ઢાંકણું, એક જાતનું આસન, મસૂરીયું, ગાલમસૂરીયું, ઓશીકું.
**कशीका** સ્ત્રી० જેણે બચ્ચાં જણ્યાં હોય તેવી નોળીયણ.
**कशु** પુ० ચેદિપુત્ર એક રાજા.
**कशेरक** પુ० તે નામનો એક યક્ષ.
**कशेरु** સ્ત્રી० એક જાતનું તૃણકંદ, ત્વષ્ટાની ચૌદમી કન્યા.
**कशेरु** પુ० ભારતવર્ષના નવ ખંડમાંનો એક ખંડ.
**कशेरुक** પુ० એક જાતનો કંદ.
**कशेरुका** સ્ત્રી० પીઠનું હાડકું.
**कशेरू** સ્ત્રી० कशेरु જુઓ.
**कशेरुमत्** પુ० તે નામનો એક યવન રાજા.
**कशीक** ત્રિ० હિંસક રાક્ષસ વગેરે.
**कश्चन** અવ્ય० કોઇક.
**कश्चित्** અવ્ય० કોઇક.
**कश्मल** ન० મૂર્છા, મોહ, પાપ.
**कश्मल** ત્રિ० મલિન, મેલું, પાપી.
**कश्मश** ન० कश्मल પુ० જુઓ.
**कश्मीर** પુ० કાશ્મીર દેશ.
**कश्मीरजन्मन्** ન० કાશ્મીર દેશનું કેસર.
**कश्मीरज** ન० ઉપરનો અર્થ.
**कश्य** ન० દારૂ, ચાબુકના પ્રહારને યોગ્ય ઘોડાનો મધ્ય ભાગ.
**कश्य** ત્રિ० ચાબુકના પ્રહારને યોગ્ય.
**कश्यप** પુ० તે નામનો એક ઋષિ, એક જાતનો મૃગ, એક જાતનું માછલું, કાચબો.
**कश्यपनन्दन** પુ० ગરૂડ.
**कश्यपसुत** પુ० ગરૂડ.
**कष्** ભ્વા० પ० સ० સેટ્ નીચોવવું, ક્ષીણ કરવું, ઘસવું.
**कष** પુ० કસોટી કરવાનો પત્થર.
**कषण** ત્રિ० અપક્વ શલાટુ.
**कषण** ન० ઘસવું, ચલાવવું, હલાવવું, કંપાવવું.
**कषा** સ્ત્રી० ચાબુક.
**कषाकु** પુ० અગ્નિ, સૂર્ય.
**कषाय** પુ० ન० તુરો રસ, રાગ-દ્વેષાદિ દોષ, નિર્વિકલ્પક સમાધિનું એક વિઘ્ન, રાગી, અનુરાગવાળું, સુગંધી, અપટુ, રાગ, એક જાતનો ક્વાથ, નિર્યાસ-રસ, વિલેપન, અંગરાગ, કલિયુગ, લાલપીળો મિશ્રરંગ, ભગવો રંગ.
**कषाय** પુ० શ્યોનાક વૃક્ષ.
**कषाय** ત્રિ० તુરૂં, લાલ રંગવાળું.
**कषायकृत्** પુ० રાતું લોધર.
**कषायपाक** પુ० વૈદ્યકપ્રસિદ્ધ એક જાતનો ક્વાથ.
**कषायपान** ન० ઉકાળો પીવો તે.
**कषायपाणी** સ્ત્રી० તે નામનો એક દેશ.
**कषाययावनाल** પુ० તુવેર ધાન્ય.
**कषायवासिक** પુ० એક જાતનો કીડો.
**कषाया** સ્ત્રી० દુરાલભા વનસ્પતિ.
**कषायित** ત્રિ० તુરૂ થયેલ, કસાઇ ગયેલ, લાલ-પીળું થયેલ-લાલપીળું કરેલ.
**कषायिन्** પુ० સાગનું ઝાડ, ખજૂરનું ઝાડ, લકુચ વૃક્ષ.
**कषायिन्** ત્રિ० તુરૂં, કસાયલું, લાલ-પીળા રંગવાળું, ભગવા રંગવાળું.
**कषि** ત્રિ० હિંસા કરનાર.
**कषीका** સ્ત્રી० પક્ષી જાતિ, કોદાળી.
**कषेरुका** સ્ત્રી० कशेरुका જુઓ, એક જાતનો તૃણકંદ.
**कष्कष** પુ० એક જાતનું કૃમિ-કરમીયું-ચરમ, શત્રુ, રોગ વગેરે.
**कष्ट** ન० પીડા, દુઃખ.

**कष्ट** त्रि० પીડા કરનાર, ગહન, પીડાયુક્ત, કષ્ટસાધ્ય.

**कष्टकार** पु० સંસાર.

**कष्टकार** त्रि० પીડા કરનાર.

**कष्टकारक** पु० સંસાર.

**कष्टकारक** त्रि० કષ્ટકારક, દુઃખદાયક.

**कष्टरिपु** पु० કષ્ટસાધ્ય શત્રુ.

**कष्टस्थान** न० દુઃખદ સ્થાન.

**कस्** भ्वा० स० प० सेट् જવું. उद्+ ઉંચે જવું. निस्+निर्+દૂર કરવું, હાંકી કાઢવું. वि + પ્રકાશવું. अनु + वि + યોગ્ય રીતે વિકાસવું. प्र + वि + અત્યંત વિકાસવું. सम् + સારી રીતે જવું.

**कंस्** अदा० आत्म० स० सेट् નાશ કરવો, જવું.

**कस्** अदा० आ० स० सेट् નાશ કરવો, જવું.

**कस** पु० કસોટી કરવાનો પત્થર.

**कसन** पु० ઉધરસનો રોગ.

**कसना** स्त्री० એક જાતની લૂતા.

**कसनोत्पाटन** पु० અરડુસીનું ઝાડ.

**कसर्णीर** पु० એક જાતનો સર્પ.

**कसर्णील** पु० ઉપરનો અર્થ.

**कसाम्बु** न० શ્રાદ્ધકાળે પિતૃઓને આપવામાં આવતું જળ.

**कसिपु** पु० कशिपु० જુઓ, અન્ન.

**कसेरु** पु० कशेरु જુઓ, ભુંડને પ્રિય એવો એક જાતનો જળકંદ.

**कसेरुका** स्त्री० कशेरुका જુઓ, પીઠનું હાડકું.

**कस्कादि** पु० પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દસમૂહ.

**कस्तम्भी** स्त्री० ગાડાના આગળના ભાગમાં નીચે રહેલો ઉંટડો.

**कस्तीर** न० તે નામનું એક શહેર.

**कस्तुरिका** स्त्री० કસ્તૂરી.

**कस्तूरिका** स्त्री० નીચેનો શબ્દ જુઓ.

**कस्तूरी** स्त्री० મૃગની દુંટીમાં થનારો એક સુગંધી પદાર્થ.

**कस्तूरीमल्लिका** स्त्री० કસ્તૂરીના ગંધ જેવી ગંધવાળો એક જાતનો વેલો.

**कस्तूरीवल्लिका** स्त्री० ઉપરનો અર્થ.

**कस्मल** न० कश्मल જુઓ.

**कस्मल** त्रि० મેલું, પાપી.

**कस्वर** त्रि० જનાર, હિંસા કરનાર.

**कहय** पु० સૂર્યનો ઘોડો.

**कहिक** पु० દયાપાત્ર કરોડ.

**कह्व** पु० બગલો.

**कह्वय** पु० તે નામનો એક ઋષિ.

**कहियं** पु० તે નામનો એક ઋષિ.

**कहिल** पु० ઉપરનો અર્થ.

**कहोड** पु० તે નામનો એક ઋષિ.

**कहोल** पु० ઉપરનો અર્થ.

**कह्लार** न० ધોળું કમળ.

**कांथि** पु० કાંસાનું વાસણ.

**कांस** त्रि० કંસથી અધિષ્ઠિત, ભોજદેશમાં રહેનાર.

**कांसीय** न० કાંસું.

**कांस्य** न० કાંસું.

**कांस्यकार** पु० કંસારો.

**कांस्यनील** पु० એક પ્રકારનું અંજન—આંજણ.

**काक** पु० કાગડો, કાકજંઘા વનસ્પતિ, તે નામનો એક બેટ.

**काक** त्रि० લૂલું, લંગડું, થોડા જળવાળું.

**काक** न० કાગડાઓનો સમુદાય, એક પ્રકારનું તિલક, એક પ્રકારનો સુરતબંધ.

**काककङ्गु** पु० એક જાતનું ધાન્ય-કાંગ.

**काककला** स्त्री० કાકજંઘા નામની વનસ્પતિ.

**काककायति** पु० स्त्री० કાગડાનું સંતાન.

**काकघ्नी** स्त्री० મહાકરંજ નામનું ઝાડ.

**काकचञ्चा** स्त्री० ચણોઠી.

**काकचिञ्चा** સ્ત્રી० ચણોઠી.
**काकचिञ्चि** સ્ત્રી० ચણોઠી.
**काकचिञ्ची** સ્ત્રી० ચણોઠી.
**काकच्छद** પુ० ખંજન પક્ષી–દીવાળી ઘોડો.
**काकजङ्घा** સ્ત્રી० તે નામની એક વનસ્પતિ.
**काकजम्बु** સ્ત્રી० એક પ્રકારની જાંબુડી.
**काकजम्बू** સ્ત્રી० ઉપરનો અર્થ.
**काकण** ન० એક જાતનો કોઢનો રોગ.
**काकणक** ન० ઉપરનો અર્થ.
**काकणन्तिका** સ્ત્રી० ચણોઠી.
**काकणन्ती** સ્ત્રી० ચણોઠી.
**काकतालीय** ન० કાગડાનું બેસવું અને તાડના ફળનું પડવું–એ પ્રકારે આકસ્મિક પ્રાપ્તિ–સૂચક ન્યાય.
**काकतिक्ता** સ્ત્રી० કાકજંઘા વનસ્પતિ, ચણોઠી.
**काकतिन्दुक** પુ० એક જાતનું ઝાડ-એક જાતના પીલુનું ઝાડ.
**काकतिन्दुक** ન० કાકતિંદુક વૃક્ષનું ફળ–પીલુનું ફળ.
**काकतुण्ड** પુ० કાળું અગર.
**काकतुण्डफला** સ્ત્રી० કાકનાસા વનસ્પતિ.
**काकतुण्डिका** સ્ત્રી० ચણોઠી.
**काकतुण्डी** સ્ત્રી० જેનાથી ગિલ્ટ કરવામાં આવે છે તે પિત્તળ, કાકનાસાવૃક્ષ.
**काकदन्तगवेषण** પુ० કાગડાના દાંત શોધવા જેવો નિષ્ફળ પ્રયાસસૂચક ન્યાય.
**काकध्वज** પુ० વાડવાગ્નિ–વડવાનલ
**काकनामन्** પુ० એક જાતનું ઝાડ.
**काकनास** પુ० એક જાતનું ઝાડ.
**काकनासा** સ્ત્રી० કાકજંઘા વનસ્પતિ.
**काकनासिका** સ્ત્રી० ઉપરનો અર્થ, નસોતર.
**काकन्दक** પુ० કાકંદી દેશમાં હોનાર–થનાર–રહેનાર.
**काकन्दि** સ્ત્રી० તે નામના એક દેશ.
**काकन्दी** સ્ત્રી० ઉપરનો અર્થ.
**काकन्दीय** ત્રિ० કાકંદી દેશમાં વસનાર આયુધજીવી સંઘ.
**काकपक्ष** પુ० મસ્તક નીચે છેક કાનસુધી પહોંચેલા કેશ–કાનછરીયા.
**काकपक्षधर** ત્રિ० કાનછરીયા ધારણ કરનાર.
**काकपद** પુ० તે નામનો એક રતિબંધ.
**काकपद** ન० કાગડાનું પગલું, કાગડાના પગલા જેવડું કોઇ માપ, લેખકસંપ્રદાય-પ્રસિદ્ધ એક રેખા,
**काकपर्णी** સ્ત્રી० એક જાતની વનસ્પતિ.
**काकपीलु** પુ० કાગડાને પ્રિય એક જાતનું પીલુ.
**काकपीलुक** પુ० ઉપરનો અર્થ.
**काकपुच्छ** પુ० કોયલ.
**काकपुष्ट** પુ० કોયલ.
**काकपुष्प** ન० એક જાતનું વૃક્ષ.
**काकपेय** ત્રિ० જળથી ભરપૂર કુવો–નદ વગેરે.
**काकपेया** સ્ત્રી० જળથી ભરપૂર નદી.
**काकफल** પુ० લીંબડાનું ઝાડ.
**काकबन्ध्या** સ્ત્રી० કાગડીની પેઠે માત્ર એક પુત્રને જન્મ આપી વાંઝણી થયેલી સ્ત્રી.
**काकबलि** પુ० કાગડાને આપવાનો બળિ.
**काकभाण्डी** સ્ત્રી० મહાકરંજ વૃક્ષ.
**काकभीरु** પુ० ઘુવડ.
**काकमद्गु** પુ० દાત્યૂહ પક્ષી.
**काकमर्द** પુ० મહાકાલ વૃક્ષ.
**काकमर्दक** પુ० ઉપરનો અર્થ.
**काकमाचिका** સ્ત્રી० કાયફળનો વેલો.
**काकमाची** સ્ત્રી० ઉપરનો અર્થ.
**काकमातृ** સ્ત્રી० ઉપરનો અર્થ,
**काकमुद्गा** સ્ત્રી० काकपर्णी જુઓ.
**काकयव** પુ० એક નિષ્ફળ ઘાસ–ધાન્ય.
**काकरुत** ન० કાગડાનો શબ્દ.
**काकरुहा** સ્ત્રી० એક જાતનું ઝાડ.

**काकरूक** પુ० સ્ત્રીને વશ થયેલો—સ્ત્રીના કહેવા પ્રમાણે કરનારો કોઇ પુરૂષ, દંભ, પાખંડ, ઘુવડ.

**काकरूक** ત્રિ० નિર્ધન, બીકણ, દિગંબર.

**काकल** ન० ડોકમાં રહેલો ઉન્નત પ્રદેશ—કાકડો.

**काकल** પુ० દ્રોણકાક-એક જાતનો કાગડો.

**काकलक** પુ० કાગડો, એક જાતનો કાગડો, સાઠ દિવસે થનારૂં એક જાતનું ધાન્ય.

**काकलि** સ્ત્રી० સૂક્ષ્મ અને મધુર એવો અસ્ફૂટ અવાજ, ચોરીનું સાધન પદાર્થ, ચણોઠી.

**काकली** સ્ત્રી० ઉપરના અર્થ.

**काकलीकल** પુ० काकलीरव જુઓ.

**काकलीद्राक्षा** સ્ત્રી० બીયાં વગરની ઝીણી દ્રાક્ષ.

**काकलीरव** પુ० કોયલ, સૂક્ષ્મ અને મધુર એવો અવાજ.

**काकवल्लभा** સ્ત્રી० એક જાતની જાંબુડી.

**काकवल्लरी** સ્ત્રી० નીચેનો અર્થ.

**काकवल्ली** સ્ત્રી० સ્વર્ણવલ્લી નામનો વેલો.

**काकशिम्बी** પુ० काकतुण्डी જુઓ.

**काकशीर्ष** પુ० બકવૃક્ષ—નામનું ઝાડ.

**काकस्त्री** સ્ત્રી० ઉપરનો અર્થ.

**काकस्फूर्ज** પુ० काकतिन्दुक જુઓ.

**काका** સ્ત્રી० કાકનાસા વૃક્ષ, કાકોલી વૃક્ષ, કાકજંઘા વનસ્પતિ, ચણોઠી, મલપૂનામની વનસ્પતિ, काकमाची જુઓ.

**काकाक्षिगोलकन्याय** પુ० જેમ કાગડાનું એક નેત્ર બન્ને તરફ ફરીને નેત્રકાર્ય કરે છે તેમ બન્ને તરફ સંબંધ જણાવનારો ન્યાય.

**काकाङ्गा** સ્ત્રી० કાકજંઘા વનસ્પતિ.

**काकाङ्गी** સ્ત્રી० काकजंघा.

**काकाञ्ची** સ્ત્રી० કાકજંઘા—વનસ્પતિ,

**काकाण्ड** પુ० ન० કાગડીનું ઈંડું.

**काकाण्ड** પુ० મહાનિંબ વૃક્ષ.

**काकाण्डा** સ્ત્રી० નીચેનો અર્થ.

**काकाण्डी** સ્ત્રી० કોલશિંબી વનસ્પતિ, મહાજ્યોતિષ્મતી વનસ્પતિ.

**काकाण्डीला** સ્ત્રી० कोलशिंबी જુઓ.

**काकादनी** સ્ત્રી० ચણોઠી, ધોળી ચણોઠી, કુલિક વૃક્ષ.

**काकायु** પુ० સ્વર્ણવલ્લી વૃક્ષ.

**काकार** ત્રિ० પાણીને સ્ત્રવનાર—ઝરનાર.

**काकारि** પુ० ઘુવડ.

**काकाल** પુ० એક જાતનો કાગડો.

**काका** પુ० સ્ત્રી० કાગડાનું સંતાન.

**काकिणिका** સ્ત્રી० માસનો ચોથો ભાગ, પણનો ચોથો ભાગ, એક પૈસો.

**काकिणी** સ્ત્રી० ઉપરનો અર્થ.

**काकिनी** સ્ત્રી० ઉપરનો અર્થ.

**काकिल** પુ० કાકડો.

**काकी** સ્ત્રી० કાગડી, એક જાતની વેલ, કાકોલી વનસ્પતિ.

**काकु** સ્ત્રી० શોક—ભય વગેરેથી અવાજમાં વિકાર.

**काकुत्स्थ** પુ० કકુત્સ્થનો વંશજ.

**काकुद** ન० તાળવું.

**काकुभ** ત્રિ० કકુભ છંદનો પ્રગાથ વગેરે, દિશાસંબંધી.

**काकेक्षु** પુ० એક જાતનું ઘાસ, એક જાતનો કાસડો.

**काकेन्दु** પુ० કુલિકવૃક્ષ.

**काकेष्ट** પુ० લીંબડાનું ઝાડ.

**काकोचिक** પુ० એક જાતનું માછલું.

**काकोची** સ્ત્રી० એક જાતની માછલી.

**काकोडुम्बर** પુ० એક જાતનું ઉંબરાનું ઝાડ.

**काकोडुम्बरिका** સ્ત્રી० એક જાતનો ઉબરો.

**काकोदुम्बर** પુ० ઉપરનો અર્થ.

**काकोदुम्बरिका** સ્ત્રી० એક જાતના ઉંબરાનું ઝાડ.

**काकोदर** पु० सर्प.

**काकोल** न० ते नामे એક નરક.

**काकोल** पु० ते नामनुं એક નરક, એક જાતનો કાગડો, કુંભાર, સર્પ, એક જાતનું ભુંડ, કાકોલી વનસ્પતિ.

**काकोली** स्त्री० ते नामनी એક વનસ્પતિ.

**काकोलूक** न० કાગડો અને ઘુવડ.

**काकोलूकिका** स्त्री० કાગડો અને ઘુવડ વચ્ચે વૈરભાવ.

**काकोल्यादि** पु० વૈદકપ્રસિદ્ધ કાકોલી વગેરે વનસ્પતિનો સમૂહ.

**काकोष्ठक** पु० સુશ્રુતપ્રસિદ્ધ એક કર્ણ-બંધાકૃતિ.

**कांक्ष्** भ्वा० प० अ० सेट् ઇચ્છવું .अनु+ અનુકૂલપણે ઇચ્છવું, अभि+ સન્મુખપણે ઇચ્છવું, आ+ સારી રીતે ઇચ્છવું, प्रति+ સામી આશા રાખવી, प्रति+ आ+ સામેથી આશા રાખવી, સામેથી ઇચ્છવું.

**काक्ष** पु० કટાક્ષ.

**काक्षी** स्त्री० તુવેર, સોરઠી માટી.

**काक्षीव** पु० ગૌતમથી શુદ્ર જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો એક પુત્ર, સરગવાનું ઝાડ.

**काक्षीवक** पु० સરગવાનું ઝાડ.

**काक्षीवत्** पु० દીર્ઘતમસ્ ઋષિનો શુદ્ર સ્ત્રીમાં ઉત્પન્ન થયેલ એક પુત્ર.

**काक्षीवत** पु० કક્ષીવત્ મુનિનો પુત્ર.

**काक्षीवत** त्रि० કક્ષીવત મુનિસબંધી.

**काग** पु० કાગડો.

**कागद** न० લખવાનો કાગળ.

**काग्नि** पु० થોડો અગ્નિ.

**कांक्षा** स्त्री० અભિલાષ, ઇચ્છા.

**काङ्का** स्त्री० કોડી.

**कांच्** भ्वा० आ० सेट् દીપવું, પ્રકાશવું अ० બાંધવુ स०.

**काच** न० કાચ, નેત્રનો એક રોગ.

**काच** पु० કાચ, એક જાતનો મણિ, ક્ષાર, શીકું.

**काचन** न० પુસ્તક વગેરેનું બંધન.

**काचन** अव्य० કોઈક સ્ત્રી.

**काचनक** न० પુસ્તક વગેરેનું બંધન.

**काचनकिन्** पु० લેખપત્ર.

**काचभाजन** न० કાચનું વાસણ.

**काचमल** न० કાચમાંથી થનારૂં એક જાતનું મીઠું.

**काचलवण** न० ઉપરનો અર્થ.

**काचसंभव** न० काचमल જુઓ.

**काचसौवर्चल** न० काचमल જુઓ.

**काचस्थाली** स्त्री० કાચની રકાબી, ફલેરુહા વૃક્ષ.

**काचाक्ष** पु० એક જાતનો બગલો.

**काचिघ** पु० સોનું, ચાડીયો.

**काचित** त्रि०શીંકા ઉપર ચઢાવેલ.

**काचित्** अव्य० કોઇક સ્ત્રી.

**काचिम** पु० દેવમંદિરમાં ઉત્પન્ન થયેલ એક જાતનું ઝાડ.

**काचूक** पु० મોર, કુકડો, કોકપક્ષી, ચક્રવાક પક્ષી, કાચંડો.

**काचोद्भव** न० काचमल જુઓ.

**काजल** न० ખરાબ પાણી.

**काञ्चन** न० દીપવું, પ્રકાશવું, સોનું, પદ્મકેસર, નાગકેસરનું ફૂલ, ધન, હરતાલ, બંધન.

**काञ्चन** पु० ચંપાનું ઝાડ, નાગકેસરનું ઝાડ, ઉંબરાનું ઝાડ, ધંતુરાનું ઝાડ, કાંચન વૃક્ષ.

**काञ्चन** त्रि० સોનાનો વિકાર–દાગીના વગેરે.

**काञ्चन** अव्य० કોઈક સ્ત્રીને.

**काञ्चनक** न० હરતાલ.

**काञ्चनक** पु० કોવિદાર વૃક્ષ.

**काञ्चनकदली** स्त्री० સોનેરી કેળ.

**काञ्चनकारिणी** स्त्री० શતમૂલી વનસ્પતિ.

**काञ्चनक्षीरिणी** स्त्री० એક જાતનો વેલો.

લગભગ ફૂલજ હોય છે.

**कृष्णकाक** પુ૦ કાળો એક જાતનો કાગડો.

**कृष्णकाकी** સ્ત્રી૦ એક જાતની કાળી કાગડી.

**कृष्णकापोती** સ્ત્રી૦ તે નામે એક ઔષધિ.

**कृष्णकाय** પુ૦ પાડો.

**कृष्णकाया** સ્ત્રી૦ ભેંસ.

**कृष्णकाष्ठ** ન૦ કાળું અગર.

**कृष्णकाष्ठक** ન૦ કાળું અગર.

**कृष्णकेलि** સ્ત્રી૦ તે નામે ફૂલઝાડ.

**कृष्णकोहल** પુ૦ જુગારી.

**कृष्णगङ्गा** સ્ત્રી૦ કૃષ્ણવેણા નામની નદી.

**कृष्णगतरोग** પુ૦ નેત્રની કાળી કીકીમાં એક રોગ.

**कृष्णगति** પુ૦ અગ્નિ, ચિત્રક વૃક્ષ.

**कृष्णगन्ध** પુ૦ સરગવાનું ઝાડ.

**कृष्णगन्धा** સ્ત્રી૦ સરગવો.

**कृष्णगर्भ** પુ૦ કાયફળ.

**कृष्णगिरि** પુ૦ નીલગિરિ પર્વત.

**कृष्णगोधा** સ્ત્રી૦ એક જાતનો કીડો.

**कृष्णग्रीव** ત્રિ૦ કાળી ડોકવાળું.

**कृष्णग्रीव** પુ૦ શિવ.

**कृष्णचञ्चक** પુ૦ ચણો-ધાન્ય.

**कृष्णचतुर्दशी** સ્ત્રી૦ અંધારી ચૌદશ.

**कृष्णचन्दन** ન૦ કૃષ્ણને પ્રિય ચંદન, હરિચંદન-ધોળું સુખડનું ચંદન.

**कृष्णचन्द्र** પુ૦ વાસુદેવ શ્રીકૃષ્ણ.

**कृष्णचर** ત્રિ૦ પૂર્વે શ્રીકૃષ્ણ સાથે જેનો સંબંધ હોય તે.

**कृष्णचूडा** સ્ત્રી૦ તે નામનું એક ફૂલઝાડ.

**कृष्णचूडिका** સ્ત્રી૦ ચણોઠી.

**कृष्णचूर्ण** ન૦ લોઢાનો મેલ.

**कृष्णजटा** સ્ત્રી૦ જટામાંસી વનસ્પતિ.

**कृष्णजीर** પુ૦ કાળું જીરૂં.

**कृष्णजीरक** પુ૦ કાળું જીરૂં.

**कृष्णतण्डुला** સ્ત્રી૦ કર્ણસ્ફોટ નામનો વેલો.

**कृष्णता** સ્ત્રી૦ કાળાશ, કાળાપણું.

**कृष्णत्व** ન૦ ઉપરના અર્થ.

**कृष्णताम्र** ન૦ ગોશીર્ષ ચંદન-ગોરોચના.

**कृष्णतार** પુ૦ કાળો મૃગ, હરકોઈ મૃગ.

**कृष्णतारी** સ્ત્રી૦ કાળી મૃગલી, હરકોઇ મૃગલી.

**कृष्णत्रिवृता** સ્ત્રી૦ કાળું નસોતર

**कृष्णदन्त** ત્રિ૦ કાળા દાંતવાળું.

**कृष्णदन्ता** સ્ત્રી૦ એક જાતનું ઝાડ-કાશ્મરી વૃક્ષ.

**कृष्णदेह** પુ૦ ભમરો, કાળા રંગનું શરીર.

**कृष्णदेह** ત્રિ૦ કાળા શરીરવાળું.

**कृष्णद्वैपायन** પુ૦ વેદવ્યાસ.

**कृष्णधत्तूर** પુ૦ કાળા ધંતુરાનું ઝાડ.

**कृष्णधत्तूरक** પુ૦ ઉપરનો અર્થ.

**कृष्णधन** ન૦ જુગાર વગેરેથી મેળવેલ ધન.

**कृष्णधूस्तुर** પુ૦ કાળા ધંતુરાનું ઝાડ.

**कृष्णपक्ष** પુ૦ કાળું પખવાડીયું, અંધારીયું પખવાડીયું.

**कृष्णपदी** સ્ત્રી૦ કાળા પગવાળી સ્ત્રી.

**कृष्णपर्णी** સ્ત્રી૦ કાળી તુલસી.

**कृष्णपवि** પુ૦ અગ્નિ.

**कृष्णपाक** પુ૦ કરમદાનું ઝાડ.

**कृष्णपाकफल** પુ૦ કરમદાનું ઝાડ.

**कृष्णपिङ्गल** ત્રિ૦ કાળા અને પીંગળા-રંગવાળું.

**कृष्णपिङ्गला** સ્ત્રી૦ દુર્ગા દેવી.

**कृष्णपिण्डीतक** પુ૦ એક જાતનું ઝાડ.

**कृष्णपिण्डीर** પુ૦ તે નામે એક ઝાડ.

**कृष्णपिपीलिका** સ્ત્રી૦ કાળી કીડી.

**कृष्णपिप्पली** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**कृष्णपुष्प** પુ૦ કાળા ધંતુરાનું ઝાડ.

**कृष्णपुष्पी** સ્ત્રી૦ રાઇનું ઝાડ, પ્રિયંગુ વૃક્ષ.

**कृष्णफल** પુ૦ કરમદાનું ઝાડ.

**कृष्णफलपाक** પુ૦ ઉપરનો અર્થ.

**कृष्णफला** સ્ત્રી૦ સોમરાજી નામે વનસ્પતિ.

**कृष्णवलक्ष** પુ૦ કાળો અને ધોળો રંગ.

**कृष्णवलक्ष** ત્રિ૦ કાળા અને ધોળા રંગવાળું.

**कृष्णबीज** પુ૦ તરબુચ, કાલીંગડું, સરગવાનું ઝાડ.

**कृष्णभूम** પુ૦ કાળી જમીનવાળો પ્રદેશ.

**कृष्णभूमि** સ્ત્રી૦ કાળી જમીન.

**कृष्णभूमिज** ત્રિ૦ કાળી જમીનમાં ઉત્પન્ન થનાર.

**कृष्णभूमिजा** સ્ત્રી૦ ગોમૂત્રિકાતૃણ નામે ઘાસ.

**कृष्णभेदा** સ્ત્રી૦ કડુ નામની વનસ્પતિ.

**कृष्णभेदी** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**कृष्णमण्डल** ન૦ નેત્રમાંનો અમુક અવયવ–કીકીનો ભાગ.

**कृष्णमल्लिका** સ્ત્રી૦ કાળી તુલસી.

**कृष्णमत्स्य** પુ૦ એક જાતનું માછલું.

**कृष्णमुख** ત્રિ૦ કાળા મુખવાળું, કાળા અગ્ર ભાગવાળું.

**कृष्णमुख** પુ૦ કાળા મુખવાળો વાનર, તે નામે એક દાનવ.

**कृष्णमुखा** સ્ત્રી૦ ઉપલસરી નામે વનસ્પતિ.

**कृष्णमुखी** સ્ત્રી૦ કાળા મુખવાળી વાનરી.

**कृष्णमुद्ग** પુ૦ કાળા મગ

**कृष्णमूली** સ્ત્રી૦ કાળાં મૂળવાળી તે નામે એક વનસ્પતિ.

**कृष्णमृग** સ્ત્રી૦ કાળો મૃગ.

**कृष्णमृत्तिक** પુ૦ કાળી માટીવાળો દેશ.

**कृष्णमृत्तिका** સ્ત્રી૦ કાળી માટી.

**कृष्णमृद्** સ્ત્રી૦ કાળી માટી.

**कृष्णमृद्** ત્રિ૦ કાળી માટીવાળું.

**कृष्णयजुर्वेद** પુ૦ તૈત્તિરીય શાખારૂપ એક યજુર્વેદ.

**कृष्णयाम** પુ૦ અગ્નિ.

**कृष्णरक्त** પુ૦ કાળો અને લાલ રંગ.

**कृष्णरक्त** ત્રિ૦ કાળા અને લાલ રંગવાળું.

**कृष्णरुहा** સ્ત્રી૦ જતુકા નામે વનસ્પતિ.

**कृष्णरूप्य** ત્રિ૦ કૃષ્ણનો કોઈ ભૂતકાળનો સંબંધી.

**कृष्णल** પુ૦ ચણોઠીનું ઝાડ, ચણોઠીભાર વજન.

**कृष्णलक** પુ૦ ચણોઠીનું ઝાડ.

**कृष्णलक** ન૦ ચણોઠીભાર વજન.

**कृष्णलवण** ન૦ કાળું મીઠું–સંચળ.

**कृष्णला** સ્ત્રી૦ ચણોઠી.

**कृष्णलोह** પુ૦ લોહચુંબક.

**कृष्णलोहित** પુ૦ કાળો અને લાલ મિશ્ર રંગ.

**कृष्णलोहित** ત્રિ૦ કાળા અને લાલ રંગથી મિશ્ર.

**कृष्णवक्त्र** પુ૦ કાળા મુખવાળો વાનર.

**कृष्णवक्त्र** ત્રિ૦ કાળા મુખવાળું.

**कृष्णवक्त्रा** સ્ત્રી૦ કાળા મુખવાળી વાનરી.

**कृष्णवर्ण** પુ૦ કાળો રંગ, રાહુ ગ્રહ, શૂદ્ર.

**कृष्णवर्ण** ત્રિ૦ કાળા રંગવાળું.

**कृष्णवर्त्मन्** પુ૦ અગ્નિ, ચિત્રક વૃક્ષ,રાહુ ગ્રહ.

**कृष्णवर्त्मन्** ન૦ શ્રીકૃષ્ણરૂપ શરણુ–ગતિ.

**कृष्णवर्त्मन्** ત્રિ૦ દુષ્ટ કર્મ કરનાર.

**कृष्णवर्वर** પુ૦ કાળી તુલસી.

**कृष्णवर्वरक** પુ૦ કાળી તુલસી.

**कृष्णवल्लिका** સ્ત્રી૦ જતુકા નામનો વેલો.

**कृष्णवल्ली** સ્ત્રી૦ કાળી તુલસી, કાકડી, એક જાતની ઉપલસરી વનસ્પતિ.

**कृष्णवानर** પુ૦ એક જાતનો વાનર.

**कृष्णवानरी** સ્ત્રી૦ એક જાતની વાનરી.

**कृष्णविषाणा** સ્ત્રી૦ યજમાનને ખણવાનું એક સાધન.

**कृष्णवीज** પુ૦ રાતો સરગવો.

**कृष्णवीज** ન૦ તરબુચ, કાલીંગડું.

**कृष्णवृन्ता** સ્ત્રી૦ પાડલ વનસ્પતિ, માષપર્ણી વૃક્ષ.

**कृष्णवृन्तिका** સ્ત્રી૦ ગાંભારી વનસ્પતિ.

**कृष्णवेणा** સ્ત્રી૦ તે નામે એક નદી.

**कृष्णव्रीहि** પુ૦ એક જાતના ચોખા.

**कृष्णश्म** न० કાળી કીનારીવાળું પણ પોતે કાળું ન હોય તેવું વસ્ત્ર.
**कृष्णशकुनि** પુ० કાગડો.
**कृष्णशार** પુ० કાળો મૃગ.
**कृष्णशालि** પુ० એક જાતના ચોખા.
**कृष्णशिग्रु** પુ० કાળો સરગવો.
**कृष्णशिम्बिका** સ્ત્રી० તેનામે એક વનસ્પતિ.
**कृष्णशृङ्ग** પુ० પાડો.
**कृष्णशृङ्गी** સ્ત્રી० ભેંસ.
**कृष्णश्रित** ત્રિ० કૃષ્ણનો આશ્રિત, કૃષ્ણનો ભક્ત.
**कृष्णसख** પુ० અર્જુન, સાદડાનું ઝાડ.
**कृष्णसखि** સ્ત્રી० કાળું જીરૂં.
**कृष्णसमुद्भव** પુ० કૃષ્ણનો પુત્ર પ્રદ્યુમ્ન વગેરે.
**कृष्णसमुद्भवा** સ્ત્રી० કૃષ્ણગંગા.
**कृष्णसर्प** પુ० કાળો સાપ.
**कृष्णसर्पा** સ્ત્રી० એક જાતની ઔષધિ.
**कृष्णसर्षप** પુ० કાળો સરસવ.
**कृष्णसार** પુ० કાળો મૃગ, થોરનું ઝાડ, સીસમનું ઝાડ, ખેરનું ઝાડ.
**कृष्णसारङ्ग** પુ० કાળો મૃગ.
**कृष्णसारथि** પુ० પાંડવ–અર્જુન, સાદડાનું ઝાડ.
**कृष्णसारा** સ્ત્રી० શીશમનું ઝાડ.
**कृष्णसारी** સ્ત્રી० કાળી મૃગલી, શીશમનું ઝાડ.
**कृष्णसुन्दर** પુ० વાસુદેવ શ્રીકૃષ્ણ.
**कृष्णस्कन्ध** પુ० તમાલ વૃક્ષ.
**कृष्णस्वसृ** સ્ત્રી० દુર્ગા દેવી.
**कृष्णा** સ્ત્રી० પાંડવપત્ની દ્રૌપદી, નીલી વૃક્ષ, પીપર, દ્રાક્ષ, કાળી સાટોડી, કાળીજીરી, ગાંભારી વનસ્પતિ, કડુ વનસ્પતિ, કાળી ઉપલસરી, કાળો સુરમો, તે નામે એક નદી, રાજસરસવ. કાળી નગોડ, કાકોલી વનસ્પતિ, જટામાંસી વનસ્પતિ, કસ્તૂરી, વનસ્પતિ બાબચી, દુર્ગા દેવી.
**कृष्णागुरु** ન० કાળું અગર.
**कृष्णाचल** પુ० ગિરનાર પર્વત, નીલગિરિ પર્વત.
**कृष्णाजिन** ન० કાળા મૃગનું ચામડું, કાળું મૃગચર્મ.
**कृष्णाजिनिन्** ત્રિ० કાળા મૃગનું ચર્મ ધારણ કરનાર.
**कृष्णाञ्जनी** સ્ત્રી० કાલાંજની નામનું વૃક્ષ.
**कृष्णाद्यतैल** ન० વૈદ્યકપ્રસિદ્ધ એક ઔષધરૂપ તેલ.
**कृष्णानदी** સ્ત્રી० કૃષ્ણગંગા નામે નદી.
**कृष्णाध्वन्** પુ० અગ્નિ.
**कृष्णानन्द** પુ० તે નામે એક વિદ્વાન તંત્રશાસ્ત્રી.
**कृष्णाभा** સ્ત્રી० કાલાંજની નામે વૃક્ષ.
**कृष्णामिष** ન० કાળું લોઢું.
**कृष्णायस** ન० ઉપરનો અર્થ.
**कृष्णार्चिस्** પુ० અગ્નિ.
**कृष्णार्जक** પુ० કાળી તુલસી.
**कृष्णालु** પુ० એક જાતનું આલુ.
**कृष्णावास** પુ० પીપળાનું ઝાડ.
**कृष्णाश्रित** ત્રિ० कृष्णश्रित જુઓ.
**कृष्णाष्टमी** સ્ત્રી० અંધારી આઠમ, કૃષ્ણ પક્ષની આઠમ, શ્રીકૃષ્ણના જન્મ દિવસની આઠમ–જન્માષ્ટમી.
**कृष्णिका** સ્ત્રી० રાજસરસવ.
**कृष्णिमन्** પુ० કાળાશ.
**कृष्णीकरण** ન० કાળું કરવું.
**कृष्णीभूत** ત્રિ० કાળું થયેલ.
**कृष्णेक्षु** પુ० કાળી જંગલી શેલડી.
**कृष्णोदर** પુ० એક જાતનો સર્પ.
**कृष्णोदर** ત્રિ० કાળા પેટવાળું.
**कृष्णोदुम्बरिका** સ્ત્રી० કાકોદુંબરિકા નામે વનસ્પતિ.
**कृष्य** ત્રિ० ખેંચવા યોગ્ય, ખેડવા યોગ્ય.
**कृसर** પુ० कृशर જુઓ.

**कृसरा** स्त्री० कृशरा જુઓ.

**कृसान** न० कृत्तिका નક્ષત્ર.

**कॄ** तुदा० प० स० सेट् ફેંકવું, વેરવું, વિખેરવું, છુટું છવાયું નાખવું. अनु+પાછળ ફેંકવું. अप+હર્ષપૂર્વક વાસ કરવાને તથા ભક્ષણ કરવાને ખોદવું, ખરી પડવું. अव+નીચે ફેંકવું, દૂર ફેંકવું, વ્રતથી ભ્રષ્ટ થવું. आ+ચોતરફ ફેંકવું, વિસ્તાર કરવો, ફેલાવું. उद्+ઉંચે ખોદવું, કોતરવું, ઢગલો કરવો. सम्+उद्+છેદવું, ચીરી નાખવું, હિંસા કરવી, કોતરવું. उप+છેદવું, કાપવું. परा+સારી રીતે ફેંકવું, વ્યાપ્ત થવું. प्र+અત્યંત ફેંકવું, ભિન્ન ભિન્ન જાતિનાઓ સાથે મળી જવું. प्रति+હિંસા કરવી, ચીરી નાખવું. वि+ફેંકવું, ઉરાડવું. सम्+મિશ્ર થવું. શેળભેળ થવું.

**कॄ** क्र्या० उभ० स० सेट् હિંસા કરવી, મારી નાખવું.

**कॄ** चु० आ० स० सेट् જાણવું.

**कॄत्** चु० उभ० स० सेट् સંશય કરવો, જાહેર કરવું, વખાણવું.

**कॢप्त** त्रि० રચેલ, કલ્પેલ, નિયમ કરેલ, ગોઠવેલ, છેદેલ, કાપેલ.

**कॢप्तकीला** स्त्री० વ્યવસ્થાલિપી–પાકું કરારનામું વગેરે.

**कॢप्तधूप** पु० શેલારસ, બનાવટી ધૂપ.

**कॢप्ति** स्त्री० કલ્પના, નિશ્ચય, નિયતપણું.

**कॢप्तिक** त्रि० ખરીદેલ, વેચાતું લીધેલ.

**केकय** पु० बहु० તે નામે દેશ.

**केकय** पु० કેકય દેશનો રાજા, દ્વાપર યુગમાં થયેલ તે નામે એક રાજા.

**केकयी** स्त्री० કેકય રાજાની કન્યા–દશરથ રાજાની એક સ્ત્રી–ભરતની માતા.

**केकर** त्रि० ટેઢી આંખવાળું.

**केकर** पु० તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ ચાર વર્ણનો એક મંત્ર.

**केकल** पु० નટ, નૃત્ય કરનાર પુરૂષ.

**केका** स्त्री० મોર પક્ષીની વાણી.

**केकावल** पु० મોર પક્ષી.

**केकावली** स्त्री० મોર પક્ષિણી–ઢેલ.

**केकिक** पु० મોર પક્ષી.

**केकिका** स्त्री० મોર પક્ષિણી–ઢેલ.

**केकिन्** पु० મોર પક્ષી.

**केकिनी** स्त्री० મોર પક્ષિણી–ઢેલ.

**केकेयी** स्त्री० केकयी જુઓ.

**केचन** अव्य० કેટલાક, કોઇક.

**केचक** न० कचु શબ્દ જુઓ.

**केचित्** अव्य० કેટલાંક.

**केचुक** न० कचु જુઓ.

**केणिका** स्त्री० પટમંડપ–તંબુ.

**केत्** चु० उभ० स० सेट् મંત્રણા ચલાવવી, મસલત કરવી, યથોચિત ભાષણ કરવું.

**केत** पु० નિવાસ, રહેઠાણ, ઘર, પ્રજ્ઞા, બુદ્ધિ, સંકલ્પ, ધ્વજ, મંત્રણા કરવી.

**केत** त्रि० જાણનાર.

**केतक** पु० કેવડાનું ઝાડ, ધ્વજ–ધજા.

**केतक** न० કેવડાનું ફૂલ–કેવડો.

**केतकी** स्त्री० કેવડાનું ઝાડ.

**केतन** न० નિમંત્રણ કરવું, બોલાવવું, ધજા, ચિન્હ, ઘર, સ્થાન, રહેઠાણ, નિશાન, કૃત્ય.

**केतु** पु० પ્રજ્ઞા, બુદ્ધિ, કેતુ નામે ગ્રહ, દીપ્તિ, કાંતિ, પતાકા, ચિન્હ જ્યોતિષપ્રસિદ્ધ એક ઉત્પાત, ધજા.

**केतुकुण्डली** स्त्री० જ્યોતિષપ્રસિદ્ધ એક ચક્ર

**केतुतारा** स्त्री० ધૂમકેતુ.

**केतुधमन** पु० તે નામે એક રાજા.

**केतुपताका** स्त्री० જ્યોતિષપ્રસિદ્ધ તે નામે એક ચક્ર.

**केतुभ** पु० મેઘ.

**केतुमत्** त्रि० ચિન્હ વગેરેથી યુક્ત, પ્રજ્ઞા વગેરેથી યુક્ત.

**केतुमत्** पु० કાશી રાજા દિવોદાસના વંશને

એક રાજા, તે નામે એક મહેલ, તે નામે ધન્વંતરીનો એક પુત્ર, તે નામનો એક દાનવ.

**केतुमती** સ્ત્રી૰ તે નામે એક છંદ.

**केतुमाल** પુ૰ આગ્નીધ્ર રાજાનો એક પુત્ર, જંબુદ્વીપમાં આવેલો એક ખંડ.

**केतुमाला** સ્ત્રી૰ અવંતી દેશમાં આવેલી તે નામે એક નદી.

**केतुमालि** પુ૰ શંબરાસુર દૈત્યનો સેનાધિપતિ.

**केतुमालिन्** પુ૰ ઉપરનો અર્થ.

**केतुयष्टि** સ્ત્રી૰ ધજાનો દાંડો.

**केतुरत्न** ન૰ વૈડૂર્ય મણિ.

**केतुवसन** ન૰ વાવટાનું વસ્ત્ર.

**केतुवीर्य** પુ૰ તે નામે એક દાનવ.

**केतुवृक्ष** પુ૰ મેરૂપર્વતની ચારે દિશામાં રહેલા મંદરાચલ વગેરે પર્વતના ચિન્હરૂપ એક વૃક્ષ.

**केतुशृङ्ग** પુ૰ પુરૂવંશી એક રાજા.

**केदर** પુ૰ તે નામે એક વૃક્ષ.

**केदर** ત્રિ૰ ટેડી આંખવાળું.

**केदार** પુ૰ હિમાલય ઉપર આવેલો એક પર્વત, બદ્રિકાશ્રમ પ્રદેશ, ક્યારો, પાણીને રોકવા માટે ચોતરફ પાજ બાંધેલું ક્ષેત્ર.

**केदार** ન૰ હિમાલયમાં આવેલું શિવલિંગ, કાશીમાં આવેલું એક શિવલિંગ.

**केदारक** પુ૰ ખેડેલા ખેતરમાં ઉત્પન્ન થયેલ ડાંગેર.

**केदारकटुका** સ્ત્રી૰ એક જાતનું કડુ વનસ્પતિ.

**केदारखण्ड** પુ૰ વ્યાસે રચેલા સ્કંદપુરાણની અંદરનો એક ભાગ.

**केदारज** ત્રિ૰ ખેડેલા ખેતરમાં ઉત્પન્ન થયેલ ડાંગેર વગેરે.

**केदारज** ન૰ પદ્મકાષ્ટ.

**केदारजात** ત્રિ૰ केदारज ત્રિ૰ જુઓ.

**केदारेश** પુ૰ તે નામે એક મહાદેવ.

**केदारेश्वर** પુ૰ તે નામે એક મહાદેવ.

**केन** ન૰ કેન ઉપનિષદ.

**केनती** સ્ત્રી૰ કામક્રીડા.

**केनार** પુ૰ કુંભી નામે નરક, મસ્તક, ગાલ, સાંધો.

**केनिप** પુ૰ બુદ્ધિમાન પુરૂષ.

**केनिपात** પુ૰ નૌકા ચલાવવાનું કાષ્ઠનું એક સાધન.

**केनिपातक** પુ૰ ઉપરનો અર્થ.

**केन्दु** પુ૰ તિંદુક વૃક્ષ, ગાલવ વૃક્ષ, સંગીતપ્રસિદ્ધ એક તાલ.

**केन्दुक** પુ૰ ઉપરના અર્થ.

**केन्दुवाल** પુ૰ केनिपात જુઓ.

**केन्दुविल्व** પુ૰ ગીતગોવિંદ નામના ગ્રંથના કર્તા જયદેવના રહેઠાણનું તે નામે એક ગામ.

**केन्द्र** ન૰ વૃત્તક્ષેત્રનું મધ્ય સ્થાન, ગ્રહોનું ઉચ્ચ સ્થાનાન્તર, જ્યોતિષપ્રસિદ્ધ કેન્દ્ર સ્થાન.

**केन्द्र** પુ૰ જ્યોતિષપ્રસિદ્ધ એક યોગ—જે પ્રયાણમાં શુભ છે.

**केन्द्रिन** પુ૰ કેન્દ્ર સ્થાનમાં રહેલ ગ્રહ.

**केप्** ભ્વા૰ આ૰ સ૰ સેટ્ ચાહવું, કાંપવું, ધ્રુજવું.

**केपि** ત્રિ૰ નિંદ્ય દુષ્ટ કર્મ કરનાર.

**केमद्रुम** પુ૰ જ્યોતિષપ્રસિદ્ધ એક યોગ.

**केमुक** પુ૰ તે નામે એક વૃક્ષ.

**केमुक** ન૰ એક જાતનું કંદશાક.

**केयूर** પુ૰ બાજુબંધ—અલંકાર, તે નામે એક રતિબંધ.

**केयूर** ન૰ તે નામે એક અલંકાર, બાજુબંધ, એક રતિબંધ.

**केरक** પુ૰ બ૰ તે નામે એક દેશ.

**केरल** પુ૰ બ૰ તે નામે એક દેશ—હાલનો મલબાર.

**केरल** પુ૦ કેરલ દેશનો રાજા, સગર રાજાએ મ્લેચ્છપણું પમાડેલ એક ક્ષત્રિય.

**केरली** સ્ત્રી૦ કેરલ દેશની સ્ત્રી, તે નામે એક જ્યોતિષગ્રંથ.

**केरव** પુ૦ હંસ.

**केरवी** સ્ત્રી૦ હંસલી.

**केल्** ભ્વા૦ પ૦ સ૦ સેટ્ ચાલવું, કાંપવું.

**केलक** પુ૦ તરવારની ધાર ઉપર નૃત્ય કરનાર નટ.

**केला कण्डवा०** આ૦ અ૦ સેટ્ વિલાસ કરવો, રમવું.

**केलास** પુ૦ સ્ફટિક મણિ.

**केलि** પુ૦ પરિહાસ, મસ્કરી, રમત, પૃથ્વી, સ્ત્રીઓનો પોતાના પતિ સાથે વિહાર-ક્રીડારૂપ યૌવનાલંકાર.

**केलिक** પુ૦ આસોપાલવનું ઝાડ.

**केलिक** ત્રિ૦ ક્રીડા કરનાર, ખેલનાર.

**केलिकदम्ब** પુ૦ તે નામે કદંબનું ઝાડ.

**केलिकला** સ્ત્રી૦ ક્રીડારૂપ કળા, સરસ્વતીની વીણા.

**केलिकिल** પુ૦ નાટકમાં વિદૂષકરૂપ મિત્ર, તે નામે શિવનો એક અનુચર, કૌતુક.

**केलिकिल** ત્રિ૦ હાંસી કરાવનાર, હસાવનાર.

**केलिकिला** સ્ત્રી૦ કામદેવની સ્ત્રી રતિ.

**केलिकिलावती** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**केलिकीर्ण** પુ૦ ઉંટ.

**केलिकीर्णा** સ્ત્રી૦ ઉંટડી.

**केलिकुञ्चिका** સ્ત્રી૦ સાળી-પોતાની સ્ત્રીની બ્હેન.

**केलिकोष** પુ૦ નટ, નાટકીઓ.

**केलिगृह** ન૦ ક્રીડા કરવાનું ઘર, સ્ત્રી વગેરે સાથે રમવાનું સ્થળ.

**केलिनागर** પુ૦ જેનામાં ભોગજ મુખ્ય છે તેવો નગરવાસી નાયક.

**केलिमुख** પુ૦ મસ્કરી, ઠઠ્ઠો.

**केलिरैवतक** ન૦ તે નામે એક નાટક.

**केलिवन** ન૦ બાગ, બગીચો.

**केलिवृक्ष** ન૦ કદંબનું ઝાડ.

**केलिवृक्ष** પુ૦ વિદૂષક.

**केलिशयन** ન૦ સ્ત્રી સાથે વિલાસ કરવાનું શયન.

**केलिशुषि** સ્ત્રી૦ પૃથ્વી.

**केलिसचिव** પુ૦ ક્રીડા કરવામાં સહાયક વિદૂષક વગેરે.

**केव्** ભ્વા૦ આ સ૦ સેટ્ સેવવું.

**केवट** પુ૦ પાણીનો આધાર ખાડારૂપ કુવો.

**केवर्त्त** પુ૦ મચ્છીમારની જાતનો પુરૂષ.

**केवर्ती** સ્ત્રી૦ મચ્છીમાર જાતિની સ્ત્રી.

**केवल** ત્રિ૦ અદ્વિતીય, અસહાય, એકલું.

**केवल** ન૦ જૈનમતે એક જ્ઞાન, તત્વજ્ઞાન.

**केवल** પુ૦ कुहन જુઓ.

**केवलज्ञानिन्** પુ૦ કેવળ જ્ઞાન ધરાવનાર જિન, તત્વજ્ઞાની.

**केवलद्रव्य** ન૦ મરી, તીખાં.

**केवलम्** अव्य० માત્ર, ફક્ત, ખરેખર.

**केवलवैयाकरण** પુ૦ માત્રવ્યાકરણ જાણનાર.

**केवलव्यतिरेकिन्** ન૦ તે નામે એક અનુમાન.

**केवलान्वयिन** ત્રિ૦ કેવળ અન્વયવાળું, કોઇ પણ સ્થળે અભાવરહિત.

**केवलिन्** પુ૦ કેવળ જ્ઞાન ધરાવનાર જિન.

**केवली** સ્ત્રી૦ એક પ્રકારનું જ્ઞાન.

**केवाली** अव्य० હિંસા.

**केवालीकृत्य** अव्य० હિંસા કરીને.

**केविका** સ્ત્રી૦ કોંકણ દેશપ્રસિદ્ધ એક ફૂલ.

**केश** પુ૦ વરૂણ દેવ, સુગંધી વાળો-ખસ, કેશી દૈત્ય, વિષ્ણુ, સૂર્ય વગેરેનું કિરણ, બ્રહ્મા-વિષ્ણુ-મહેશ, મસ્તકના વાળ, અંબોડો.

**केशक** ત્રિ૦ કેશની રચના કરવામાં તત્પર.

**केशकर्मन्** ન૦ કેશની રચના વગેરે કર્મ, કેશરચના, કેશાન્તકર્મ નામે એક સંસ્કાર.

**केशकलाप** પુ૦ કેશનો સમૂહ.

**केशकार** પુ૦ એક જાતની શેલડી.

**केशकारिन्** ત્રિ૦ કેશરચના કરનાર.

**केशकारिणी** સ્ત્રી૦ કેશરચના કરનારી દાસી.

**केशकीट** પુ૦ જૂ.

**केशगर्भ** પુ૦ અંબોડો, ચોટલો.

**केशगर्भक** પુ૦ ઉપરનો અર્થ.

**केशगृहीत** ત્રિ૦ જેના કેશ પકડેલ હોય તે.

**केशग्रह** પુ૦ બલાત્કારે કેશનું પકડવું—જે મૈથુનનું એક અંગ ગણાય છે.

**केशग्रहण** ન૦ ઉપરનો અર્થ.

**केशग्राहम्** अव्य० કેશ પકડીને.

**केशघ्न** પુ૦ કેશનો નાશ કરનાર એક જાતનો રોગ—ટાલ,

**केशच्छिद्** પુ૦ હજામ, ઘાંજો.

**केशच्छिद्** ત્રિ૦ કેશ કાપનાર.

**केशच्छिद** પુ૦ હજામ.

**केशच्छिद** ત્રિ૦ કેશ કાપનાર.

**केशट** પુ૦ માકણ, જૂ, વિષ્ણુ, બકરો, ભાઇ, કામદેવનું શોષણ નામે બાણ, શોનક વૃક્ષ.

**केशधर** ત્રિ૦ કેશવપન કરનાર.

**केशधर** પુ૦ બહુ૦ તે નામે એક દેશ.

**केशधून्** પુ૦ એક જાતનું ઘાસ.

**केशनामन्** ન૦ વાળો, સુગંધી ખસ.

**केशपक्ष** પુ૦ કેશનો સમૂહ.

**केशपंक्ति** સ્ત્રી૦ કેશની પંક્તિ.

**केशपर्णी** સ્ત્રી૦ અઘાડો વનસ્પતિ.

**केशपाश** પુ૦ કેશનો સમૂહ.

**केशपाशी** સ્ત્રી૦ શિખા, કેશની લટ.

**केशप्रसाधनी** સ્ત્રી૦ કેશ સાફ કરવાનું સાધન—કાંકસી.

**केशभार** પુ૦ કેશનો સમૂહ.

**केशभू** સ્ત્રી૦ મસ્તક.

**केशमथनी** સ્ત્રી૦ ખીજડીનું ઝાડ.

**केशमार्ज्जक** ન૦ કાંકસી.

**केशमार्ज्जन** ન૦ કેશને સાફ કરવા તે, કાંકસી.

**केशमुष्टि** પુ૦ મહાનિંબ વૃક્ષ.

**केशर** પુ૦ ન૦ કેસરા—ફૂલમાં રહેલ કેશાકારતંતુ, નાગકેસર, બોલસરીનું ઝાડ, પુન્નાગ વૃક્ષ.

**केशर** પુ૦ સિંહની કેશવાળી, ઘોડાની કેશવાળી, કેસર.

**केशर** ન૦ હિંગુ વૃક્ષ—હીંગનું ઝાડ, તે નામે એક છંદ.

**केशरचना** સ્ત્રી૦ કેશની રચના, વાળ ગુંથવા, કેશનો સમૂહ.

**केशरञ्जन** ભાંગરાનું ઝાડ.

**केशराज** પુ૦ ઉપરનો અર્થ.

**केशराम्ल** પુ૦ ધંતુરો.

**केशरिन्** પુ૦ સિંહ, ઘોડો, પુન્નાગ વૃક્ષ, નાગકેસર વૃક્ષ, બીજોરાનું ઝાડ, હનુમાનનો પિતા એક વાનર.

**केशरिणी** સ્ત્રી૦ સિંહણ, ઘોડી.

**केशरिसुत** પુ૦ હનુમાન.

**केशरुहा** સ્ત્રી૦ ભદ્રદન્તિકા વૃક્ષ.

**केशरूपा** સ્ત્રી૦ વંદાક વૃક્ષ.

**केशलुञ्च** પુ૦ જૈન મુનિ.

**केशव** ત્રિ૦ શ્રેષ્ઠ કેશવાળું.

**केशव** પુ૦ વિષ્ણુ, પરમેશ્વર, વિષ્ણુની ચોવીસ મૂર્તિમાંની એક મૂર્તિ, પાણીમાં રહેલું મુડદું.

**केशवकीर्तिन्यास** પુ૦ તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ પૂજામાં અંગરૂપ ન્યાસ.

**केशवत्** ત્રિ૦ કેશવાળું.

**केशवता** સ્ત્રી૦ કેશવપણું, વિષ્ણુપણું.

**केशवत्व** ન૦ ઉપરનો અર્થ.

**केशवपनीय** પુ૦ તે નામે એક યાગ.

**केशवर्द्धिनी** સ્ત્રી૦ વનસ્પતિ—સહદેવી.

**केशवादित्य** પુ૦ કાશીમાં રહેલ એક આદિત્ય.

**केशवायुध** न० વિષ્ણુનું હથિઆર.
**केशवायुध** पु० આંબાનું ઝાડ.
**केशवार्क** पु० જ્યોતિષનિબંધકાર એક વિદ્વાન.
**केशवालय** पु० પીપળાનું ઝાડ, વિષ્ણુનું મંદિર.
**केशवावास** पु० ઉપરનો અર્થ.
**केशवेश** पु० અંબોડો, ચોટલો બાંધવો, કેશરચનાવિશેષ.
**केशहन्तृफला** स्त्री० ખીજડીનું ઝાડ.
**केशहन्त्री** स्त्री० ઉપરનો અર્થ.
**केशहस्त** पु० કેશસમૂહ.
**केशाकेशि** अव्य० અન્યોન્ય કેશગ્રહણપૂર્વક થયેલું યુદ્ધ.
**केशान्त** पु० તે નામે સંસ્કાર—જેને ગોદાન કર્મ કહે છે.
**केशान्त** पु० કેશસ્વરૂપ, કેશનો અગ્ર ભાગ.
**केशान्तिक** त्रि० કેશના છેડા સુધીના માપનું.
**केशारि** पु० નાગકેસરનું ઝાડ.
**केशारुहा** स्त्री० સહદેવીનો વેલો.
**केशार्हा** स्त्री० મહાનીલી વૃક્ષ—ગળીનું ઝાડ.
**केशि** पु० તે નામે એક દાનવ.
**केशिक** त्रि० શ્રેષ્ઠ કેશવાળું.
**केशिका** स्त्री० શતાવરીનું વૃક્ષ, સતાવળ.
**केशिध्वज** पु० નિમિવંશનો એક રાજા.
**केशिन** त्रि० ઉત્તમ એવા ઘણા કેશવાળું, કેશ જેવી કાળાશવાળું.
**केशिन्** पु० કેશવિદ્યાનો પ્રકાશક એક ગૃહપતિસ્વામી, દ્વાપરયુગમાં શ્રીકૃષ્ણે મારેલો તે નામનો એક અસુર.
**केशिनिसूदन** पु० વાસુદેવ શ્રીકૃષ્ણ.
**केशिनी** स्त्री० જટામાંસી વનસ્પતિ, ચોરપુષ્પી વૃક્ષ, સુંદર કેશવાળી સ્ત્રી, ગુપ્ત રૂપમાં રહેલા નલરાજા પ્રત્યે દમયંતીએ મોકલેલી તે નામની એક દૂતી, કન્યાના રૂપવાળી તે નામે એક અપ્સરા, પાર્વતીની એક સહચરી—બ્હેનપણી, અજમીઢ રાજાની એક રાણી, સગર રાજાની એક પત્ની, રાવણની માતા—કેશિની.
**केशिसूदन** पु० શ્રીકૃષ્ણ.
**केशिहन्** पु० શ્રીકૃષ્ણ.
**केशी** स्त्री० નીલીવૃક્ષ—ગળીનું ઝાડ, ભૂતકેશી વૃક્ષ, અજલોમા વૃક્ષ.
**केशोच्चय** पु० કેશનો સમૂહ.
**केश्य** त्रि० કેશને હિતકારક હરકોઇ પદાર્થ.
**केश्य** न० કાળું અગર.
**केश्य** पु० ભાંગરો.
**केसर** न० केशर न० જુઓ.
**केसर** पु० केशर पु० જુઓ.
**केसरवर** पु० કેસર, કુંકુમ.
**केसराचल** पु० સુમેરૂ પર્વત.
**केसराम्ल** पु० બીજોરૂં.
**केसरिका** स्त्री० સહદેવીનો વેલો,
**केसरिन** पु० સિંહ, ઘોડો, પુન્નાગ વૃક્ષ, રાતું નાગકેસર, સરગવો, હનુમાનનો પિતા.
**केसरिणी** स्त्री० સિંહણ, ઘોડી.
**केसरिसुत** पु० હનુમાન.
**कै** भ्वा०प० अ० अनिट् શબ્દ કરવો.
**कैंशुक** न० કેસુડું, ખાખરાનું ફૂલ.
**कैकय** पु० કેકય દેશનો રાજા.
**कैकयी** स्त्री० કેકય રાજાની પુત્રી, કૈકયી—ભરતમાતા.
**कैकस** पु० રાક્ષસ.
**कैकसी** स्त्री० સુમાલીની કન્યા તે નામે રાક્ષસી.
**कैकेय** पु० કેકય દેશનો રાજા.
**कैकेयी** स्त्री० ભરતની માતા.
**कैटज** पु० कुटज જુઓ.
**कैटभ** पु० તે નામે એક દૈત્ય.
**कैटभजित्** पु० વિષ્ણુ.
**कैटभहन्** पु० વિષ્ણુ.
**कैटभा** स्त्री० દુર્ગા દેવી.
**कैटभारि** पु० વિષ્ણુ.

**कैटभी** स्त्री० મહાકાલી દેવી.

**कैटभेश्वरी** स्त्री० ઉપરનો અર્થ.

**कैटर्य** पु० કાયફળ વનસ્પતિ, કરીયાતાનું ઝાડ, પૂતિકરંજનું ઝાડ, મીંઢળનું ઝાડ.

**कैटर्यक** पु० ઉપરના અર્થ.

**कैडर्य** पु० कैटर्य જુઓ.

**कैतक** न० કેતકીનું ફૂલ-કેવડો.

**कैतव** न० કપટ, શઠતા, જુગાર, વૈડૂર્ય મણિ.

**कैतव** पु० ધંતુરાનું ઝાડ.

**कैतव** त्रि० કપટી, શઠ, જુગારી.

**कैतवक** न० ભયંકર એવું જૂગટું.

**कैतवेय** पु० અંશુમાન રાજાનો પુત્ર-ઉલૂક.

**कैदार** न० ખેતરોનો સમૂહ.

**कैदार** त्रि० કયારામાં પાકનાર ચોખા વગેરે.

**कैदारक** न० कैदार न० જુઓ.

**कैदारि** न० ખેતરનો સમૂહ.

**कैदार्य** त्रि० કયારા સંબંધી, ખેતર સંબંધી.

**कैन्द्रासायन** पु० તે નામે એક ઋષિ.

**कैन्नर** त्रि० કિન્નર-ગંધર્વ સંબંધી, પોતાના બાપદાદાઓથી કિન્નરખંડમાં રહેનાર.

**कैमुतिक** त्रि० 'किमुत' એના અર્થ ઉપર પ્રાપ્ત થનારો એક ન્યાય-જેમ ઘણા પરિશ્રમથી સાધ્ય એવું કામ કરવામાં જે સમર્થ હોય તે થોડા પરિશ્રમથી સાધ્ય એવું કામ કરી શકે એમાં શું નવાઈ!

**कैरलेय** पु० કેરલ દેશનો રાજા.

**कैरव** न० કુમુદ-ચંદ્રવિકાશી કમળ, પોયણું, કપટ.

**कैरव** पु० શત્રુ.

**कैरविणी** स्त्री० કુમુદિની-ચંદ્રવિકાશી કમળનો વેલો, તે કમળનો સમૂહ, તે કમળવાળું કોઈ તળાવ.

**कैरविणीखण्ड** पु० પોયણાંના વેલાનો સમૂહ.

**कैरविणोफल** न० પોયણાંનું બીજ

**कैरविन** पु० ચંદ્ર.

**कैरवी** स्त्री० મેથી, ચંદ્રિકા, ચાંદની, ચંદ્રજ્યોત્સ્ના.

**कैराटक** पु० એક પ્રકારનું સ્થાવર ઝેર.

**कैरात** पु० બળવાન પુરૂષ, કરીયાતું.

**कैरात** न० એક જાતનું ચંદન.

**कैरात** त्रि० કિરાત-ભિલ્લસંબંધી.

**कैरातक** न० કરીયાતું.

**कैराल** न० વાવડીંગ.

**कैराली** स्त्री० વાવડીંગ.

**कैल** न० રમત, ખેલ, વિલાસ.

**कैलास** पु० શિવના નિવાસસ્થાનરૂપ પર્વત.

**कैलासनाथ** पु० શિવ, કુબેર.

**कैलासनिकेतन** पु० શિવ, કુબેર.

**कैलासयात्रा** स्त्री० હરિવંશમાં આવતો ભાગ.

**कैलासौकस्** पु० શિવ, કુબેર.

**कैवर्त्त** पु० મચ્છીમારની જાતિ.

**कैवर्त्तक** पु० ઉપરનો અર્થ.

**कैवर्त्तमुस्त** न० એક જાતની મોથ.

**कैवर्त्तकमुस्तक** न० ઉપરનો અર્થ.

**कैवर्त्तिका** स्त्री० વસ્ત્રરંગા નામે માળવા દેશમાં પ્રસિદ્ધ એક વેલો.

**कैवर्त्तिमुस्तक** न० એક જાતની મોથ.

**कैवर्त्ती** स्त्री० એક જાતની મોથ, મચ્છીમાર જાતિની સ્ત્રી.

**कैवर्तीमुस्तक** न० એક જાતની મોથ.

**कैवल** न० વાવડીંગ.

**कैवल्य** न० આત્યંતિક દુઃખનિવૃત્તિરૂપ એક જાતની મુક્તિ, કેવળપણું.

**कैशव** त्रि० કેશવસંબંધી.

**कैशिक** न० કેશનો સમૂહ.

**कैशिक** पु० શૃંગાર, તે નામનો એક રાગ.

**कैशिकी** स्त्री० નાટકપ્રસિદ્ધ એક વૃત્તિ.

**कैशी** स्त्री० તે નામે એક વનસ્પતિ.

**कैशोर** न० કિશોરાવસ્થા, પંદરવર્ષ સુધીનું વય.

**कशोरक** न० ઉપરનો અર્થ.

**कैशोरिकेय** પુ० કિશોર અવસ્થાવાળી સ્રીનો પુત્ર.

**कैश्य** ન० કેશનો સમૂહ.

**कोक** પુ० ચક્રવાક પક્ષી, વરૂ, નહાર, દેડકો, કાકીડો, ખજૂરીનું ઝાડ, વિષ્ણુ.

**कोकड** પુ० ચમરી મૃગ.

**कोकडी** સ્રી० ચમરી મૃગલી.

**कोकदेव** પુ० કબૂતર.

**कोकनद** ન० રાતું પોયણું, રાતું કમળ.

**कोकनदच्छवि** પુ० રાતો રંગ.

**कोकनदच्छवि** ત્રિ० રાતા રંગવાળું, રાતું.

**कोकबन्धु** પુ० સૂર્ય.

**कोकरक** પુ० બહુ० તે નામે એક દેશ.

**कोकवाच** પુ० ચમરી મૃગ.

**कोकाग्र** પુ० એક જાતની વનસ્પતિ.

**कोकामुख** ન० તે નામે એક તીર્થ.

**कोकाह** પુ० ધોળો ઘોડો.

**कोकिल** પુ० કોયલ પક્ષી, અંગારો.

**कोकिलक** ન० તે નામે એક છંદ.

**कोकिलनयन** પુ० અત્યંત લાલ ફૂલવાળું એક ઝાડ.

**कोकिला** સ્રી० કોયલ પક્ષિણી, કાકોલી વનસ્પતિ.

**कोकिलाक्ष** પુ० कोकिलनयन જુઓ.

**कोकिलाक्षक** પુ० ઉપરનો અર્થ.

**कोकिलावास** પુ० આંબાનું ઝાડ.

**कोकिलासन** ન० તંત્રશાસ્રપ્રસિદ્ધ એક પ્રકારનું આસન.

**कोकिलेक्षु** પુ० એક જાતની શેલડી.

**कोकिलेष्टा** સ્રી० એક જાતનાં જાંબુનું ઝાડ.

**कोकिलोत्सव** પુ० આંબાનું ઝાડ.

**कोकी** સ્રી० ચક્રવાકી, વરૂ-માદા, દેડકી, કાકીડી.

**कोङ्क** પુ० વ० તે નામે એક દેશ.

**कोङ्कण** પુ० વ० તે નામે એક દેશ.

**कोङ्कण** ન० એક જાતનું અન્ન.

**कोङ्कणा** સ્રી० પરશુરામની માતા રેણુકા.

**कोङ्कणासुत** પુ० પરશુરામ.

**कोच** ત્રિ० સંકોચક, સંકોચ ઉપજાવનાર.

**कोच** પુ० સંકોચ, તે નામે એક જાતિ, તે જાતિ જ્યાં પુષ્કળ હોય તેવો દેશ.

**कोजागर** પુ० આશ્વિન-પૂનેમ, શરદ પૂનેમ.

**कोट** પુ० કુટિલતા, કોટ, કિલ્લો, ગઢ, ઝુંપડી.

**कोटक** પુ० તે નામે એક જાતિ, કિલ્લો બાંધનાર, કિલ્લો.

**कोटक** ત્રિ० કુટિલતાવાળું.

**कोटचक्र** ન० કિલ્લાનું શુભ-અશુભ જણાવનાર એક ચક્ર.

**कोटर** પુ० ન० કિલ્લો, ગઢ, ઝાડ વગેરેની ગફોલ.

**कोटरादि** પુ० પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દગણ.

**कोटरावण** ન० કિલ્લાની પાસેનું વન, ગફોલવાળાં વૃક્ષોનું વન.

**कोटरी** સ્રી० નગ્ન સ્રી, દુર્ગા દેવી.

**कोटवी** સ્રી० ઉપરના અર્થ.

**कोटि** સ્રી० ધનુષનો અગ્ર ભાગ, હરકોઇ વસ્તુનો અગ્રભાગ, અસ્રોની ધાર, ઉત્કૃષ્ટતા, એક કરોડની સંખ્યા, એક કરોડની સંખ્યાવાળું, પૃક્કા નામની વનસ્પતિ, સંશયના આલંબનવાળો વાદ, પૂર્વપક્ષ, લીલાવતી ગણિતમાં પ્રસિદ્ધ એક રેખા, રાશિચક્રનો તૃતીયાંશ, મોટાઈ, શ્રેષ્ઠતા.

**कोटिक** પુ० ઇન્દ્રગોપ કીડો.

**कोटिकास्य** પુ० શિબિ વંશનો તે નામે એક રાજા.

**कोटिजित्** પુ० રઘુવંશાદિ કાવ્યોનો કર્તા મહાકવિ કાલીદાસ.

**कोटिज्या** સ્રી० ગ્રહોની સ્પષ્ટતાના સાધનનો એક ધનુષનો અવયવ.

**कोटितीर्थ** ન० અવંતી દેશમાં આવેલું એક તીર્થ, પંચનદની અંદર આવેલું એક તીર્થ.

**कोटिपात्र** न० केनिपात જુઓ.
**कोटिफल** न० ત્રિકોણાદિ ક્ષેત્રાવયવની કોટીનું ફળ.
**कोटिर** પુ० ઇન્દ્ર, નોળીયો, ઇન્દ્રગોપ કીડો.
**कोटिवर्ष** न० બાણાસુરની રાજધાનીનું શહેર.
**कोटिवर्षा** સ્ત્રી० એક જાતનું શાક.
**कोटिश** પુ० મુદ્દગર–હથોડો, ઢેફાં ભાગવાનો મગદર, વાસુકિના વંશનો તે નામે નાગ.
**कोटिशस्** અવ્ય० કરોડોની સંખ્યામાં.
**कोटी** સ્ત્રી० कोटि જુઓ, એક જાતનું શાક.
**कोटीर** પુ० મુકુટ, જટા.
**कोटीवर्ष** न० कोटिवर्ष જુઓ.
**कोटीवर्षा** સ્ત્રી० कोटिवर्षा જુઓ.
**कोटीश** પુ० कोटिश જુઓ.
**कोटीशस्** અવ્ય० कोटिशस् જુઓ.
**कोट्ट** પુ० કિલ્લો, ગઢ.
**कोट्ट** न० તે નામે એક શહેર, તે નામે એક રાજધાની.
**कोट्टवी** સ્ત્રી० નાગી છુટા કેશવાળી સ્ત્રી, દુર્ગા દેવી, બાણાસુરની માતા.
**कोट्टवीपुर** न० બાણાસુરનું શહેર.
**कोट्टार** પુ० કુવો, નાગર, તળાવ વગેરેનો ઘાટ.
**कोठ** પુ० એક જાતનો કોઢનો રોગ.
**कोठर** પુ० અંકોઠક નામે વૃક્ષ.
**कोठरपुष्पी** સ્ત્રી० એક જાતની વનસ્પતિ.
**कोड** પુ० कोठ જુઓ.
**कोडर** પુ० कोठर જુઓ.
**कोण** પુ० જેનાવડે વીણા વગેરે વગાડાય છે તે ધનુષ આકારનું લાકડું, ખૂણો, ઘર વગેરેનો એક ભાગ, અસ્ત્રાનો અગ્રભાગ, ધોકો, મંગળ ગ્રહ, શનિ ગ્રહ, બે દિશાની વચ્ચેની દિશા, ધનુષનો એક ભાગ, ઢોલ વગેરે વગાડવાની દાંડી.
**कोणकुण** પુ० માંકડ.
**कोणप** પુ० રાક્ષસ, પિત્તરોગ.
**कोणाघात** પુ० એક લાખ ઢક્કાઓ અને દશ હજાર ભેરીઓ એકી સાથે જ્યાં વગાડવામાં આવે તે, વાદ્યનો સમુદાય.
**कोणि** ત્રિ० ઠુંઠા હાથવાળું.
**कोथ** પુ० એક નેત્રનો રોગ.
**कोथ** ત્રિ० ગળી પડેલ, ખરી પડેલ.
**कोदण्ड** न० ધનુષ, ભ્રમર, ધન રાશિ.
**कोदण्ड** પુ० તે નામે એક દેશ.
**कोदार** પુ० એક જાતનું ધાન્ય.
**कोद्रव** પુ० એક જાતનું ધાન્ય–કોદ્રી.
**कोनालक** પુ० એક જાતનું જલચર પક્ષી.
**कोनालिन्** પુ० ઉપરનો અર્થ.
**कोन्वशिर** પુ० બ્રાહ્મણના શાપથી શૂદ્ર થયેલ એક ક્ષત્રિય.
**कोप** પુ० ક્રોધ, પ્રણયકોપ–પ્રેમભરેલો કોપ.
**कोपक्रम** न० બ્રહ્માએ પ્રથમ જાણી લઇને આરંભેલી સૃષ્ટિ.
**कोपक्रम** પુ० ક્રોધનો ક્રમ.
**कोपक्ष** न० कोपक्रम न० જુઓ.
**कोपन** ત્રિ० ક્રોધી સ્વભાવવાળું, કોપનો સાધક, કોપ કરનાર.
**कोपन** પુ० તે નામે એક અસુર.
**कोपन** न० કોપનું સાધન, દોષવિકારકારક એક વ્યાપાર.
**कोपनक** પુ० તે નામે એક ગંધદ્રવ્ય.
**कोपनक** ત્રિ० ક્રોધી.
**कोपना** સ્ત્રી० ક્રોધી સ્ત્રી.
**कोपनीय** ત્રિ० કોપનો વિષય, કોપને યોગ્ય.
**कोपपद** न० ક્રોધનો દેખાવ માત્ર.
**कोपयितृ** ત્રિ० કોપાવનાર, ક્રોધ ચઢાવનાર.
**कोपयिष्णु** ત્રિ० બીજાને ક્રોધ કરાવનાર.
**कोपलता** સ્ત્રી० તે નામે એક વેલો.
**कोपवत** ત્રિ० કોપવાળું.
**कोपवैरि** પુ० અગથીઆનું ઝાડ.
**कोपित** ત્રિ० કોપાવેલ, કોપાયમાન થયેલ.
**कोपिन्** ત્રિ० કોપશાળી, ક્રોધી, કોપસંપાદક.

**कौपिन्** पु० પાણીનું કબૂતર.
**कोमल** त्रि० મૃદુ, કોમળ, કઠિન નહિ તે, નરમ, મનોહર સુંદર.
**कोमल** न० પાણી.
**कोमलक** न० પાણી, કમળનો દાંડલો.
**कोमलता** स्त्री० કોમળપણું.
**कोमलत्व** न० કોમળતા.
**कोमलपत्रक** पु० સરગવાનું ઝાડ.
**कोमलवल्कली** स्त्री० લવલી લતા.
**कोमला** स्त्री० ક્ષીરિકા વૃક્ષ, કોમળ સ્ત્રી.
**कोमलासन** न० મૃગ વગેરેના ચામડાનું આસન.
**कोमासिका** स्त्री० એક જાતની વનસ્પતિ.
**कोम्य** त्रि० કામના કરવા યોગ્ય.
**कोयष्टि** पु० જલ કુકડો પક્ષી.
**कोयष्टिक** पु० જલકુકડો.
**कोयष्टिका** स्त्री० ઉપરનો અર્થ.
**कोर** पु० શરીરમાં રહેલો એક સાંધો, કળી.
**कोरक** पु० न० કળી, કક્કોલ, કમળનો દાંડલો.
**कोरकित** त्रि० કળીવાળું થયેલ, જેમાં કળી ફૂટી હોય તે.
**कोरङ्गी** स्त्री० ઝીણી એલચી, પીપર.
**कोरदूष** पु० એક જાતનું અનાજ—કોદ્રી.
**कोरदूषक** पु० ઉપરનો અર્થ.
**कोरदूष्य** पु० कोरदूष જુઓ.
**कोरित** त्रि० કળીવાળું થયેલ.
**कोल** पु० ભુંડ, ડુક્કર, નાનું વહાણ, ખોળો, શનિ ગ્રહ, ચિત્રક, આલિંગન, એક જાતનું અસ્ત્ર, તે નામે એક જાતિ, તે નામે એક રાજા, ચવક, એક તોલાનું માપ.
**कोल** न० મરી, તીખાં, બોરડીનું ફળ—બોર.
**कोल** पु० ब० તે નામે એક દેશ.
**कोलक** पु० અંકોડ વૃક્ષ, તે નામે એક ગંધ-દ્રવ્ય, મરી, તીખાં, કંકોલ વનસ્પતિ.
**कोलक** न० એક જાતનું સુગંધી દ્રવ્ય, મરચું, મરી.
**कोलकन्द** पु० એક જાતનું મહાકંદ.
**कोलकर्कटिका** स्त्री० મીઠી ખજૂરી.
**कोलगिरि** पु० દક્ષિણ દિશામાં આવેલો એક પર્વત.
**कोलघोण्टा** स्त्री० એક જાતની બોરડી.
**कोलदल** न० નખલો નામે સુગંધી દ્રવ્ય.
**कोलनासिका** स्त्री० રંકિણી નામે એક ઝાડ.
**कोलपुच्छ** पु० કંકપક્ષી.
**कोलमूल** न० પીપરમૂળ—ગંઠોડા.
**कोलम्बक** पु० તાર વિના તુંબડું વગેરે વીણાનો અવયવ.
**कोलवल्ली** स्त्री० ગજપીપર, શકરપાદિકા નામે વનસ્પતિ.
**कोलशिम्बिका** स्त्री० શકરપાદિકા વનસ્પતિ.
**कोलशिम्बी** स्त्री० ઉપરનો અર્થ.
**कोला** स्त्री० પીપર, ચવક વનસ્પતિ, બોરડીનું ઝાડ, કોલાપુર શહેર.
**कोलाञ्च** पु० ब० તે નામે એક દેશ.
**कोलापुर** न० તે નામે દક્ષિણમાં એક શહેર.
**कोलाविध्वंसिन्** त्रि० પર્વતમાં વસનાર મ્લેચ્છ, જેઓ કોલાહલમાત્રથી રાજ્યનો વિનાશ કરી નાખે તે.
**कोलाहल** पु० અનેક પ્રકારનો દૂર સુધી પહોંચનારો શબ્દ, ગડબડ.
**कोलि** स्त्री० બોરડીનું ઝાડ.
**कोलिसर्प** पु० સગર રાજાએ મ્લેચ્છપણાને પમાડેલ એક ક્ષત્રિય.
**कोली** स्त्री० બોરડીનું ઝાડ.
**कोलूत** पु० कुलूत જુઓ.
**कोल्या** स्त्री० પીપર.
**कोल्ल** पु० હિંદુસ્તાનમાં આવેલો એક પર્વત.
**कोविद** पु० પંડિત, વિદ્વાન.
**कोविदार** पु० રક્તકાંચન નામે એક વૃક્ષ.
**कोविदारक** पु० ઉપરનો અર્થ.
**कोश** पु० न० વૃષણ, પેલીયો, સોનું, રૂપું,

કળી, તરવારનું મ્યાન, સમૂહ, ફણસ વગેરેની વચ્ચેનો પદાર્થ, ગોળાકાર પદાર્થ, ધનાગાર-તીજોરી, ખજાનો, ચામડી વગેરે આવરણ, હરકોઇ ઢાંકણ, વેદાંતપ્રસિદ્ધ અન્નમય વગેરે પાંચ કોશ, મેઘ, પક્ષી વગેરેનું ઇંડું, ગર્ભાશય, સોનારૂપાની વસ્તુ, અંગનું રક્ષણ કરનાર વસ્ત્ર—અંગરખું-કોટ વગેરે, તપાવેલા લોઢાને સ્પર્શ કરાવવો વગેરે સોગંદ, એક જાતનું યજ્ઞપાત્ર.

**कोशकार** પુ॰ તરવારનું મ્યાન બનાવનાર, ખડ્ગનો કરનાર, એક જાતની શેલડી, એક જાતનો કીડો, રેશમનો કીડો.

**कोशकृत्** પુ॰ ઉપરના અર્થ.

**कोशग्रहण** ન॰ સોગંદ લેવા.

**कोशगृह** ન॰ ધન રાખવાનું સ્થળ.

**कोशचञ्चु** પુ॰ સારસ પક્ષી.

**कोशपाल** પુ॰ કોશરક્ષક, ખજાનચી.

**कोशपालक** પુ॰ ઉપરના અર્થ.

**कोशफल** ન॰ કક્કોલ વનસ્પતિ, બોર.

**कोशफला** સ્ત્રી॰ મહાકોષાતકી નામે વનસ્પતિ, નસોતર.

**कोशफली** સ્ત્રી॰ ત્રપુષી નામે વનસ્પતિ.

**कोशयी** પુ॰ સોના વગેરેથી પૂર્ણ.

**कोशल** પુ॰ બ. તે નામે એક દેશ.

**कोशला** સ્ત્રી॰ સરયૂનદીના કાંઠાપર આવેલી અયોધ્યા નગરી.

**कोशलात्मजा** સ્ત્રી॰ રામની માતા કૌશલ્યા.

**कोशलाधिप** પુ॰ અયોધ્યાનો રાજા.

**कोशलिक** ન॰ લાંચ, રૂશ્વત.

**कोशवत्** ત્રિ॰ ખજાનાવાળું, કળીવાળું, તરવારની મ્યાનવાળું.

**कोशवती** સ્ત્રી॰ ખજાનાવાળી સ્ત્રી, કોષાતકી વૃક્ષ.

**कोशवासिन** પુ॰ કળીમાં રહેલ જંતુ, મ્યાનમાં રહેનાર તરવાર.

**कोशवृद्धि** પુ॰ કુરંડકવૃક્ષ, અંડકોષ-પેલીયાનું વધવું, વધરાવળ નામે રોગ.

**कोशवृद्धि** સ્ત્રી॰ ખજાનાની વૃદ્ધિ, ધનસંગ્રહમાં વધારો.

**कोशशायिका** સ્ત્રી॰ છૂરી, જમૈયો, મ્યાનમાં રહેનારી નાની તરવાર.

**कोशस्कृत्** પુ॰ રેશમનો કીડો.

**कोशस्थ** પુ॰ શંખલું વગેરે જીવડાં.

**कोशागार** ન॰ તીજોરી, ખજાનો, ધન રાખવાનું સ્થળ.

**कोशाङ्ग** ન॰ બહુમૂળી નામે વનસ્પતિ.

**कोशातक** પુ॰ કઠ નામે વેદશાખા.

**कोशातकिन्** પુ॰ ઉદ્યોગ, ધંધો, વેપાર, વેપારી, સમુદ્રમાં થનારો વડવાનલ અગ્નિ.

**कोशातकी** સ્ત્રી॰ કાકડીનો વેલો, વનસ્પતિ અઘાડો.

**कोशाध्यक्ष** પુ॰ ખજાનચી.

**कोशाम्र** પુ॰ જેમાં પુષ્કળ ફળ આવે છે તે એક વૃક્ષ.

**कोशिन्** ત્રિ॰ ખજાનાવાળું, કળીવાળું, મ્યાનવાળું.

**कोशिन** પુ॰ વૈદ્યકપ્રસિદ્ધ એક કાનનો રોગ, આંબાનું ઝાડ.

**कोशिला** સ્ત્રી॰ મુદ્ગપર્ણી નામે વનસ્પતિ.

**कोशी** સ્ત્રી॰ ચંપલ, સપાટ, ચામડાની મોજડી, ધાન્ય વગેરેનો અગ્ર ભાગ.

**कोश्य** ત્રિ॰ હૃદયના કોશમાં હોનાર માંસપિંડ વગેરે.

**कोष** પુ॰ कोश જુઓ, તે નામે એક ઋષિ.

**कोषक** પુ॰ વૃષણ, પેલીયો.

**कोषकार** પુ॰ कोशकार જુઓ.

**कोषकृत्** પુ॰ कोशकृत् જુઓ.

**कोषग्रहण** ન॰ कोशग्रहण જુઓ.

**कोषगृह** ન॰ कोशगृह જુઓ.

**कोषचञ्चु** પુ॰ कोशचञ्चु જુઓ.

**कोषनायक** પુ॰ कोशपाल જુઓ.

**कोषपान** न० धर्मशास्त्रप्रसिद्ध परीक्षार्थे કરવા આવતું ત્રણ ચાપવાં જળપાન.
**कोषपाल** पु० कोशपाल જુઓ.
**कोषपालक** पु० कोशपालक જુઓ.
**कोषफल** पु० એક જાતનો વેલો.
**कोषफल** न० कोशफल જુઓ.
**कोषफला** स्त्री० कोशफला જુઓ.
**कोषला** स्त्री० અયોધ્યા નગરી.
**कोषलात्मजा** स्त्री० कोशलात्मजा જુઓ.
**कोषलाधिप** पु० कोशलाधिप જુઓ.
**कोषलिक** न० कोशलिक જુઓ.
**कोषवत्** त्रि० कोशवत् જુઓ.
**कोषवती** स्त्री० कोशवती જુઓ.
**कोषवासिन्** पु० कोशवासिन् જુઓ.
**कोषवृद्धि** पु० कोशवृद्धि पु० જુઓ.
**कोषवृद्धि** स्त्री० कोशवृद्धि स्त्री० જુઓ.
**कोषशायिका** स्त्री० कोशशायिका જુઓ.
**कोषशुद्धि** स्त्री० સોગંદ ખાઇ શુદ્ધ થવું.
**कोषस्कृत्** पु० कोशस्कृत् જુઓ.
**कोषस्थ** पु० कोशस्थ જુઓ.
**कोषागार** न० कोशागार જુઓ.
**कोषाङ्ग** न० कोशाङ्ग જુઓ.
**कोषातक** पु० कोशातक જુઓ.
**कोषातकिन्** पु० कोशातकिन् જુઓ.
**कोषातकी** स्त्री० कोशातकी જુઓ.
**कोषाध्यक्ष** पु० कोशाध्यक्ष જુઓ.
**कोषापहरण** न० ખજાનો લૂટવો.
**कोषाम्र** पु० कोशाम्र જુઓ.
**कोषिन्** त्रि० कोशिन् त्रि० જુઓ.
**कोषिन्** पु० कोशिन् पु० જુઓ.
**कोषिला** स्त्री० कोशिला જુઓ.
**कोषी** स्त्री० कोशी જુઓ.
**कोष्ठ** पु० ઘરનો મધ્ય ભાગ, પેટનો મધ્ય ભાગ-કોઠો, અનાજ વગેરે રાખવાનું સાધન, કોઠી, શરીરમાં રહેલ આમ વગેરેનું સ્થાન, રાનો કોટ.
**कोष्ठ** न० કોઠાર, કોઠી વગેરે, વખાર.
**कोष्ठ** त्रि० પોતાનું.
**कोष्ठक** न० કોઠાર, વખાર, પાણી વગેરે ભરી રાખવાનું ટાંકું વગેરે, તીજોરી.
**कोष्ठपाल** पु० કોટવાળ, મ્યુનીસીપાલીટીનો અધિકારી, ખજાનચી, ચોકીદાર, પહેરેગીર.
**कोष्ठागार** न० કોઠાર, અનાજ રાખવાનું સ્થળ.
**कोष्ठागारिक** त्रि० કોઠારમાં હોનાર, કોઠાર ઉપર નીમેલ અધિકારી વગેરે.
**कोष्ठागारिन्** पु० એક જાતનો કીડો.
**कोष्टाग्नि** पु० જઠરાગ્નિ.
**कोष्ण** न० લગાર ગરમ સ્પર્શ.
**कोष्ण** त्रि० લગાર ગરમ.
**कोष्य** त्रि० कोश्य જુઓ.
**कोसल** पु० ब० તે નામે એક દેશ.
**कोसल** पु० કોસલ દેશનો રહેવાસી.
**कोसला** स्त्री० અયોધ્યા.
**कोसलाधिपति** पु० અયોધ્યાનો રાજા.
**कोसलेश** पु० ઉપરનો અર્થ.
**कोसलेश्वर** पु० અયોધ્યાનો રાજા.
**कोहड** पु० નીચેનો શબ્દ જુઓ.
**कोहल** पु० તે નામે એક વાદિત્ર, એક જાતનો દારૂ, નાટકશાસ્ત્રકાર એક મુનિ.
**कोहनीय** पु० તે નામે એક ઋષિ.
**कोहित** पु० તે નામે એક ઋષિ.
**कौकिली** स्त्री० કોકિલ ઋષિએ જોયેલી સૌત્રામણી.
**कौकुट्टक** पु० ब० તે નામે એક દેશ.
**कौकुन्तक** पु० ब० તે નામે એક દેશ.
**कौकुर** पु० ब० તે નામે એક દેશ.
**कौक्कुटिक** पु० સંન્યાસી, યતિ.
**कौक्कुटिक** त्रि० ઢોંગી, પાખંડી, કપટી.
**कौक्कुटिकंदल** पु० એક જાતનો સર્પ.
**कौकृत्य** न० દુષ્ટ કર્મ.

**कौक्ष** त्रि० પેટે બાંધેલ અલંકાર વગેરે.
**कौक्षक** त्रि० કુક્ષિ નામના દેશમાં હોનાર-થનાર.
**कौक्षेय** त्रि० પેટ ઉપર હોનાર-થનાર, કુખે બાંધેલ તરવાર વગેરે.
**कौक्षेयक** पु० કુખે બાંધેલ તરવાર.
**कौङ्क** पु० કોંકણ દેશ.
**कौङ्कण** पु० ब० કોંકણ દેશ.
**कौङ्कण** पु० કોંકણ દેશનો રાજા.
**कौङ्किण** न० बहु ० કોંકણ દેશ.
**कौञ्च** पु० ક્રૌંચ પર્વત.
**कौञ्चदारण** पु० કાર્તિક સ્વામી.
**कौञ्जर** त्रि० હાથીનું, હાથીસંબંધી.
**कौञ्जायन** पु० કુંજ ઋષિનો પુત્ર.
**कौञ्जायनी** स्त्री० બ્રાહ્મણ સ્ત્રી- બ્રાહ્મણી.
**कौञ्जायन्य** पु० કુંજ ઋષિનો ગોત્રપુત્ર.
**कौञ्जि** पु० स्त्री० કુંજ ઋષિનું સંતાન.
**कौट** पु० કુટજ વૃક્ષ.
**कौट** न० મિથ્યા કહેવું, જૂઠી સાક્ષી.
**कौट** त्रि० સ્વતંત્ર, જૂઠું, કપટી, અસત્યવાદી.
**कौटकिक** त्रि० માંસ વેચનાર.
**कौटज** पु० કુટજ વૃક્ષ.
**कौटजभारिक** त्रि० કુટજના ભારને વહેનાર-ઉંચકી લઇ જનાર.
**कौटजिक** त्रि० ભારભૂત કુટજને વહેનાર-ઉંચકી લઈ જનાર.
**कौटतक्ष** पु० સ્વતંત્ર એવો સુથાર.
**कौटल्य** न० કુટિલતા, વક્રતા.
**कौटल्य** पु० તે નામે એક ઋષિ.
**कौटसाक्षिन्** पु० ખોટો સાક્ષી.
**कौटसाक्ष्य** न० ખોટી સાક્ષી.
**कौटि** पु० જૂઠું બોલનારાનો પુત્ર.
**कौटिक** पु० શીકારના સાધન ઉપર જીવનાર, માંસ વેચનાર.
**कौटिलिक** त्रि० શિકારી, લવાર.
**कौटिल्य** न० કુટિલતા, વક્રતા.
**कौटिल्य** पु० ચાણક્ય મુનિ.
**कौटिगव्य** पु० કુટિગુ ઋષિનો ગોત્રપુત્ર.
**कौटीय** त्रि० પર્વતનાં શિખરની પાસેનો પ્રદેશ વગેરે.
**कौटीर्य** त्रि० કેવળ, અસહાય, એકલું.
**कौटीर्या** स्त्री० દુર્ગા દેવી.
**कौटुंब** त्रि० કુટુંબના ભરણપોષણમાં ઉપયોગી દ્રવ્ય વગેરે.
**कौटुम्बिक** त्रि० કુટુંબનું ભરણ પોષણ કરવામાં મશગુલ.
**कौट्य** त्रि० પર્વતના શિખરની સમીપનો પ્રદેશ વગેરે.
**कौटया** स्त्री० જૂઠા માણસની છોકરી.
**कौठारिकेय** त्रि० નાના કુહાડાસંબંધી.
**कौडविक** त्रि० એક કુડવ જેટલું ધાન્ય વાવવા યોગ્ય ખેતર વગેરે, એક કુડવ જેટલું ધાન્ય સમાય તેવું પાત્ર વગેરે, એક કુડવ જેટલું અનાજ રાંધનાર.
**कौडेयक** त्रि० કઠોરતા કરવા યોગ્ય જમીનમાં ઉત્પન્ન થયેલ વગેરે.
**कौणकुत्स्य** पु० તે નામે એક ઋષિ.
**कौणप** पु० રાક્ષસ.
**कौणपदन्त** पु० ભીષ્મ પિતામહ.
**कौणपाशन** पु० એક જાતનો સર્પ.
**कौण्डपायिन्** पु० સોમયાગ કરનાર યજમાન.
**कौण्डपायिन** न० સોમયાગ કરનાર યજમાનસંબંધી અયનરૂપ એક સત્ર.
**कौण्डल** त्रि० કુંડલવાળું.
**कौण्डलिक** त्रि० કુંડલની પાસેનો પ્રદેશ વગેરે.
**कौण्डाग्निक** त्रि० કુંડના અગ્નિમાં હોનાર-થનાર વગેરે.
**कौण्डायन** त्रि० કુંડની સમીપનો પ્રદેશ વગેરે.
**कौण्डिनेयक** त्रि० કુંડિનપુરમાં ઉત્પન્ન થયેલ વગેરે.

**कौण्डिन्य** पु० कुंडिन ઋષિનો ગોત્રપુત્ર.

**कौण्डिल्य** न० કુંડિનપુર.

**कौण्डिल्य** पु० તે નામે એક મુનિ.

**कौण्डिल्यक** पु० વૈદ્યકપ્રસિદ્ધ એક કીડો.

**कौण्डोपरथ** पु० તે નામે આયુધજીવી સંઘ.

**कौण्य** न० ઠુંઠા હાથવાળાપણું

**कौतस्कुत** त्रि० ક્યાંથી ક્યાંથી હોનાર-થનાર.

**कौतस्त** त्रि० કયાંથી હોનાર–થનાર.

**कौतुक** न० કુતૂહલ, આશ્ચર્ય, માંગલિક હસ્તસૂત્ર, ઉત્સવ, અભિલાષ, ઇચ્છા, નર્મ, મશ્કરી, હર્ષ, પરંપરાથી આવેલ મંગળ, ગીત વગેરે ભોગ, ભોગકાળ, સુખ.

**कौतूहल** न० કૌતૂહળ, આશ્ચર્ય, ઉત્કંઠા, ઉત્સુકપણું.

**कौतोमत** पु० તે નામે એક ઋષિ.

**कौत्स** पु० કુત્સ ઋષિનો પુત્ર એક ઋષિ.

**कौत्स** न० કુત્સ ઋષિએ જોયેલું વિકૃતિ યાગમાં ગાવાનું સામ.

**कौथुम** त्रि० કુથુમ નામની વેદશાખાનો અભ્યાસ કરનાર અથવા તેને જાણનાર.

**कौदालीक** पु० ધોબણમાં કોળીથી ઉત્પન્ન થયેલ વર્ણસંકર.

**कौद्रविक** न० સંચળ.

**कौद्रवीण** न० કોદ્રી જેમાં થઇ શકે તેવું ખેતર.

**कौद्रायण** पु० કુદ્ર ઋષિનું યુવાપત્ય.

**कौन्द्रायण** पु० કુંદ્ર ઋષિનું યુવાપત્ય.

**कौनख्य** न० ખરાબ નખરૂપ એક રોગ.

**कौन्तायनि** त्रि० કુંતીએ કરેલ વગેરે.

**कौन्तिक** पु० ભાલો ધારણ કરનાર યોદ્ધો.

**कौन्ती** स्त्री० ભરમગંધિની નામે ઓષધિ.

**कौन्तेय** पु० યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન, સાદડ વૃક્ષ.

**कौन्द** त्रि० મોગરાનું, મોગરાસંબંધી.

**कौप** त्रि० કુવા સંબંધી.

**कौपीन** न० અકાર્ય, દુષ્ટ કામ, પાપ, ગુહ્ય પ્રદેશ, સ્ત્રીપુરૂષનું ચિન્હ, ચીર, લંગોટી, લંગોટ.

**कौपीनवत्** त्रि० લંગોટીવાળું.

**कौपोदकी** स्त्री० વિષ્ણુની ગદા–કૌમોદકી.

**कौबेर** त्रि० કુબેરસંબંધી, કુબેરનું.

**कौमार** पु० કુંવારી કન્યાને પરણનાર પુરૂષ, કુમાર, સનત્કુમારનો સર્ગ–સૃષ્ટિ.

**कौमार** न० કુમારાવસ્થા, કુમારદશા, કુમારપણું.

**कौमार** त्रि० કુમારસંબંધી, કાર્તિક સ્વામી-સંબંધી, તરૂણ, કુમારદશાને પામેલ, સનત્કુમાર સંબંધી, કુમારનું.

**कौमारक** न० કુમારપણું, કુમારદશા.

**कौमारायण** पु० કુમાર નામના ઋષિનો ગોત્રપુત્ર.

**कौमारिक** पु० ઘણી કન્યાઓનો પિતા.

**कौमारिकेय** त्रि० કુંવારી કન્યાનો પુત્ર.

**कौमारी** स्त्री० જેણે બીજી સ્ત્રી કરી નથી તેવા પતિની પત્ની.

**कौमारी** स्त्री० કુમારસંબંધી ચેષ્ટા વગેરે, કાર્તિક સ્વામીની શક્તિ, તે નામે એક માતૃકા.

**कौमुद** पु० કાર્તિક મહિનો.

**कौमुदिक** त्रि० કુમુદ-રાત્રિવિકાશી કમળ-સંબંધી, પોયણાંસંબંધી.

**कौमुदिका** स्त्री० ચાંદની, ચંદ્રની જ્યોત્સ્ના.

**कौमुदी** स्त्री० ઉત્સવ, કાર્તિક માસમાં થતો ઉત્સવ, ઉપરનો અર્થ, કાર્તિકી પૂનેમ, આસો પૂનેમ, દીપોત્સવા તિથિ.

**कौमुदीचार** पु० न० આસો–પૂનેમ.

**कौमुदीनाथ** पु० ચંદ્ર, કપૂર.

**कौमुदीपति** पु० ચંદ્ર, કપૂર.

**कौमुदीवृक्ष** पु० દીપવૃક્ષ-દીવાઓનો વૃક્ષાકાર.

**कौमोदकी** स्त्री० તે નામે વિષ્ણુની ગદા.

**कौमोदी** स्त्री० ઉપરનો અર્થ.

**कौम्भकारि** पु० स्त्री० કુંભારનું સંતાન.

**कौम्भकार्य्य** पु० કુંભારનો છોકરો.
**कौम्भायन** त्रि० ઘડાની પાસેનો પ્રદેશ વગેરે.
**कौम्भायनि** त्रि० ઉપરનો અર્થ.
**कौम्भेयक** त्रि० કુંભીમાં ઉત્પન્ન થયેલ વગેરે.
**कौम्म्य** त्रि० ઘડાની સમીપનો પ્રદેશ વગેરે.
**कौरयाण** त्रि० શત્રુ પ્રત્યે જેણે પ્રયાણ કર્યું હોય તેના સંબંધી.
**कौरव** पु० કુરૂ દેશનો રાજા.
**कौरव** त्रि० કુરુવંશમાં ઉત્પન્ન થયેલ વગેરે, કુરવક વૃક્ષસંબંધી.
**कौरवायणि** पु० स्त्री० કુરૂવંશી.
**कौरवी** स्त्री० કુરૂસંબંધી સેના વગેરે, કુરૂવંશી સ્ત્રી.
**कौरवेय** त्रि० કુરૂવંશી.
**कौरव्य** त्रि० કુરૂવંશી.
**कौरव्य** पु० કુરૂ દેશનો રાજા.
**कौरुकत्य** पु० કુરૂકત ઋષિનો પુત્ર.
**कौरुजङ्गल** त्रि० કુરૂ અને જંગલ દેશમાં હોનાર–થનાર.
**कौरुजाङ्गल** त्रि० ઉપરનો અર્થ.
**कौरुपाञ्चाल** त्रि० કુરૂ અને પંચાલ દેશમાં પ્રસિદ્ધ.
**कौर्प्य** पु० જ્યોતિષપ્રસિદ્ધ વૃશ્ચિક રાશિ.
**कौर्म्म** न० કૂર્મ પુરાણ.
**कौर्म्म** त्रि० કાચબા સંબંધી.
**कौल** त्रि० કુળવાન, કુલીન, તંત્રોક્ત કુલાચારમાં આસક્ત, તંત્રોક્ત કુલાચારને જાણનાર.
**कौलक** त्रि० કુળવાન, કુલીન.
**कौलकेय** त्रि० સત્કુળમાં ઉત્પન્ન થયેલ, કુળવાન.
**कौलकेय** पु० દુરાચારિણી સ્ત્રીનો પુત્ર.
**कौलटिनेय** पु० ભિક્ષુકી સતી સ્ત્રીનો પુત્ર.
**कौलटेय** पु० સતી કે અસતી ભિક્ષુકી સ્ત્રીનો પુત્ર.
**कौलटेर** पु० વ્યભિચારિણીનો પુત્ર.
**कौलत्थ** त्रि० કળથી નામના ધાન્યથી સંસ્કારી કરેલ.
**कौलत्थीन** न० કળથી જેમાં થઇ શકે તેવું ખેતર.
**कौलपुत्रक** न० કુલપુત્રપણું.
**कौलव** पु० જ્યોતિષપ્રસિદ્ધ કરણપૈકી એક ચર કરણ.
**कौलालक** त्रि० કુંભારે કરેલ, કુંભારસંબંધી.
**कौलिक** त्रि० કુળપરંપરાથી આવેલ, પાખંડી.
**कौलिक** न० તંત્રશાસ્ત્રોક્ત કુલાચાર, પાખંડ.
**कौलिक** पु० કૌલિક મત પ્રવર્તાવનાર શિવ.
**कौलितर** पु० શંબરાસુર દૈત્ય.
**कौलिशायनि** त्रि० વજ્રની સમીપનો પ્રદેશ વગેરે.
**कौलिशिक** त्रि० વજ્ર જેવું.
**कौलीन** त्रि० પૃથ્વી ઉપર લાગેલ–લીન થયેલ, કુલક્રમથી આવેલ.
**कौलीन** न० લોકાપવાદ, ગુપ્તેન્દ્રિય, યુદ્ધ, દુષ્ટ કર્મ, પશુ અને સર્પોનું યુદ્ધ.
**कौलीन** पु० પાખંડી, વામમાર્ગી.
**कौलीरा** स्त्री० કાકડાશીંગી વનસ્પતિ.
**कौलेय** त्रि० સત્કુલમાં ઉત્પન્ન થયેલ.
**कौलेयक** पु० કુળક્રમથી આવેલ કુતરો.
**कौलेयक** त्रि० કુળવાન, કુલીન.
**कौलेयभैरवी** स्त्री० ત્રિપુરા ભૈરવી નામે એક દેવી.
**कौल्माषिक** त्रि० અડદનું સાધન.
**कौल्माषीण** न० અડદ જેમાં નીપજી શકે તેવું ખેતર.
**कौल्य** त्रि० સત્કુળમાં ઉત્પન્ન થયેલ.
**कौवल** न० બોરડીનું ફળ–બોર.
**कौविदार्य** त्रि० કોવિદાર વૃક્ષની પાસેનો પ્રદેશ વગેરે.
**कौवेर** त्रि० કુબેરસંબંધી, કુબેર જેનો દેવ હોય તે.

**कौबेर** पु० न० ते नामे એક ઝાડ.
**कौबेरिकेय** पु० કુબેરિકાનો પુત્ર.
**कौबेरी** સ્ત્રી० કુબેરની દિશા વગેરે.
**कौश** न० કાન્યકુબ્જ દેશ, કુશદ્વીપ, કનોજ પ્રાંત.
**कौश** ત્રિ० દર્ભસંબંધી, દર્ભનું પવિત્રું વગેરે, દર્ભનું કરેલ.
**कौशल** न० કુશળતા, હોંશીઆરી.
**कौशलि** पु० સ્ત્રી० કુશલાનો પુત્ર-પુત્રી.
**कौशलिका** સ્ત્રી० કુશલ પ્રશ્ન, ઉપાયન-ભેટ, નજરાણું.
**कौशली** સ્ત્રી० ઉપરના અર્થ.
**कौशलेय** पु० શ્રીરામચંદ્ર.
**कौशल्य** न० કુશલપણું, હોંશીઆરી, ચતુરાઈ, કુશલતા.
**कौशल्या** સ્ત્રી० શ્રીરામચંદ્રની માતા.
**कौशल्यातनय** पु० દશરથ પુત્ર શ્રીરામ.
**कौशल्यानंदन** पु० ઉપરનો અર્થ.
**कौशल्यायनि** पु० શ્રીરામચંદ્ર.
**कौशल्यासुत** पु० ઉપરનો અર્થ.
**कौशाम्ब** ત્રિ० કુશાંબ રાજાએ કરેલ.
**कौशाम्बी** સ્ત્રી० કુશાંબરાજાએ વસાવેલી એક નગરી,
**कौशाम्बेय** पु० કુશાંબરાજાનો વંશજ.
**कौशारव** पु० કુશારૂ મુનિનો પુત્ર.
**कौशिक** पु० ઈન્દ્ર, ઘુવડ, ગુગળ, નોળીયો, ખજાનચી, કોષકાર, કોષ બનાવનાર, શૃંગાર રસ, શરીરમાં રહેલી મજ્જા ધાતુ, અશ્વકર્ણ વૃક્ષ, વિશ્વામિત્ર, તે નામે પુરૂવંશી એક રાજા, તે નામે એક સેનાપતિ, તે નામે એક અસુર, પ્રીતિ, સ્નેહ, સર્પ પકડનાર વાદી.
**कौशिकप्रिय** पु० દશરથ પુત્ર શ્રીરામચંદ્ર.
**कौशिकफल** न० નાળીએર.
**कौशिका** સ્ત્રી० પીવાનું પાત્ર.
**कौशिकात्मज** पु० ઈન્દ્રપુત્ર જયંત, અર્જુન, વિશ્વામિત્રનો પુત્ર.
**कौशिकायनि** पु० તે નામે એક ઋષિ
**कौशिकायुध** न० ઈન્દ્રધનુષ.
**कौशिकाराति** पु० કાગડો.
**कौशिकारि** पु० કાગડો.
**कौशिकिन्** पु० બહુ० વિશ્વામિત્રે રચેલાં અધ્યયન કરનાર.
**कौशिकी** સ્ત્રી० તે નામે એક નદી, યશોદાને કન્યારૂપે ઉત્પન્ન થયેલી યોગમાયા દેવીની એક મૂર્તિ, તે નામે શબ્દની એક વૃત્તિ.
**कौशिक्योज** पु० શાખોટ નામે એક વૃક્ષ
**कौशिज** पु० બહુ० તે નામે એક દેશ.
**कौशीधान्य** न० તલ વગેરે ધાન્ય.
**कौशीलव्य** न० ગાનારપણું, નાચનારપણું ગાનારાનું તથા નાચનારનું કર્મ.
**कौशेय** न० રેશમી વસ્ત્ર, રેશમ.
**कौशेय** ત્રિ० રેશમનું, રેશમસંબંધી.
**कौश्य** ત્રિ० દર્ભસંબંધી, દર્ભનું.
**कौश्य** पु० કુશ ગોત્રનો એક ઋષિ.
**कौषारव** पु० कौशारव જુઓ.
**कौषिक** ત્રિ० कौशिक पु० જુઓ.
**कौषिकी** સ્ત્રી० દુર્ગા દેવી.
**कौषीतक** पु० કુષીતક ઋષિનો પુત્ર.
**कौषीतकिन्** पु० કૌષીતકે બનાવેલાનું અધ્યયન કરનાર.
**कौषीतकी** સ્ત્રી० અગસ્ત્ય ઋષિની સ્ત્રી.
**कौषीतकेय** पु० કુષીતક ઋષિનો પુત્ર.
**कौषेय** ત્રિ० રેશમી, રેશમનું.
**कौषेय** न० રેશમ, રેશમી વસ્ત્ર.
**कौष्ठवितक** ત્રિ० કુષ્ઠ વિદ્યામાં કુશળ.
**कौष्ठविविक** ત્રિ० ઉપરનો અર્થ.
**कौष्ठ्य** ત્રિ० કોઠાસંબંધી, પેટસંબંધ
**कौसलेय** पु० રામચંદ્ર.
**कौसल्या** સ્ત્રી० कौशल्या જુઓ.
**कौसल्यातनय** पु० રામચંદ્ર.

कौसल्यानन्दन પુ० રામચંદ્ર.
कौसल्यायनि પુ० રામચંદ્ર.
कौसल्यासुत પુ० રામચંદ્ર.
कौसारव પુ० કૌશારવ જુઓ.
कौसीद ત્રિ० વ્યાજસંબંધી.
कौसीद्य ન० આળસ, તંદ્રા, વ્યાજનો ધંધો.
कौसुम ન० ફૂલથી બનાવેલ આંજણ.
कौसुम ત્રિ० ફૂલસંબંધી.
कौसुम्भ પુ० જંગલી કસુંબો.
कौसुम्भ ત્રિ० કસુંબાથી રંગેલ, કસુંબાસંબંધી.
कौसुरुविन्द પુ० તે નામે એક યાગ.
कौसृतिक ત્રિ० માયાવી, કપટી.
कौस्तुभ પુ० વિષ્ણુના વક્ષઃસ્થળમાં રહેનારો એક મણિ.
कौस्तुभ ન० એક જાતનું તેલ, તે નામે એક મુદ્રા.
कौस्तुभलक्षक પુ० વિષ્ણુ.
कौस्तुभलक्षण પુ० વિષ્ણુ.
कौस्तुभवक्षस् પુ० વિષ્ણુ.
कौस्तुभहृदय પુ० વિષ્ણુ.
क्नथ् चु० उभ० स० सेट् મારવું, મારી નાખવું.
क्नथ् भ्वा० प० स० सेट् મારવું, મારી નાખવું.
क्नस् दिवा प० अ० सेट् પ્રકાશવું, દીપવું, કુટિલતા કરવી.
क्नस् चु० उभ० अ० सेट् દીપવું, પ્રકાશવું.
क्नस् भ्वा० प० अ० सेट् દીપવું, પ્રકાશવું.
क्नूय् भ्वा० आ० अ० सेट् દુર્ગંધ મારવી, ભીના થવું, શબ્દ કરવો.
क्नूयित् ત્રિ० શબ્દ કરનાર, દુર્ગંધ મારનાર, ભીનું થનાર.
क्मर् भ्वा० प० अ० सेट् કુટિલતા કરવી.
क्य ત્રિ० પ્રજાપતિના હિતનું, બ્રહ્મદેવનાહિતનું
क्याम्बू સ્ત્રી० એક જાતનું પ્રોપ્ખડ–ઘાસ.
क्रंश् भ्वा० प० स० सेट् પ્રકાશવું, પ્રકાશીત કરવું.

क्रकच પુ० એક જાતનું ઝાડ, કેરડાનું ઝાડ, જ્યોતિષપ્રસિદ્ધ તે નામે એક યોગ.
क्रकच પુ० ન० કરવત.
क्रकचच्छद પુ० કેવડાનું ઝાડ.
क्रकचदल પુ० કેવડાનું ઝાડ.
क्रकचपत्र પુ० ઉપરનો અર્થ.
क्रकचपाद् પુ० કાચંડો, કાકીડો.
क्रकचपाद પુ० ઉપરનો અર્થ.
क्रकचपृष्ठी સ્ત્રી० એક જાતનું માછલું.
क्रकचव्यवहार પુ० લીલાવતી ગ્રંથમાં પ્રસિદ્ધ એક ગણિત.
क्रकचा સ્ત્રી० કેવડાનું ઝાડ.
क्रकण પુ० એક જાતનું પક્ષી.
क्रकर પુ० ઉપરનો અર્થ, કેરડાનું ઝાડ, કરપત્ર અસ્ત્ર, કરવત.
क्रकर ત્રિ० દીન, ગરીબ.
क्रकुच्छन्द પુ० તે નામે એક બુદ્ધ.
क्रतु પુ० પશુબંધનના સ્તંભસહિત સોમસાધ્ય યજ્ઞ, સંકલ્પ, બ્રહ્માનો માનસપુત્ર ઋષિ, એક જાતનો વૈશ્વદેવ, વિષ્ણુ, રૂચિની અધિકતા, પ્રજ્ઞા, સ્તવન વગેરે કર્મ, ઇન્દ્રિય.
क्रतुच्छद પુ० જૈન,
क्रतुच्छद ત્રિ० યજ્ઞ ક્રિયામાં કુશળ.
क्रतुदोषनुद् પુ० પ્રાણાયામ.
क्रतुद्रुह् પુ० અસુર, નાસ્તિક.
क्रतुद्विष् પુ० ઉપરનો અર્થ.
क्रतुध्वंसिन् પુ० શિવ.
क्रतुपशु પુ० ઘોડો.
क्रतुपुरुष પુ० વિષ્ણુ, યજ્ઞવરાહ.
क्रतुप्रा પુ० કર્મ પૂર્ણ કરનાર.
क्रतुभुज् પુ० દેવ.
क्रतुराज् પુ० અશ્વમેધ યજ્ઞ, રાજસૂય યજ્ઞ.
क्रतुविक्रयिन ત્રિ० પોતાના યજ્ઞફળને બીજાનું ઠરાવીને તેની પાસેથી ધન લેનાર.
क्रतुस्थला સ્ત્રી० તે નામે એક અપ્સરા.
क्रतुस्पृश् ત્રિ० ઇન્દ્રિયનો સ્પર્શ કરનાર.

**क्रतूत्तम** पु० રાજસૂય યજ્ઞ.

**क्रत्वर्थ** पु० યજ્ઞ માટેનું.

**क्रत्वादि** पु० પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દગણ.

**क्रत्वीश्वर** न० કાશીમાં ક્રતુ મુનિએ સ્થાપેલું એક શિવલિંગ.

**क्रथ्** ભ્વા० प० स० सेट् મારવું, ઠાર મારવું.

**क्रथ्** चु० उभ० स० सेट् હર્ષ પામવો, આનંદિત થવું.

**क्रथ** पु० તે નામે જનક રાજાનો એક પુત્ર.

**क्रथन** न० મારવું, મારી નાખવું,છેદવું, કાપવું.

**क्रथन** पु० તે નામે એક દાનવ.

**क्रथनक** पु० ઉંટ.

**क्रथनकी** स्त्री० ઉંટડી.

**क्रथकैशिक** पु० बहु० તે નામે એક દેશ.

**क्रथकैशीक** पु० बहु० ઉપરનો અર્થ.

**क्रंद्** भ्वा० प० सेट् રડવું, વિકળ થવું अ० બોલાવવું. स० अनु+ રડતાં રડતાં પાછળ જવું, अभि+સામે રહી શત્રુ વગેરેને બોલાવવા. आ+બોલાવીને રડવું. सम्+आ+ સારી રીતે બોલાવીને રડવું–વિલાપ કરવો. नि+જેવું નામ હોય તેવો શબ્દોચ્ચાર કરવો. प्र+ સ્તુતિ કરવી. वि+વિશેષે કરી આક્રંદ કરવો. सम् + સારી રીતે આક્રંદ કરવો.

**क्रद्** भ्वा० आ० अ० सेट् વિકળ થવું. अनु+ પાછળ જવું.

**क्रन्तृ** त्रि० જનાર, ક્રમણ કરનાર.

**क्रन्द्** चु० उभ० अ० सेट् નિરંતર શબ્દ કરવો.

**क्रन्दन** न० શોક વગેરેથી આંસુ આવે તેમ રડવું, પોક મૂકી બોલાવવું, રડવું.

**क्रन्दन** पु० બિલાડો.

**क्रन्दनी** स्त्री० બિલાડી.

**क्रन्दित** त्रि० રડેલું, રુદન કરેલ, બુમ મારી બોલાવેલ.

**क्रन्दित** न० क्रन्दन न० જુઓ.

**क्रप्** भ्वा० आ० अ० सेट् કૃપા કરવી.

**क्रम्** भ्वा० प० स० सेट् ગમન કરવું, જવું, ચાલવું. अति+ઓળંગવું. वि+अति+ વિપરીત રીતે ઓળંગવું. सम्+अति+સારી રીતે ઓળંગવું. अधि+અત્યંત ઓળંગવું. अनु+ પરિપાટી પૂર્વક ઓળંગવું. अप+ ખસવું. अभि+સામે જવું. अव+ખસવું, હિંસા કરવી. अनु+अव+પાછળ જવું, પ્રવેશ કરવો..आ+બલાત્કારે દબાવવું. उद्+ ઉદય પામવો. अनु+उद्+ઉંચે જવું, પાછળ જવું. वि+उद्+ વિપરીતપણે અને વિશેષે કરી ઉલ્લંઘન કરવું. उप+આરંભ કરવો. नि+અત્યંત ઓળંગવું, અવશ્ય ક્રમણ કરવું. अनु+नि+અનુક્રમ કરવો. निस्+અથવા निर्+નીકળવું. परा+પરાક્રમ કરવું, બલાત્કારે દબાવવું. परि+ભમવું, ફરવું. सम्+परि+સારી રીતે વીંટવાના આકારે ચોતરફ જવું.प्र+પ્રારંભ કરવો. प्रति+પ્રતિરૂપે ઓળંગવું, પાછા ફરવું. वि+ પગે ચાલવું. अधि+वि+અધિક પરાક્રમ કરવું. निर्+वि+વિશેષે કરી નીકળવું. सम्+ એક સ્થળે રહેલાને અન્ય સ્થળે લઇ જવું. अनु+सम्+અનુરૂપે અથવા અનુક્રમે સંક્રમણ કરવું. उप+सम्+સમીપમાં સંક્રમણ કરવું. प्रति+सम्+પ્રતિકૂલ સંક્રમણ કરવું, પાછા ફરવું.

**क्रम** पु० પગ હલાવવા, પગ, અર્થની નિયતપણે પૂર્વાપર સ્થિતિ, ક્રમ, અનુક્રમ, પરિપાટી, ગમન કરવું, કલ્પાનુષ્ઠાન, સામર્થ્યહેતુક વ્યાપાર, આક્રમણ કરવું, ચઢાઈ કરવી, વેદની સંહિતાને અનુસરતા પાઠથી વિલોમપાઠ, ત્રિણુ, યથાયોગ્ય સ્થાપવું.

**क्रम** न० કાદવ.

**क्रमक** त्रि० વેદપાઠમાં ક્રમપાઠનું અધ્યયન

કરનાર–જાણનાર, ગમન કરનાર, જનાર, અનુક્રમસંબંધી.

**क्रमजटा** સ્ત્રી૦ એક પ્રકારનો વેદપાઠ.

**क्रमजित्** પુ૦ તે નામે એક રાજા.

**क्रमज्या** સ્ત્રી૦ ગ્રહોના સ્પષ્ટાધિકારમાં કહેવામાં આવેલી એક જ્યા.

**क्रमण** પુ૦પગ, તે નામે યદુવંશી એક રાજા.

**क्रमण** ન૦ ગમન કરવું, જવું, પગલું ભરવું.

**क्रमदण्डक** પુ૦ તે નામે એક વેદપાઠનો પ્રકાર.

**क्रमदीश्वर** પુ૦ 'સંક્ષિપ્તસાર' નામે એક વ્યાકરણ કરનારો વિદ્વાન.

**क्रमपद** પુ૦ એક પ્રકારનો વેદપાઠ.

**क्रमपार** પુ૦ તે નામે એક પ્રકારનો વેદપાઠ.

**क्रमपूरक** પુ૦ તે નામે એક ઝાડ.

**क्रममाण** ત્રિ૦ ગતિ કરતું, આગળ જતું.

**क्रमयोग** પુ૦ અનુક્રમે યોગ.

**क्रमशस्** અવ્ય૦ ક્રમે ક્રમે.

**क्रमसंग्रह** પુ૦ તે નામે એક ગ્રંથ.

**क्रमसन्दर्भ** પુ૦ તે નામે એક ગ્રંથ.

**क्रमागत** ત્રિ૦ ક્રમથી આવેલ, કુળપરંપરાથી ઊતરી આવેલ, પિતા વગેરેના ક્રમથી પ્રાપ્ત થયેલ.

**क्रमागतता** સ્ત્રી૦ ક્રમે આવેલાપણું.

**क्रमागतत्व** ન૦ ઉપરનો અર્થ.

**क्रमादि** પુ૦ પાણિનીય વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દગણ.

**क्रमायात** પુ૦ क्रमागत જુઓ.

**क्रमि** પુ૦ कृमि જુઓ.

**क्रमिक** ત્રિ૦ क्रमागत જુઓ.

**क्रमिक** ત્રિ૦ ક્રમે વર્તનાર, ક્રમવાળું.

**क्रमिकण्टक** ન૦ વાવડિંગ, ચિત્રાંગ વનસ્પતિ, ઉંબરો.

**क्रमिघ्न** ન૦ વાવડીંગ.

**क्रमिघ्न** ત્રિ૦ કૃમિનો નાશ કરનાર.

**क्रमिज** ન૦ અગર ચંદન.

**क्रमिजा** સ્ત્રી૦ લાખ.

**क्रमितृ** ત્રિ૦ ગમન કરનાર, જનાર.

**क्रमिशत्रु** ન૦ વાવડીંગ.

**क्रमु** પુ૦ સોપારીનું ઝાડ.

**क्रमुक** પુ૦ એક જાતના લોધરનું ઝાડ, સોપારીનું ઝાડ, ફળદાર વૃક્ષ, એક જાતની મોથ, કપાસનું ઝાડ.

**क्रमुक** ન૦ કપાસીઓ, કપાસના ઝાડનું ફળ.

**क्रमुकफल** ન૦ સોપારી.

**क्रमुकी** સ્ત્રી૦ સોપારીનું ઝાડ.

**क्रमेतर** ત્રિ૦ ક્રમ નામના વેદપાઠના પ્રકારથી ભિન્ન.

**क्रमेल** પુ૦ ઉંટ.

**क्रमेलक** પુ૦ ઉંટ.

**क्रमेलकी** સ્ત્રી૦ ઉંટડી.

**क्रमेली** સ્ત્રી૦ ઉંટડી.

**क्रमोद्वेग** પુ૦ બળદ.

**क्रय** પુ૦ ખરીદવું, વેચાતું લેવું.

**क्रयक्रीत** ત્રિ૦ વેચાતું લીધેલ.

**क्रयण** ન૦ क्रय જુઓ.

**क्रयनियम** પુ૦ વેચનાર અને વેચાતું લેનારની વચ્ચે થયેલો કોઇ એક નિયમ.

**क्रयलेख्य** ન૦ વેચાણ ખત.

**क्रयविक्रय** પુ૦ દ્વિવ૦ વેચવું અને વેચાતું લેવું, લેવડદેવડ–વેપાર.

**क्रयविक्रयानुशय** પુ૦ વેચવામાં અને ખરીદવામાં પશ્ચાત્તાપ.

**क्रयविक्रयिक** પુ૦ વેપારી–વેચવા ખરીદવાનો ધંધો કરનાર, લેવડ દેવડ–વેપાર.

**क्रयविक्रयिन्** પુ૦ ખરીદનાર અને વેચનાર.

**क्रयशीर्ष** ન૦ કિલ્લા વગેરેનો કાંગરો.

**क्रयाक्रयिका** સ્ત્રી૦ વેચાતું લેવું ન લેવું.

**क्रयाणक** ત્રિ૦ વેચવા યોગ્ય, કરીયાણું.

**क्रयारोह** પુ૦ દુકાન, બજાર.

**क्रयिक** ત્રિ૦ क्रयविक्रयिक જુઓ, વેચાતું લેનાર.

**जीवन्तिक** પુ૦ પક્ષી પકડનાર શિકારી.

**जीवन्तिका** સ્ત્રી૦ ગળો વનસ્પતિ, જીવન્તી વૃક્ષ, હરડે.

**जीवन्ती** સ્ત્રી૦ જીવન્તી વૃક્ષ, હરડે, ડોડી, ગળો, કચૂરો, ખીજડો.

**जीवन्त्याद्यघृत** ન૦ એક જાતનું ઔષધરૂપ પકવ ઘી.

**जीवन्मुक्त** ત્રિ૦ જીવતાંજ મુક્ત, આત્મજ્ઞાની.

**जीवन्मुक्ति** સ્ત્રી૦ જીવતાંજ મુક્તિ, આત્મજ્ઞાન.

**जीवन्मृत** ત્રિ૦ જીવતાંજ મુવાસમાન, પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ.

**जीवपति** સ્ત્રી૦ જેનો ધણી જીવતો હોય તેવી સ્ત્રી.

**जीवपतिका** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**जीवपत्नी** સ્ત્રી૦ जीवपति જુઓ.

**जीवपत्रप्रचायिका** સ્ત્રી૦ ઉત્તર દેશના લોકોની એક રમત.

**जीवपुत्र** પુ૦ જેનો પુત્ર જીવતો હોય તેવો કોઇ પુરૂષ, એક જાતનું ઝાડ.

**जीवपुत्रक** પુ૦ એક જાતનું ઝાડ.

**जीवपुत्रा** સ્ત્રી૦ જેનો પુત્ર જીવતો હોય તેવી કોઇ સ્ત્રી.

**जीवपुष्प** ન૦ જીવરૂપ પુષ્પ.

**जीवपुष्पा** સ્ત્રી૦ बृहज्जीवन्ती વૃક્ષ.

**जीवप्रिय** ત્રિ૦ જીવ જેને વહાલો છે તે-સર્વ કોઈ પ્રાણી.

**जीवप्रिया** સ્ત્રી૦ હરડે.

**जीवभद्र** ન૦ જીવનું કલ્યાણ.

**जीवभद्रा** સ્ત્રી૦ જીવન્તી વૃક્ષ.

**जीवमन्दिर** ન૦ શરીર.

**जीवमातृका** સ્ત્રી૦ કુમારી વગેરે સાત જીવમાતૃકા-દેવીઓ.

**जीवयाल** પુ૦ પશુઓથી યજ્ઞ કરવો.

**जीवयोनि** સ્ત્રી૦ હરકોઇ સજીવ પ્રાણી.

**जीवरक्त** ન૦ સ્ત્રીઓનું ઋતુ સંબંધી લોહી-અટકાવમાં દેખાતું લોહી.

**जीवला** સ્ત્રી૦ સૈંહલી નામે એક વેલો.

**जीवलोक** પુ૦ સંસાર, જીવરૂપ લોક.

**जीववत्** ત્રિ૦ જીવવાળું.

**जीववल्ली** સ્ત્રી૦ क्षीरकाकोली વનસ્પતિ.

**जीववृत्ति** સ્ત્રી૦ પશુપાલપણું.

**जीववृत्ति** ત્રિ૦ જીવમાં વર્તનાર-રહેનાર.

**जीवशाक** પુ૦ માલવદેશપ્રસિદ્ધ એક શાક.

**जीवशुक्ला** સ્ત્રી૦ जीववल्ली જુઓ.

**जीवश्रेष्ठा** સ્ત્રી૦ ऋद्धि નામે એક વનસ્પતિ.

**जीवसंज्ञ** પુ૦ कामवृद्धि વૃક્ષ.

**जीवसाधन** ન૦ ધાન્ય, અનાજ.

**जीवसू** સ્ત્રી૦ જેનાં છોકરાં જીવતાં હોય તેવી સ્ત્રી.

**जीवस्थान** ન૦ શરીરમાં રહેલાં મર્મસ્થાન.

**जीवहीन** પુ૦ તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ છ અક્ષરોવાળો એક મંત્ર.

**जीवा** સ્ત્રી૦ ધનુષની દોરી, જીવન્તી વૃક્ષ, વજ, પૃથ્વી, જીવનનો ઉપાય, આજીવિકા, જીવન, કોઈ દાગીનાનો શબ્દ.

**जीवाजीवाधार** પુ૦ પૃથ્વી, જગત.

**जीवातु** પુ૦ અન્ન, જીવન ઔષધ, મરેલાને જીવાડનારૂં ઔષધ, જીવન, જીંદગી.

**जीवातुमत्** પુ૦ તે નામે એક દેવ.

**जीवात्मन्** પુ૦ પ્રાણસંચારયુક્ત આત્મા, પ્રાણી, જીવાત્મા.

**जीवादान** ન૦ વૈદ્યનિમિત્ત એક વ્યાપત્.

**जीवाधार** પુ૦ હૃદય, જગત, સંસાર.

**जीवान्तक** પુ૦ પોતાની આજીવિકા માટે પ્રાણીઓનો નાશ કરનાર પારધિ.

**जीवान्तक** ત્રિ૦ પ્રાણીઓનો નાશ કરનાર.

**जीवार्द्धपिण्डक** પુ૦ જ્યોતિષપ્રસિદ્ધ ચક્રસ્થ રાશિકળાઓના ૧૮૦૦ નો આઠમો ભાગ.

**जीवाला** સ્ત્રી૦ સૈંહલી વેલો.

**जीवाशा** ત્રિ૦ જીવવાની આશાવાળું.

**जीवाशा** स्त्री० જીવની આશા, જીવવાની આશા.

**जीवास्तिकाय** पु० જૈનમતપ્રસિદ્ધ એક જીવ પદાર્થ.

**जीविका** स्त्री० જીવનનો ઉપાય, આજીવિકા, જીવન્તી વૃક્ષ.

**जीविकाप्राप्त** त्रि० આજીવિકાને પામેલ.

**जीवित** न० જીવન, પ્રાણધારણ, જીંદગી.

**जीवितकाल** पु० પ્રાણધારણનો સમય-આયુષનો કાળ.

**जीवितज्ञा** स्त्री० નાડી-જેનાથી જીવનું જ્ઞાન થાય છે તે નાડી.

**जीवितव्य** त्रि० જીવાડવા યોગ્ય.

**जीवितव्य** न० જીંદગી, જીવન.

**जीवितव्यय** पु० જીંદગીનો નાશ, જીવ ખર્ચી નાખવો તે.

**जीवितसंशय** पु० જીવવામાં સંશય, જીંદગીનો શક.

**जीविताशा** स्त्री० જીવવાની આશા.

**जीवितेश** पु० પ્રાણનાથ, યમ, ચંદ્ર, સૂર્ય, જીંદગી આપનારૂં ઔષધ.

**जीवितेश** त्रि० જીંદગીનું માલીક.

**जीविन्** त्रि० જીવવાળું, જીવતું, આજીવિકાવાળું.

**जीवेष्टि** स्त्री० 'બૃહસ્પતિ સવ' નામે યજ્ઞ.

**जीवोत्पत्तिवाद** पु० પાંચરાત્ર વૈષ્ણવસિદ્ધાન્તપ્રસિદ્ધ જીવની ઉત્પત્તિ વિષે વાદ.

**जीवोत्सर्ग** पु० જીવનો ત્યાગ કરવો તે, જીવ કાઢી આપવો.

**जीवोपाधि** पु० જાગ્રત-સ્વપ્ન સુષુપ્તિ-એ અવસ્થાઓ.

**जीवोर्णा** स्त्री० જીવતા ઘેટા વગેરેની ઊન.

**जीव्य** त्रि० જીવવા યોગ્ય, જીવાડવા યોગ્ય, જીવવાનું સાધન.

**जीव्या** स्त्री० હરડે, જીવન્તી વૃક્ષ.

**जु** भ्वा० प० अ० अनिट् વેગ કરવો, વેગવાળા થવું.

**जु** सौत्र० आ० अ० अनिट् ગમન કરવું, જવું.

**जुकुट** पु० કુતરો, મલયાચલ પર્વત.

**जुकुट** न० ઉપરના અર્થ.

**जुंग्** भ्वा० प० स० सेट् ત્યાગ કરવો, તજવું.

**जुगुपिषु** त्रि० રક્ષણ કરવા ઇચ્છનાર.

**जुगुप्सन** न० નિંદવું, નિંદા કરવી.

**जुगुप्सन** त्रि० નિંદા કરવાના સ્વભાવવાળું.

**जुगुप्सा** स्त्री० નિંદા.

**जुगुप्सित** त्रि० નિંદેલ.

**जुगुर्वणि** त्रि० સ્તુતિ કરનારાઓની સંભક્તિ કરનાર-સેવા કરનાર.

**जुङ्ग** पु० वृद्धदारक વૃક્ષ.

**जुङ्गक** पु० ઉપરનો અર્થ.

**जुङ्गा** स्त्री० जुङ्ग જુઓ.

**जुङ्गित** पु० ચાંડાળ.

**जुङ्गित** त्रि० બહિષ્કૃત, ત્યાગ કરેલ, ત્યજેલ.

**जुञ्च्** भ्वा० प० स० सेट् બોલવું, પ્રકટ કરવું.

**जुञ्च्** चु० उभ० स० सेट् ઉપરના અર્થ.

**जुट** पु० શિવની જટા.

**जुटक** न० શિવની જટા, કેશપાશ.

**जुटिका** स्त्री० અંબોડો. કેશપાશ.

**जुड्** चु० उभ० स० सेट् પ્રેરણા કરવી.

**जुड्** तुदा० प० स० सेट् બાંધવું.

**जुड्** तुदा० प० स० सेट् ગમન કરવું, જવું.

**जुत्** भ्वा० आ० अ० सेट् દીપવું, પ્રકાશવું.

**जुन्** तुदा० प० स० सेट् ગમન કરવું, જવું.

**जुम्बक** पु० વરૂણ દેવ.

**जुर्** स्त्री० વેગ, ગતિ.

**जुर्व्** भ्वा० प० स० सेट् વધ કરવો, મારવું, મારી નાખવું.

**जुल्** चु० उभ० स० सेट् પીસવું, દળવું.

**जुवस** त्रि० વેગવાળું.

**जुष्** चु० उभ सेट् તૃપ્ત કરવું अ० તર્ક કરવો. स०

**जुष्** भ्वा० प० सेट् ઉપર પ્રમાણે.

**जुष्** तुदा० आ० सेट् હર્ષ પામવો, પ્રસન્ન થવું. અ૦ સેવા કરવી. સ૦
**जुष्कक** પુ૦ મગ વગેરેનું ઓસામણ.
**जुष्ट** ન૦ ઉચ્છિષ્ટ–એઠું.
**जुष्ट** ત્રિ૦ સેવેલ, પ્રસન્ન કરેલ, હર્ષ પમાડેલ.
**जुष्य** ત્રિ૦ સેવવા યોગ્ય, પ્રસન્ન કરવા યોગ્ય, હર્ષ પમાડવા યોગ્ય.
**जुहु** સ્ત્રી૦ તે નામે એક યજ્ઞપાત્ર–સરવો.
**जुहुराण** ત્રિ૦ કપટ કરનાર, કુટિલતા કરનાર.
**जुहुराण** પુ૦ ચંદ્ર.
**जुहुवत्** ત્રિ૦ જુહુ નામના યજ્ઞપાત્રવાળું.
**जुहुवत्** પુ૦ અગ્નિ.
**जुहुवान** પુ૦ અગ્નિ, વૃક્ષ, ચિત્રક વૃક્ષ.
**जुहू** સ્ત્રી૦ जुहु જુઓ.
**जुहूराण** પુ૦ અધ્વર્યુ, અગ્નિ, ચંદ્ર.
**जुहूवत्** ત્રિ૦ जुहू નામના યજ્ઞપાત્રવાળું.
**जुहूवत्** પુ૦ અગ્નિ.
**जुहूवाण** પુ૦ जुहूराण જુઓ.
**जुहोति** સ્ત્રી૦ એક પ્રકારનો હોમ.
**जुह्वत्** ત્રિ૦ હોમતું, હવન કરતું.
**जुह्वास्य** પુ૦ હોમ માટેનો અગ્નિ.
**जू** સૌત્ર૦ સ૦ પ૦ સેટ્ ગમન કરવું, જવું.
**जू** સ્ત્રી૦ આકાશ, સરસ્વતી, પિશાચી, વેગ, વેગવાળી ગતિ.
**जू** ત્રિ૦ વેગવાળું.
**जूट** પુ૦ જટાબંધ–વેણી, અંબોડો, જટા, શિવની જટા.
**जूटक** પુ૦ ઉપરના અર્થ.
**जूत** ત્રિ૦ ગયેલ, આકર્ષેલ, ખેંચેલ, દીપેલ, આપેલ.
**जूति** સ્ત્રી૦ વેગ, મનને પીડા કે દુઃખીપણાનો અભાવ.
**जूतिका** સ્ત્રી૦ એક જાતનું કપૂર.
**जूर्** દિવા૦ આ૦ સેટ્ જીર્ણ થવું, ઘરડા થવું અ૦ વધ કરવો, મારી નાખવું સ૦
**जूर्ण** પુ૦ એક જાતનું ઘાસ.
**जूर्णाह्वय** પુ૦ એક જાતનું ધાન્ય.
**जूर्णि** સ્ત્રી૦ સ્ત્રીનો રોગ, વેગ, સૂર્ય, દેહ, શરીર, બ્રહ્મ, કોપ, ક્રોધ, તાવ, આકડાનું ઝાડ.
**जूर्णि** ત્રિ૦ વેગવાળું, દ્રવવાળું, તાવવાળું.
**जूर्त्ति** સ્ત્રી૦ જ્વર, તાવ.
**जूर्व** ભ્વા૦ પ૦ સ૦ સેટ્ વધ કરવો, મારી નાખવું, પીડવું.
**जूष्** ભ્વા૦ ઉભ૦ સ૦ સેટ્ ઉપરના અર્થ.
**जूष** પુ૦ ન૦ મગ વગેરેનું ઓસામણ.
**जूषण** ન૦ એક જાતનું વૃક્ષ.
**जॄ** ભ્વા૦ પ૦ સ૦ अनिट् તિરસ્કાર કરવો.
**जृभ** ભ્વા૦ આ૦ અ૦ સેટ્ બગાસું ખાવું.
**जृम्भ** ભ્વા૦ આ૦ અ૦ સેટ્ બગાસું ખાવું, આળસ મરડવું.
**जृम्भ** પુ૦ ન૦ બગાસું ખાવું, બગાસું, વિકાસ, ફેલાવું, ઉઘડવું, વિસ્તાર પામવો.
**जृम्भक** ત્રિ૦ બગાસું ખાનાર.
**जृम्भक** પુ૦ તે નામે એક રુદ્રગણ, તે નામે એક દૈત્ય.
**जृम्भक** ન૦ તે નામે એક અસ્ત્ર–જે વિશ્વામિત્રે રામને આપ્યું હતું.
**जृम्भण** ન૦ બગાસું ખાવું, પહોળું થવું, વિકાસ, ખીલવું, જૃંભક અસ્ત્ર.
**जृम्भण** ત્રિ૦ બગાસું ખાનાર.
**जृम्भमाण** ત્રિ૦ બગાસું ખાતું, વિકાસ પામતું, ખીલતું.
**जृम्भा** સ્ત્રી૦ બગાસું.
**जृम्भावत्** ત્રિ૦ બગાસાવાળું.
**जृम्भिका** સ્ત્રી૦ બગાસું.
**जृम्भिणी** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ, एलापर्णी.
**जृम्भित** ત્રિ૦ ચેષ્ટા કરેલ, વૃદ્ધિ પામેલ, વીકસેલ, ખીલેલ, ઉઘડેલ, બગાસું ખાધેલ.
**जृम्भित** ન૦ બગાસું, વિકાસ, પ્રફુલ્લ થવું, ખીલવું, સ્ત્રીઓનું એક કરણ.

**जृम्भिन्** त्रि० બગાસું ખાનાર, ઉઘડનાર, ખીલનાર, વિકાસ પામનાર.

**जॄ** दिवा० प० अ० सेट् ઘરડા થવું, જૂના થવું.

**जॄ** चु० उभ० अ० सेट् ઘરડા થવું, જૂના થવું.

**जॄ** क्रया० उभ० अ० सेट् ઉપરના અર્થ.

**जॄ** भ्वा० प० अ० सेट् ઘરડા થવું, જીર્ણ થવું.

**जेतव्य** त्रि० જિતવા યોગ્ય.

**जेतुकाम** त्रि० જીતવાની ઇચ્છાવાળું.

**जेतृ** त्रि० જીતનાર.

**जेत्व** त्रि० જીતવા યોગ્ય.

**जेन्ताक** न० નાસ-બાફ લેવા માટે કરેલ એક જાતનું ઘર.

**जेन्य** त्रि० જયશીલ-વિજય મેળવનાર, ઉત્પન્ન કરવા યોગ્ય, જીતવા યોગ્ય.

**जेमन** त्रि० જયશીલ, જીતનાર.

**जेमन** पु० જીતનારપણું, જય, જીત, જીતવાનું સામર્થ્ય.

**जेय** त्रि० જીતવા યોગ્ય.

**जेष्** भ्वा० आ० स० सेट् ગમન કરવું, જવું.

**जेह्** भ्वा० आ० अ० सेट् યત્ન કરવો, મહેનત કરવી.

**जै** भ्वा० प० अ० अनिट् क्षय પામવો, ઘસાવું.

**जैगीषव्य** पु० યોગવેત્તા તે નામે મુનિ.

**जैत्र** त्रि० જયશીલ, જીતનાર.

**जैत्र** पु० પારદ, પારો.

**जैत्र** न० ઔષધ-દવા.

**जैत्ररथ** त्रि० જયશીલ, જીત મેળવનાર, શૂરવીર.

**जैत्री** स्त्री० જયન્તી વૃક્ષ.

**जैन** पु० જિનદેવનો ઉપાસક શ્રાવક, જૈન તીર્થંકર.

**जैपाल** पु० નેપાળાનું ઝાડ.

**जैमिनि** पु० તે નામે એક મુનિ-પૂર્વમીમાંસાકાર વિદ્વાન.

**जैमिनीय** न० પૂર્વમીમાંસા દર્શનશાસ્ત્ર.

**जैमूत** त्रि० મેઘસંબંધી, મેઘનું.

**जैव** त्रि० જીવ સંબંધી, આત્મા સંબંધી, બૃહસ્પતિ સંબંધી.

**जैव** न० પુષ્ય નક્ષત્ર.

**जैवन्तायन** पु० જીવન્ત ઋષિનો ગોત્રજ.

**जैवन्तायनि** त्रि० જીવન્તની સમીપનો પ્રદેશ વગેરે.

**जैवलि** पु० જીવાલ રાજાનો પુત્ર પ્રવાહણ.

**जैवातृक** पु० ચંદ્ર, કપૂર, પુત્ર, ઔષધ, દવા.

**जैवातृक** त्रि० લાંબી આયુષવાળું.

**जैवि** त्रि० જીવની સમીપનો પ્રદેશ વગેરે.

**जैवेय** पु० બૃહસ્પતિનો પુત્ર કચ મુનિ.

**जैवेय** त्रि० ધનુષની દોરી સંબંધી.

**जैष्णव** त्रि० જય મેળવનારસંબંધી.

**जैह्माशिनेय** पु० જિહ્માશિનનો પુત્ર.

**जैह्म्य** न० કપટ, કુટિલતા, વક્રતા, વાંકાઇ.

**जैह्व** त्रि० જીભ સંબંધી, જીભનું.

**जोङ्ग** न० ત્યાગ કરવો, તજવું.

**जोङ्ग** न० અગર ચંદન.

**जोङ्गट** पु० ગર્ભિણીનો અભિલાષ-દોહલું.

**जोटिङ्ग** पु० મહાદેવ.

**जोटिङ्ग** त्रि० મહાવ્રત ધારી.

**जोड** पु० બંધન.

**जोन्ताला** स्त्री० એક જાતનું ધાન્ય.

**जोष** पु० પ્રીતિ, સેવન.

**जोष** न० સુખ.

**जोषण** न० પ્રીતિ, સેવન.

**जोषणा** स्त्री० પ્રીતિ, સેવન.

**जोषम्** अव्य० ચૂપ, ચુપચુપ, મુંગા રહેવું એવા અર્થમાં, સુખેથી, સુખમાં એવા અર્થમાં.

**जोषा** स्त्री० નારી, સ્ત્રી.

**जोषाका** स्त्री० નારી, સ્ત્રી, બાલિકા.

**जोषित्** स्त्री० નારી, સ્ત્રી.

**जोषिता** स्त्री० ઉપરનો અર્થ.

**जोष्टृ** त्रि० સેવનાર, સેવક.

**जोमर** न० જુમરનંદિ નામના વિદ્વાને કરેલ

'संक्षिप्त सार' नामे એક વ્યાકરણ.

**जोमर** त्रि० જોમર વ્યાકરણને ભણનાર.

**जोलायन** पु० જુલ ઋષિનો પુત્ર.

**जौह्र** त्रि० તે નામે યજ્ઞનાં અમુક હવ્ય.

**ज्ञ्** ज् અને ञ् મળી બનેલો એક વ્યંજન.

**ज्ञ** पु० બુધ ગ્રહ, પંડિત, વિદ્વાન, જ્ઞાતા, બ્રહ્મા, મંગળ ગ્રહ.

**ज्ञ** त्रि० જાણનાર.

**ज्ञक** त्रि० જાણનાર.

**ज्ञता** स्त्री० જાણનારપણું, જ્ઞાન.

**ज्ञत्व** न० ઉપરના અર્થ.

**ज्ञप्** चु० उभ० स० सेट् મારવું, જોવું, તીક્ષ્ણ કરવું, સંતોષ પમાડવો, સ્તુતિ કરવી, શીખવવું.

**ज्ञपित** त्रि० જણાવેલ, જોયેલ, તીક્ષ્ણ કરેલ, મારેલ, સંતોષ પમાડેલ, સ્તુતિ કરેલ, શીખવેલ.

**ज्ञप्त** त्रि० ઉપરના અર્થ.

**ज्ञप्ति** स्त्री० બુદ્ધિ, મારવું, સંતોષ પમાડવો, તીક્ષ્ણ કરવું, સ્તુતિ કરવી.

**ज्ञा** क्र्यादि० प० स० अनिट् જાણવું, अनु+ અનુમતિ આપવી, રજા આપવી, अप + છુપાવવું, अभि + સારી રીતે જાણવું, प्रति + अभि+ઓળખવું, પીછાણવું, सम्+ अभि+ઓળખવું, अव + અનાદર કરવો, હલકારૂપે જાણવું, आ + સારી રીતે જાણવું, આજ્ઞા કરવી, હુકમ કરવો, उप + પ્રથમ જાણવુ, निस् + निर् + નિશ્ચય રૂપે જાણવું, परि + ચોતરફથી જાણવું, प्र + અત્યંત જાણવું, प्रति + પ્રતિજ્ઞા કરવી, वि + વિશેષ જાણવું, सम् + સારી રીતે જાણવું, સંજ્ઞા થવી, ભાનમાં આવવું, ચૈતન્ય પામવું.

**ज्ञा** चु० उभ० स० सेट् ज्ञप् ધાતુ જુઓ.

**ज्ञा** चु० उभ० स० सेट् પ્રેરણા કરવી.

**ज्ञात** त्रि० જાણેલ.

**ज्ञात** न० જ્ઞાન.

**ज्ञातनन्दन** पु० જૈન તીર્થંકર મહાવીર સ્વામી.

**ज्ञातल** त्रि० જ્ઞાનવાળું.

**ज्ञातलेय** पु० જ્ઞાતલનો પુત્ર.

**ज्ञातव्य** त्रि० જાણવા યોગ્ય.

**ज्ञातसिद्धान्त** पु० સિદ્ધાંતને જાણનાર.

**ज्ञाताधर्मकथा** स्त्री० જૈનમતે અગીઆર અંગોપૈકી છઠ્ઠું અંગ.

**ज्ञातान्वय** पु० જૈન તીર્થંકર મહાવીર.

**ज्ञाति** पु० પિતા, કાકો વગેરે સંબંધી, બાંધવ, કુટુંબી.

**ज्ञातिकर्मन्** न० જ્ઞાતિનું કર્મ.

**ज्ञातिता** स्त्री० જ્ઞાતિપણું.

**ज्ञातित्व** न० જ્ઞાતિપણું.

**ज्ञातृ** त्रि० જ્ઞાનશીલ, જ્ઞાતા, જાણનાર, જ્ઞાની.

**ज्ञातृता** स्त्री० જાણનારપણું.

**ज्ञातृत्व** न० ઉપરનો અર્થ.

**ज्ञातेय** न० જ્ઞાતિપણું, જ્ઞાતિનું કામ.

**ज्ञात्वा** अव्य० જાણીને.

**ज्ञान** पु० છત્ર.

**ज्ञान** न० બોધ, જ્ઞાન સમજણ, આત્મજ્ઞાન, તત્વજ્ઞાન.

**ज्ञानकृत** त्रि० બુદ્ધિપૂર્વક કરેલ, જાણી જોઇને કરેલ.

**ज्ञानगम्य** पु० પરમેશ્વર.

**ज्ञानचक्षुस्** पु० વિદ્વાન, જ્ઞાની.

**ज्ञानचक्षुस्** न० જ્ઞાનરૂપ નેત્ર–દૃષ્ટિ.

**ज्ञानतपस्** न० જ્ઞાનરૂપ તપ જ્ઞાન માટે તપ.

**ज्ञानद** त्रि० જ્ઞાન આપનાર, ગુરૂ, ઉપદેશક વગેરે.

**ज्ञानदग्धदेह** पु० સંન્યાસી.

**ज्ञानदर्पण** पु० જ્ઞાનરૂપ આરસી.

**ज्ञानदा** स्त्री० સરસ્વતી દેવી.

**ज्ञानदातृ** त्रि० જ્ઞાન આપનાર, ગુરૂ–ઉપદેશક વગેરે.

**ज्ञानदात्री** स्त्री० સરસ્વતી દેવી.

**ज्ञानधन** न० જ્ઞાનરૂપી ધન.
**ज्ञानधन** त्रि० જ્ઞાનરૂપી ધનવાળું.
**ज्ञाननिष्ठ** त्रि० જ્ઞાનમાં નિષ્ઠાવાળું જ્ઞાનસાધનમાં યુક્ત, તત્વવેત્તા.
**ज्ञानपति** पु० પરમેશ્વર, ગુરૂ.
**ज्ञानपर** त्रि० જ્ઞાનમાં પરાયણ.
**ज्ञानपावन** न० તે નામે એક તીર્થ.
**ज्ञानप्रदीप** पु० મહાદેવ, જ્ઞાનરૂપી દીવો.
**ज्ञानप्रवाद** न० જૈનમતે ચૌદ પૂર્વ પૈકી પાંચમું પૂર્વ.
**ज्ञानमय** पु० પરમેશ્વર, પરબ્રહ્મ, પરમાત્મા, શિવ.
**ज्ञानमय** त्रि० જ્ઞાની.
**ज्ञानमुद्र** त्रि० જ્ઞાની, ડાહ્યું.
**ज्ञानमुद्रा** स्त्री० તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ એક મુદ્રા.
**ज्ञानमूल** त्रि० જ્ઞાનરૂપ મૂળવાળું.
**ज्ञानमूल** न० જ્ઞાનનું મૂળ.
**ज्ञानयज्ञ** पु० તત્વવેત્તા, જ્ઞાની, જ્ઞાનરૂપી યજ્ઞ.
**ज्ञानयोग** पु० જ્ઞાનરૂપી યોગ, જ્ઞાનમાંજ એક નિષ્ઠા.
**ज्ञानलक्षण** न० જ્ઞાનનું લક્ષણ, ચિત્ર, સૂચના.
**ज्ञानलक्षणा** स्त्री० ન્યાયમતે અલૌકિક પ્રત્યક્ષનું સાધન એક સન્નિકર્ષ.
**ज्ञानवत्** त्रि० જ્ઞાનવાળું, જ્ઞાની.
**ज्ञानविज्ञान** न० જ્ઞાન અને વિજ્ઞાન.
**ज्ञानसाधन** न० ઇન્દ્રિય, તત્વજ્ઞાનનું સાધન, શ્રવણ–મનન–નિદિધ્યાસન વગેરે.
**ज्ञानानुत्पाद** पु० જ્ઞાનની નહિ ઉત્પત્તિ, મૂર્ખાઇ, અજ્ઞાનતા.
**ज्ञानापीड** पु० જ્ઞાનથી ઉત્પન્ન થનારા સંસ્કારના નાશથી થનારૂં વિસ્મરણ.
**ज्ञानाभ्यास** पु० જ્ઞાનનો અભ્યાસ, જ્ઞાનનાં સાધન શ્રવણ–મનન–નિદિધ્યાસન વગેરેનો અભ્યાસ.
**ज्ञानावस्थित** त्रि० જ્ઞાનમાં રહેલ, જ્ઞાનમાં સ્થિતિ પામેલ.
**ज्ञानासन** न० તે નામે એક આસન.
**ज्ञानिता** स्त्री० જ્ઞાનીપણું.
**ज्ञानित्व** न० જ્ઞાનીપણું.
**ज्ञानिन्** त्रि० જ્ઞાની, જ્ઞાનવાળું, આત્મજ્ઞાની.
**ज्ञानेन्द्रिय** न० જ્ઞાનસાધન ઇન્દ્રિય–શ્રોત્ર–ત્વક્–ચક્ષુ–જિહ્વા–નાસિકા.
**ज्ञापक** त्रि० જણાવનાર, બોધ આપનાર, સમજાવનાર.
**ज्ञापक** पु० ગુરૂ, આચાર્ય.
**ज्ञापक** न० વ્યાકરણપ્રસિદ્ધ જ્ઞાપક–પ્રમાણદર્શક સૂત્ર.
**ज्ञापन** न० જણાવવું, બોધ આપવો, સમજાવવું.
**ज्ञाप्ति** स्त्री० ઉપરના અર્થ.
**ज्ञीप्सा** स्त्री० જાણવાની ઇચ્છા.
**ज्ञीप्स्यमान** त्रि० જણાવવાને ઇચ્છેલ.
**ज्ञेय** त्रि० જાણવા યોગ્ય.
**ज्ञेयता** स्त्री० જાણવાયોગ્યપણું.
**ज्ञेयत्व** न० ઉપરનો અર્થ.
**ज्यका** स्त्री० વૃત્તની એક રેખા.
**ज्या** क्र्या० प० અ० अनिट् ઘરડા થવું, ક્ષીણ થવું.
**ज्या** स्त्री० ધનુષની દોરી, પૃથ્વી, માતા, બન્ને તરફ સંબંધવાળી એક સીધી લીટી.
**ज्याघात** पु० ધનુષની દોરીનો આઘાત.
**ज्याघातवारण** न० ધનુષની દોરીના આઘાતને અટકાવનારૂં ધનુર્ધારીઓએ હાથે બાંધવાનું એક ચામડું.
**ज्याघोष** पु० ધનુષની દોરીનો ટંકાર.
**ज्यान** त्रि० વૃદ્ધ, ક્ષીણ, જીર્ણ.
**ज्यानि** स्त्री० વયની હાનિ, વૃદ્ધપણું, નદી.
**ज्यामय** पु० તે નામે ચંદ્રવંશી એક રાજા.
**ज्यायस्** त्रि० અતિશય વૃદ્ધ, અત્યંત મોટું, અતિશય વખાણવા યોગ્ય, અત્યંતપ્રશંસાપાત્ર.
**ज्यु** भ्वा० आ० स० अनिट् જવું.
**ज्युत्** भ्वा० प० स० सेट् દીપવું, પ્રકાશવું.

**ज्युत्** भ्वा० आ० स० सेट् દીપવું, પ્રકાશવું.

**ज्युति** સ્ત્રી० દીપ્તિ, કાંતિ, તેજ.

**ज्युतिमत** ત્રિ०દીપ્તિવાળું,કાંતિમાન,તેજસ્વી.

**ज्येष्ठ** ત્રિ० અતિશય વૃદ્ધ, અત્યંત મોટું, વડીલ, અતિશય પ્રશંસાપાત્ર.

**ज्येष्ठ** પુ० મોટો ભાઇ, જેઠ, જ્યેષ્ઠ મહિનો, પરમેશ્વર, પ્રાણ.

**ज्येष्ठतर** ત્રિ० અતિશય મોટામાં મોટું, ઘણુંજ વૃદ્ધ.

**ज्येष्ठतम** ત્રિ० ઉપરના અર્થ.

**ज्येष्ठता** સ્ત્રી० અત્યંત મોટાપણું, અતિશય વૃદ્ધપણું, અત્યંત પ્રશંસાપાત્રપણું.

**ज्येष्ठतात** પુ० પિતાનો મોટો ભાઇ મોટો કાકો.

**ज्येष्ठत्व** ન० ज्येष्ठता જુઓ.

**ज्येष्ठबला** સ્ત્રી० સહદેવી નામે વેલો.

**ज्येष्ठभार्या** સ્ત્રી० મોટી વહુ, મોટા ભાઇની વહુ, જેઠાણી.

**ज्येष्ठवर्ण** પુ० બ્રાહ્મણ,શ્રેષ્ઠ વર્ણ,ઉત્તમ રંગ.

**ज्येष्ठवापी** સ્ત્રી० કાશીમાં જ્યેષ્ઠ સ્થાનમાં આવેલી એક વાવ.

**ज्येष्ठवृत्ति** સ્ત્રી० વડીલોનો ધર્મ.

**ज्येष्ठश्वश्रू** સ્ત્રી० મોટી સાળી, પાટલાસાસુ.

**ज्येष्ठसामन्** ન० તે નામે સામવેદનો અમુક એક ભાગ.

**ज्येष्ठस्थान** ન० કાશીમાં આવેલું તીર્થ.

**ज्येष्ठा** સ્ત્રી० મોટી બહેન, અઢારમું નક્ષત્ર, ગરોળી, વચલી આંગળી, ગંગા નદી, ધણીની ઘણીજ માનીતી સ્ત્રી, લક્ષ્મીની મોટી બહેન, તે નામે એક દેવી, કાશીમાં એક ગૌરી દેવી.

**ज्येष्ठामलक** પુ० કડવો લીંબડો.

**ज्येष्ठामूलीय** પુ० જેઠ મહિનો.

**ज्येष्ठाम्बु** ન० ચોખા ધોયેલું પાણી.

**ज्येष्ठावाप्य** ત્રિ० મોટાએ મેળવવા યોગ્ય.

**ज्येष्ठाश्रम** પુ० ગૃહસ્થાશ્રમ, ગૃહસ્થાશ્રમી.

**ज्येष्ठाश्रमिन्** ત્રિ० ગૃહસ્થાશ્રમી.

**ज्येष्ठी** સ્ત્રી० ગરોળી.

**ज्यैष्ठ** પુ० જેઠ મહિનો.

**ज्यैष्ठसामान्** ન० સામવેદનો અમુક ભાગ.

**ज्यैष्ठिनेय** પુ० પહેલાં પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થયેલ પુત્ર, ધણીની માનીતીનો છોકરો.

**ज्यैष्ठी** સ્ત્રી० જેઠ મહિનાની પૂનેમ, ગરોળી.

**ज्यैष्ठ्य** ન० શ્રેષ્ઠપણું, અત્યંત વૃદ્ધપણું, અતિશય મોટાઇ.

**ज्यो** भ्वा० आ० स० अनिट् નિયમ લેવો, ઉપનયન સંસ્કાર કરવો, વ્રતનો ઉપદેશ આપવો.

**ज्योक्** અવ્ય० પુષ્કળ વખત, પ્રશ્ન, જલદી, તુરત, હમણાં, હાલ, ઉજ્જવળતા.

**ज्योतिरात्मन्** પુ० સૂર્ય-ચંદ્ર-અગ્નિ-વગેરે.

**ज्योतिरादित्य** પુ० પરમેશ્વર.

**ज्योतिरिङ्ग** પુ० પતંગીયું-આગીઓ કીડો.

**ज्योतिरिङ्गण** પુ०પતંગીયું-આગીઓ કીડો.

**ज्योतिर्गण** પુ० સૂર્ય ચંદ્ર વગેરે તેજસ્વી પદાર્થોનો સમૂહ.

**ज्योतिरीश** પુ० તે નામે એક જ્યોતિષ ગ્રંથકાર.

**ज्योतिरीश्वर** પુ० પરમેશ્વર.

**ज्योतिर्गणेश्वर** પુ० પરમેશ્વર.

**ज्योतिर्ग्रन्थ** પુ० જ્યોતિઃશાસ્ત્ર.

**ज्योतिर्बीज** ન० પતંગીયું, આગીઓ કીડો.

**ज्योतिर्मय** ત્રિ० તેજોમય, તેજઃસ્વરૂપ.

**ज्योतिर्विद्** પુ० જ્યોતિઃશાસ્ત્ર જાણનાર.

**ज्योतिर्विद्या** સ્ત્રી० જ્યોતિ શાસ્ત્ર.

**ज्योतिर्वीज** ન० પતંગીયું, આગીઓ કીડો.

**ज्योतिर्लोक** પુ० કાળચક્રપ્રવર્તક ધ્રુવલોક, પરમેશ્વર.

**ज्योतिर्हस्ता** સ્ત્રી० દુર્ગા દેવી.

**ज्योतिश्चक्र** ન० નક્ષત્ર મંડળ, રાશિ મંડળ.

**ज्योतिःशास्त्र** ન० સૂર્ય વગેરેની ગતિ વગેરેને દર્શાવનારૂં શાસ્ત્ર-જ્યોતિષ.

**ज्योतिश्शास्त्र** न० ઉપરનો અર્થ.
**ज्योतिष** न० જ્યોતિઃશાસ્ત્ર.
**ज्योतिषिक** त्रि० જ્યોતિષશાસ્ત્ર જાણનાર-ભણનાર.
**ज्योतिषिन्** त्रि० જોશી, જ્યોતિઃશાસ્ત્ર જાણનાર.
**ज्योतिषी** स्त्री० તારા.
**ज्योतिष्क** पु० ચિત્રક વૃક્ષ, મેથીના બી, મેથી, ગણીઆરીનું ઝાડ, સૂર્ય, ચંદ્ર વગેરે.
**ज्योतिष्क** न० તે નામે મેરૂ પર્વતનું શિખર.
**ज्योतिष्कल्प** त्रि० તેજસ્વી, પ્રકાશમાન.
**ज्योतिष्का** स्त्री० માલકાકણી, વજ, વેખંડ.
**ज्योतिष्टोम** पु० તે નામે એક યજ્ઞ.
**ज्योतिष्मत्** त्रि० તેજસ્વી, પ્રકાશમાન.
**ज्योतिष्मत्** पु० સૂર્ય, પ્લક્ષદ્વીપમાં આવેલ તે નામે એક પર્વત, આકડાનું ઝાડ.
**ज्योतिष्मती** स्त्री० માલકાકણી, અજવાળી રાત્રિ, યોગશાસ્ત્રમાં કહેલ સત્વપ્રધાન એક ચિત્તવૃત્તિ, અગ્નિની અર્ચિષ્મતી નામે નગરી.
**ज्योतिस्** पु० સૂર્ય, અગ્નિ, આકડાનું ઝાડ, ચિત્રક વૃક્ષ.
**ज्योतिस्** न० જોવામાં સાધન આંખમાં રહેલ પદાર્થ, નક્ષત્ર, પ્રકાશ, તેજ, સ્વયંપ્રકાશ ચૈતન્ય, આત્મચૈતન્ય.
**ज्योतिस्सात्** अव्य० અગ્નિને આધીન, જ્યોતિસ્વરૂપ.
**ज्योतीरथ** पु० ધ્રુવ નક્ષત્ર.
**ज्योतीरस** पु० એક જાતનું રત્ન.
**ज्योत्स्ना** स्त्री० ચાંદની, ચંદ્રકિરણ, રેણુકા નામે ગંધ દ્રવ્ય, દુર્ગા દેવી.
**ज्योत्स्नाकाली** स्त्री० તે નામે ચંદ્રની કન્યા-વરૂણના પુત્રની પત્ની.
**ज्योत्स्नादि** पु० વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દગણ.
**ज्योत्स्नाप्रिय** पु० ચકોર પક્ષી.
**ज्योत्स्नाप्रिया** स्त्री० ચકોર પક્ષિણી.
**ज्योत्स्नावृक्ष** पु० દીવાનો આધાર દીવી.
**ज्योत्स्निका** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**ज्योत्स्नी** स्त्री० અજવાળી રાત્રિ, પટોલિકા, રેણુકા નામે ગંધ દ્રવ્ય.
**ज्यौतिषिक** त्रि० જ્યોતિષશાસ્ત્રને જાણનાર કે ભણનાર.
**ज्यौत्स्न** त्रि० ચંદ્રના કિરણવાળું, ચાંદનીવાળું.
**ज्यौत्स्निका** स्त्री० અજવાળી રાત્રિ.
**ज्यौत्स्नी** स्त्री० ઉપરનો અર્થ.
**ज्रि** भ्वा० प० स० अनिट् જય પામવો, જીતવું.
**ज्री** चु० उभ० अ० अनिट् ઘરડા થવું, વૃદ્ધ થવું, જીર્ણ થવું.
**ज्री** क्र्या० प० अ० अनिट् ઉપરનો અર્થ.
**ज्वर्** भ्वा० प० अ० सेट् તાવવાળા થવું, રોગ થવો.
**ज्वर** पु० જ્વર, તાવ, સંતાપ.
**ज्वर** त्रि० તાવવાળું, સંતાપવાળું.
**ज्वरकालकेतुरस** पु० તાવનો નાશ કરનાર તે નામે એક ઔષધ.
**ज्वरकुञ्जरपारीन्द्ररस** पु० તાવનો નાશ કરનાર તે નામે એક ઔષધ.
**ज्वरकेसरिन्** पु० તાવનો નાશ કરનાર તે નામે એક ઔષધ.
**ज्वरघ्न** पु० ગળો, વાસ્તૂક નામે વનસ્પતિ.
**ज्वरघ्न** त्रि० તાવનો નાશ કરનાર.
**ज्वरघ्नी** स्त्री० મજીઠ.
**ज्वरधूमकेतुरस** पु० તાવનો નાશ કરનાર તે નામે એક ઔષધ.
**ज्वरनागमयूरचूर्ण** न० તાવનો નાશ કરનાર દવા રૂપ એક ચૂર્ણ.
**ज्वरनाशन** पु० ધાસીગો પિતપપડો.
**ज्वरनाशिनी** स्त्री० ગળો, મજીઠ.
**ज्वरबलि** पु० તાવની શાંતિ માટે આપવાનું એક બલિદાન.

**ज्वरभैरवचूर्ण** न० तावनो नाश करनार दवारूप એક ચૂર્ણ.

**ज्वरभैरवरस** पु० तावनो नाश करनार ते नामे એક ઔષધ.

**ज्वरमातङ्गकेसरिरस** पु० तावनो नाश करनार ते नामे એક ઔષધ.

**ज्वरमुराररिरस** पु० ઉપરનો અર્થ.

**ज्वरशूलहररस** पु० तावनी वेदनानो नाश करनार એક ઔષધ.

**ज्वरसिंहरस** पु० तावनो नाश करनार ते नामे એક ઔષધ.

**ज्वरहन्तृ** त्रि० तावनो नाश करनार.

**ज्वरहन्त्री** स्त्री० मजीठ.

**ज्वराग्नि** पु० तावनो संताप, तावनी गरमी–दाह.

**ज्वराङ्कुशरस** पु० तावनो नाश करनार ते नामे એક ઔષધ.

**ज्वराङ्गी** स्त्री० भद्रदन्तिका नामे वनस्पति.

**ज्वरातिसार** पु० ताव जेमां साथे होय तेवो झाडानो એક रोग.

**ज्वरान्तक** पु० गरमाळो, करीआतुं.

**ज्वरान्तक** त्रि० तावनो नाश करनार.

**ज्वरान्तकरस** पु० ते नामे એક ઔષધ.

**ज्वरापह** त्रि० तावनो नाश करनार.

**ज्वरापहा** स्त्री० એક जातनी सुंठ–बिल्वशुंठी, बिल्वपत्री.

**ज्वरारि** पु० गळो.

**ज्वरारिरस** पु० ते नामे એક ઔષધ.

**ज्वरार्य्यभ्र** पु० तावनो नाश करनार એક ઔષધ.

**ज्वराशनिरस** पु० तावनो नाश करनार એક ઔષધ.

**ज्वरित** त्रि० तावવાળું.

**ज्वरिन्** त्रि० तावવાળું.

**ज्वल्** भ्वा० प० अ० सेट् બળવું, દીપવું, પ્રકાશવુ, ચાલવું.

**ज्वल** त्रि० દીપ્તિવાળું, કાંતિવાળું, બળતું.

**ज्वल** पु० અગ્નિની જ્વાળા, ઝાળ.

**ज्वलका** स्त्री० ઉપરનો અર્થ.

**ज्वलत्** त्रि० બળતું, દીપતું, પ્રકાશતું.

**ज्वलति** पु० જ્વલનક્રિયા, બળવું, દીપવું.

**ज्वलन** त्रि० દીપતું, પ્રકાશમાન, કાંતિમાન, બળનાર.

**ज्वलन** पु० અગ્નિ, ચિત્રક વૃક્ષ.

**ज्वलन** न० બળવું, દીપવું, પ્રકાશવું.

**ज्वलनाश्मन्** पु० સૂર્યકાન્ત મણિ.

**ज्वलन्मणि** पु० ઉપરનો અર્થ, ચળકતો મણિ.

**ज्वलयत्** त्रि० બળતું, દીપતું, પ્રકાશતું.

**ज्वलित** त्रि० બળેલ, દીપેલ, પ્રકાશેલ.

**ज्वलिन्** त्रि० બળનાર, દીપનાર, પ્રકાશમાન.

**ज्वलिनी** स्त्री० मूर्वालता–મોરવેલનો વેલો.

**ज्वाल** पु० અગ્નિની શિખા, જ્વાળા, ઝાળ, કાંતિ, દીપ્તિ.

**ज्वाल** त्रि० દીપ્તિવાળું, કાંતિવાળું.

**ज्वालखरगद** पु० તે નામે એક રોગ.

**ज्वाला** स्त्री० ज्वाल पु० જુઓ; દાઝેલું અન્ન.

**ज्वालागर्दभाह्वय** पु० તે નામે એક રોગ.

**ज्वालाग्नि** पु० જ્વાળાવાળો અગ્નિ.

**ज्वालाजिह्व** पु० અગ્નિ, ચિત્રક વૃક્ષ.

**ज्वालामालिन्** पु० ઉપરનો અર્થ.

**ज्वालामालिनी** स्त्री० તે નામે એક દેવી.

**ज्वालामुखी** स्त्री० તે નામે એક પીઠસ્થાન.

**ज्वालावक्त्र** पु० શિવ.

**ज्वालिन्** पु० શિવ, અગ્નિ, ચિત્રક વૃક્ષ.

**ज्वालिन्** त्रि० જ્વાળાવાળું, ઝાળવાળું, કાંતિવાળું.

**ज्वालेश्वर** पु० તે નામે એક તીર્થ.

# झ.

**झ** नवमो तालव्य व्यंजन.

**झ** पु० झंझावात, वावाझोडुं, वंटोळीयो, जळनी वृष्टि, बृहस्पति, दैत्योनो राजा, એક જાતનો અવાજ, મોટો વાયરો.

**झ** त्रि० नाश पामेल, खोवाई गयेल, सूतेल.

**झकार** पु० 'झ' अक्षर.

**झगझगायमान** त्रि० देदीप्यमान, चळकतुं, झगझगाट करतुं.

**झगति** अव्य० एकदम, झट, तरत.

**झङ्कार** पु० 'झं' एवो अस्पष्ट अवाज, भमरा वगेरेनो शब्द, पाणीना कणीयानुं वरसवुं.

**झङ्कारिणी** स्त्री० गंगा नदी.

**झङ्कारित** त्रि० 'झम' एवा अवाजवाळुं, भमरा वगेरेना शब्दवाळुं.

**झङ्कृता** स्त्री० तारा देवी.

**झङ्कृति** स्त्री० झङ्कार जुओ.

**झञ्झन** न० झङ्कार जुओ.

**झञ्झा** स्त्री० वरसादनी झडी, झम एवो अस्पष्ट अवाज, प्रचंड पवन, तोफाननी वायु.

**झञ्झानिल** पु० वर्षाऋतुमां नीकळतो तोफानी पवन.

**झञ्झामरुत्** पु० उपरनो अर्थ.

**झञ्झावात** पु० झञ्झानिल जुओ.

**झट्** भ्वा० प० अ० सेट् एकठुं करवुं, गुंचवाई जवुं.

**झटा** स्त्री० भोंय आमळीनुं झाड.

**झटामला** स्त्री० उपरनो अर्थ.

**झटि** पु० एक जातनुं घास.

**झटिति** अव्य० जलदी, तुरत.

**झड्** भ्वा० प० अ० सेट् वाळ गुंथवा, जटानी पेठे गुंचवाई जवुं.

**झडक** पु० एक जातनो अन्त्यज.

**झडकी** स्त्री० एक जातनी अन्त्यज स्त्री.

**झणझणा** अव्य० 'झणु झणु' एवो अस्पष्ट शब्द, तेवा शब्दवाळुं.

**झणत्कार** पु० झणुकारो, झणुकार.

**झनत्कार** पु० उपरनो अर्थ.

**झम्** भ्वा० प० स० सेट् भक्षण करवुं, खावुं.

**झम्प** पु० झंपलाववुं, कुदवुं, छलंग मारवी.

**झम्पा** स्त्री० उपरना अर्थ.

**झम्पाक** पु० वानर.

**झम्पाकी** स्त्री० वानरी.

**झम्पारु** पु० वानर.

**झम्पारु** स्त्री० वानरी.

**झम्पाशिन्** पु० एक जातनुं पक्षी.

**झम्पाशिनी** स्त्री० एक जातनी पक्षिणी.

**झम्पिन्** पु० वानर.

**झम्पिनी** स्त्री० वानरी.

**झर** पु० पाणीनुं झरण, झरो.

**झरसी** स्त्री० एक जातनुं शाक.

**झरा** स्त्री० पाणीनुं झरण-झरो.

**झरी** स्त्री० उपरनो अर्थ.

**झर्च्** तुदा० प० स० सेट् कहेवुं, तिरस्कार करवो, ठपको देवो.

**झर्च्छ्** तुदा० प० स० सेट् उपरना अर्थ.

**झर्झ्** तुदा० प० स० सेट् झर्च् जुओ.

**झर्झर** पु० झांज नामनुं वादित्र, ढोल, कळियुग, ते नामे एक नद, नेतरनी बनावेली लाकडी, रांधवानुं लोखंडी एक साधन.

**झर्झरक** पु० कलियुग.

**झर्झरा** स्त्री० तारा देवी, वेश्या.

**झर्झरावती** स्त्री० गंगा नदी.

**झर्झरिका** स्त्री० तारा देवी, अडदनी रोटली.

**झर्झरिन्** पु० शिव.

**झर्झरिन्** त्रि० झांजवाळुं.

**झर्झरी** स्त्री० झांज, तारा देवी.

**झर्झरीक** पु० देह, शरीर.

**झलज्झला** स्त्री० હાથીના કાનનું અથડાવું–તેનો અવાજ.

**झलरी** स्त्री० ખંજરી, ગુંથેલા કેશ, વેણી, અંબોડો.

**झला** स्त्री० કન્યા, તાપની ઊર્મિ–ઝાળ.

**झलि** स्त्री० સોપારી.

**झल्ल** પુ० એક જાતની વર્ણસંકર જાતિ.

**झल्लक** ન० ઝાંઝ નામનું વાદિત્ર–કાંસીજોડ.

**झल्लकण्ठ** પુ० પારેવું, કબૂતર.

**झल्लकण्ठी** स्त्री० પારેવી, કબૂતરી.

**झल्लकी** स्त्री० ઝાંઝ.

**झल्लरा** स्त्री० ઝાંઝ, ખંજરી, બાળકના કેશ, શુદ્ધ, ભીનાશ.

**झल्लरी** स्त्री० ઉપરના અર્થ.

**झल्लिका** स्त्री० શરીરને ચોળી કાઢેલો મેલ, પ્રકાશ, કાંતિ.

**झल्ली** स्त्री० ઝાંઝ, કાંસીજોડ.

**झल्लीषक** ન० એક જાતનું નૃત્ય.

**झल्लोल** પુ० રેંટીયો, ચરખો.

**झष्** ભ્વા० પ० સ० સેટ્ વધ કરવો, મારી નાખવું.

**झष्** ભ્વા० ઉભ० સ० સેટ્ ગ્રહણ કરવું, ઢાંકવું.

**झष** પુ० માછલું, મગરમચ્છ, મીનરાશિ, મકરરાશિ, તાપ.

**झष** ન० વેરાન પ્રદેશ, પડતર જમીન, વન, જંગલ.

**झषकेतन** પુ० કામદેવ.

**झषकेतु** પુ० કામદેવ.

**झषा** स्त्री० નાગબલા વનસ્પતિ.

**झषाङ्क** પુ० કામદેવ, પ્રદ્યુમ્નનો પુત્ર અનિરુદ્ધ.

**झषाशन** પુ० શિશુમાર નામે જલચર પ્રાણી.

**झषोदरी** स्त्री० મત્સ્યગન્ધા–વ્યાસની માતા સત્યવતી.

**झा** स्त्री० પાણીનો ઘોષ.

**झाङ्कृत** પુ० એક જાતનો ક્ષાર.

**झाङ्कृत** ન० 'ઝામ ઝામ' એવો અસ્પષ્ટશબ્દ.

**झाट** પુ० નિકુંજ, લતાગૃહ, લતામંડપ, વન, ઘાવ વગેરેનું સાફ કરવું તે.

**झाटल** પુ० એક જાતનું વૃક્ષ.

**झाटा** स्त्री० ભોંય આંમળી, જૂઈ, જાઈ.

**झाटामला** स्त्री० ભોંય આંમળી.

**झाटाल** ન० એક જાતનું તરણુચ.

**झाटालक** ન० ઉપરનો અર્થ.

**झाटिका** स्त्री० ભોંય આંમળી.

**झाटी** स्त्री० ભોંય આંમળી, જૂઇ, જાઈ.

**झामक** ન० અત્યંત પાકેલી ઇંટ.

**झामर** પુ० એક જાતની સરાણ.

**झार्झर** પુ० ઝાંઝ વગાડનાર, ખંજરી બજાવનાર.

**झार्झरिक** પુ० ઉપરના અર્થ.

**झालरी** स्त्री० ઝાંઝ, ખંજરી.

**झाला** स्त्री० झला જુઓ.

**झालि** પુ० કેરીનું અથાણું.

**झावु** પુ० એક જાતનું ઝાડ.

**झावुक** પુ० એક જાતનું ઝાડ.

**झावूक** પુ० झावु જુઓ.

**झिङ्गाक** ન० એક જાતનું ચીભડું.

**झिङ्गिनी** स्त्री० ઉંબાડીયું, જિઙ્ગિની વૃક્ષ.

**झिङ्गी** स्त्री० જિઙ્ગિની વૃક્ષ.

**झिञ्झिणी** स्त्री० એક જાતની વનસ્પતિ.

**झिञ्झिरिटा** स्त्री० એક જાતની વનસ્પતિ.

**झिञ्झी** स्त्री० એક જાતનો કીડો–તમરું.

**झिण्टी** स्त्री० એક જાતનું ફૂલઝાડ.

**झिण्टीश** પુ० શિવ.

**झिरि** स्त्री० તમરું–કીડો.

**झिरिका** તમરું–કીડો.

**झिलि** પુ० ઝાલર.

**झिल्लिका** स्त्री० તમરું–કીડો, સૂર્યના તાપની કાંતિ, દીવેટ.

**झिल्ली** स्त्री० ઉપરના અર્થ.

**झिल्लीकण्ठ** પુ० કબૂતર, પારેવું.

**झिल्लीका** स्त्री० झिल्लिका જુઓ.

**झीरिका** સ્ત્રી० તમરૂં-કીડો.
**झीरुका** સ્ત્રી० તમરૂં.
**झु** ભ્વા० આ० સ० સેટ્ ગમન કરવું, જવું.
**झुण्ट** પુ० એક જાતનું ઝાડ, થુંબડું, ઘાસ વગેરેનાં મૂળનો ગુચ્છો, ગુલ્મ.
**झुमरि** સ્ત્રી० એક જાતની રાગિણી.
**झूपिणी** સ્ત્રી० એક જાતની સોપારીનું ઝાડ, અનિષ્ટસૂચક એક નિમિત્ત.
**झूमेरी** સ્ત્રી० તે નામે એક રાગિણી.
**झूलि** પુ० झूपिणी જુઓ.
**झूष्** ભ્વા० પ० સ० સેટ્ વધ કરવો, મારી, નાખવું.
**झॄ** દિવા० પ० અ० સેટ્ ઘરડા થવું.
**झोड** પુ० એક જાતની સોપારીનું ઝાડ.
**झौलिक** પુ० સોપારી નાખવાનું પાત્ર.
**झ्यु** ભ્વા० આ० સ० અનિટ્ ગમન કરવું, જવું.

## ञ.

**ञ्** દશમો તાલવ્ય અનુનાસિક વ્યંજન.
**ञ** પુ० ગાયન ગાનાર, ગવૈયો, ઘર્ઘર અવાજ, બળદ, શુક્રાચાર્ય, વામ માર્ગ.
**ञ** ત્રિ० વામમાર્ગે જનાર, પાખંડી, ગાનાર.
**ञकार** પુ० 'ञ' અક્ષર.

## ट.

**ट्** અગીઆરમો મૂર્ધન્ય વ્યંજન.
**ट** પુ० પગ, શબ્દ, અવાજ.
**ट** ત્રિ० ઠીંગણો, નીચો, વામન.
**टंक्** ચુ० ઉભ० સ० સેટ્ બાંધવું ઢાંકવું, ચોઢવું.
**टंक्** ભ્વા० પ० સ० સેટ્ બાંધવું, ઢાંકવું, ચોઢવું.
**टकार** પુ० 'ट' અક્ષર.
**टक** પુ० તે નામે એક દેશ.
**टकदेशीय** પુ० એક જાતનું શાક.
**टकदेशीय** ત્રિ० ટક્ક દેશમાં રહેનાર, ટક્ક દેશમાં હોનાર થનાર.
**टकनामन्** પુ० બ० વાહીક દેશનાં લોક.
**टकर** પુ० એક જાતના વાદિત્રનો અવાજ.
**टगण** પુ० છંદઃશાસ્ત્રમાં માત્રાવૃત્તપ્રસિદ્ધ એક ગણ.
**टगर** પુ० ટંકણખાર, વિલાસભોગ.
**टगर** ત્રિ० ટેઢી આંખવાળું, ત્રાંસી આંખવાળું.
**टङ्क** પુ० કોપ, ક્રોધ, ટાંકણું, તલવારનું મ્યાન, તરવાર, જાંઘ.
**टङ्क** પુ० ન० ચાર માસા બરોબર વજન, એક જાતના કોઠનું ઝાડ, કુહાડી, ગર્વ, અહંકાર, ફરશી, એક જાતનો આંબો, સીક્કો.
**टङ्कक** પુ० એક જાતનો રૂપાનો સીક્કો.
**टङ्ककपति** પુ० ટંકશાળનો અધ્યક્ષ-અમલદાર.
**टङ्ककशाला** સ્ત્રી० ટંકશાળ.
**टङ्कटीक** પુ० શિવ.
**टङ्कण** ન० ટંકણખાર, ટાંકવું, ચોઢવું.
**टङ्कन** ન० ઉપરના અર્થ.
**टङ्कवत्** પુ० તે નામે એક પર્વત.
**टङ्कशाला** સ્ત્રી० ટંકશાળ.
**टङ्का** સ્ત્રી० જાંઘ, તારા દેવી.
**टङ्कानक** પુ० બ્રહ્મદારુ વૃક્ષ.
**टङ्कार** પુ० ધનુષની દોરીનો અવાજ, આશ્ચર્યકારક શબ્દ.
**टङ्कारकारिणी** સ્ત્રી० તારા દેવી.
**टङ्कारिणी** સ્ત્રી० તારા દેવી.
**टङ्कारित** ન० ધનુષની દોરીનો અવાજ.
**टङ्कारिन्** ત્રિ० ટંકારવાળું.
**टङ्कारी** સ્ત્રી० ટંકારી વૃક્ષ.
**टङ्कित** ત્રિ० ટાંકેલ, બાંધેલ, ચોઢેલ.

टङ्क पु० न० કોદાળી, પાવડો, ફરશી, કુહાડી, ટાંકણું, જાંઘ, ચારમાસા બરોબર વજન.

टङ्कण पु० न० ટંકણખાર, ટાંકણું.

टङ्किनी स्त्री० એક જાતની વનસ્પતિ—પહાડમૂળ.

टट्टनी स्त्री० ગરોળી.

टट्टरी स्त्री० ઢોલ, જૂઠું બોલવું, મિથ્યા ભાષણ, એક જાતનું વાદિત્ર.

टट्टर पु० નગારાનો શબ્દ.

टल् भ्वा० प० अ० सेट् ટળવું, દૂર થવું, નાશ પામવું, બીવું.

टलन न० દૂર થવું, નાશ પામવો, ભય પામવો.

टवर्ग पु० ट—ठ—ड—ढ—ण એ પાંચ અક્ષરો.

टवर्गीय त्रि० ટવર્ગ સંબંધી.

टा स्त्री० પૃથ્વી.

टाङ्क न० એક જાતનો કોઠ વૃક્ષનો દારૂ.

टाङ्कर पु० એક જાતનું ઝાડ.

टाङ्कर त्रि० ખળ, લુચ્ચું.

टाङ्कृत न० અવાજ, શબ્દ.

टार पु० ઘોડો, રંગ, ગુદામૈથુન કરાવનાર.

टारी स्त्री० ઘોડી.

टिक् भ्वा० आ० स० सेट् ગમન કરવું જવું.

टिटिभ पु० ટીટોડો પક્ષી.

टिटिभक पु० ટીટોડો પક્ષી.

टिटिभकी स्त्री० ટીટોડી.

टिटिभी स्त्री० ટીટોડી.

टिट्टिभ पु० ટીટોડો.

टिट्टिभक पु० ટીટોડો.

टिट्टिभकी स्त्री० ટીટોડી.

टिट्टिभी स्त्री० ટીટોડી.

टिठिभ पु० ટીટોડો.

टिठिभक पु० ટીટોડો.

टिठिभकी स्त्री० ટીટોડી.

टिटिभी स्त्री० ટીટોડી.

टिण्टिनिका स्त्री० એક જાતની વનસ્પતિ.

टिण्डिश पु० એક જાતનું ઝાડ.

टिप् चु० उभ० स० सेट् પ્રેરણા કરવી, મોકલવું.

टिप्पन न० ટીકા, વ્યાખ્યા.

टिप्पनी स्त्री० ટીકા, વ્યાખ્યા.

टीक् भ्वा० आ० स० सेट् ગમન કરવું જવું.

टीका स्त्री० વ્યાખ્યા, ટીકા.

टु पु० સોનું, કામદેવ, ઠગ.

टुण्टुक पु० એક જાતનું પક્ષી, એક જાતનું ઝાડ, કાળો ખેર.

टुण्टुक त्रि० થોડું, અલ્પ, ક્રૂર, ઘાતકી, નીચ.

टुण्टुकी स्त्री० એક જાતની પક્ષિણી.

टुनाफा स्त्री० तालमूली वृक्ष.

टेपन न० પ્રેરણા કરવી, મોકલવું.

टेर त्रि० ત્રાંસુ, ટેઢું, તીરછી આંખવાળું.

टेरक त्रि० ટેઢું, ત્રાંસું, તીરછી આંખવાળું.

टोट त्रि० અલ્પ, થોડું, હલકું, હીણું.

टोडलतन्त्र न० તે નામે એક તંત્રશાસ્ત્ર.

टौक् भ्वा० आ० स० सेट् ગમન કરવું, જવું.

ट्वल् भ्वा० प० अ० सेट् टल् જુઓ.

## ठ.

ठ् વ્યંજનોમાં બારમો મૂર્ધન્ય અક્ષર.

ठ पु० શિવ, મોટો અવાજ, ચંદ્રમંડળ, હરકોઇ મંડળ, મીંડું, શૂન્ય.

ठ त्रि० લોકવિષય.

ठकार पु० 'ઠ' અક્ષર.

ठक्कुर पु० દેવપ્રતિમા, બ્રાહ્મણને લાગતું એક વિશેષણ, હરકોઇ દેવ, ઠાકોરજી.

ठठम् अव्य० વાસણ વગેરેનો અસ્પષ્ટ અવાજ, ઠણકાર.

# ड.

**ड्** વ્યંજનોમાં તેરમો મૂર્ધન્ય અક્ષર.

**ड** પુ૦ શિવ, શબ્દ, અવાજ, ત્રાસ, ભય, વાડવાનળ.

**डकार** પુ૦ 'ડ' અક્ષર.

**डगण** પુ૦ છંદઃશાસ્ત્રપ્રસિદ્ધ માત્રાવૃત્તનો એક ગણ.

**डङ्गरी** સ્ત્રી૦ એક જાતની લાંબી કાકડી.

**डङ्गारी** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**डंप्** ભ્વા૦ આ૦ સ૦ અ૦ સેટ્ ઢગલો કરવો, એકઠું કરવું.

**डंप्** ચુ૦ આ૦ સ૦ અ૦ સેટ્ ઉપરના અર્થ.

**डप्** ચુ૦ આ૦ સ૦ અ૦ સેટ્ ઢગલો કરવો, એકઠું કરવું.

**डप्** ભ્વા૦ આ૦ સ૦ અ૦ સેટ્ ઉપરના અર્થ.

**डंब्** ચુ૦ ઉભ૦ સ૦ સેટ્ જોવું.

**डंभ्** ચુ૦ ઉભ૦ સ૦ સેટ્ એકઠું કરવું, ઢગલો કરવો.

**डम** પુ૦ એક જાતની નીચ વર્ણસંકર જાતિ–ભંગી વગેરે.

**डमर** પુ૦ ભયથી નાસી જવું તે.

**डमरा** સ્ત્રી૦ ઉપરનો અર્થ.

**डमरिन्** પુ૦ એક જાતનું વાદિત્ર–ડાકલું.

**डमरु** પુ૦ ઉપરનો અર્થ.

**डमरुका** સ્ત્રી૦ डमरिन् જુઓ.

**डम्बर** પુ૦ સમૂહ, આડંબર, આયોજન–યોજવું, જોડવું, તે નામે કાર્તિકસ્વામીનો એક અનુચર.

**डयन** ન૦ ઉડવું, ડોલી–પાલખી વગેરે.

**डलक** ન૦ વાંસનો ડાલો–ટોપલો.

**डवित्थ** પુ૦ લાકડાનો મૃગ, દ્રવ્યવાચી એક સંજ્ઞાશબ્દ.

**डहु** પુ૦ नकुच વૃક્ષ.

**डहू** પુ૦ ઉપરનો અર્થ.

**डा** સ્ત્રી૦ ડાકણ, પિશાચણી, ટોપલી–ટોપલો વગેરે.

**डाकिनी** સ્ત્રી૦ દેવીની એક અનુચરી–ડાકણ, દેખતાંજ કંટાળો ઉપજાવે તેવી કદરૂપી સ્ત્રી.

**डाकिनीता** સ્ત્રી૦ ડાકણપણું.

**डाकिनीत्व** ન૦ ડાકણપણું.

**डाङ्गरी** સ્ત્રી૦ લાંબી એક જાતની કાકડી.

**डामर** પુ૦ શિવે કહેલું એક તંત્રશાસ્ત્ર.

**डालिम** પુ૦ દાડમનું ઝાડ.

**डाहल** પુ૦ ત્રિપુર દેશ.

**डाहूक** પુ૦ दात्यूह શબ્દ જુઓ.

**डाहूकी** સ્ત્રી૦ दात्यूह પક્ષિણી.

**डिक्करी** સ્ત્રી૦ તરુણ સ્ત્રી.

**डिङ्गर** પુ૦ એક જાતની કાકડી,ક્ષેપ, ફેંકવું, વન, ધૂતારો, સેવક.

**डिडिका** સ્ત્રી૦ યુવાવસ્થામાં ધોળાં પળીયાં લાવનારો એક રોગ.

**डिडिमा** પુ૦ એક જાતનું પક્ષી.

**डिण्डम** પુ૦ નગારૂં, ઢંઢેરો, પાણીમાં થતું એક જાતનું આંમળું.

**डिण्डिमेश्वर** પુ૦ તે નામે એક તીર્થ.

**डिण्डिर** પુ૦ સમુદ્રનું ફીણ–સમદર ફેણ.

**डिण्डिरमोदक** પુ૦ ગાંજો, લસણ.

**डिण्डश** એક જાતનું ઝાડ.

**डिण्डीर** પુ૦ डिण्डिर જુઓ.

**डित्थ** પુ૦ લાકડાનો હાથી, એક સંજ્ઞાશબ્દ.

**डिप्** ચુ૦ ઉભ૦ અ૦ સેટ્ ઢગલો કરવો, એકઠું કરવું.

**डिप्** ભ્વા૦ આ૦ અ૦ સેટ્ ઉપરના અર્થ.

**डिप्** ચુ૦ ઉભ૦ સ૦ સેટ્ પ્રેરણા કરવી, મોકલવું.

**डिप्** તુદા૦ પ૦ સ૦ સેટ્ ઉપરના અર્થ.

**डिब्** ચુ૦ ઉભ૦ સ૦ સેટ્ ઢગલો કરવો, એકત્ર કરવું, પ્રેરણા કરવી, મોકલવું.

**डिब्** ભ્વા૦ પ૦ સ૦ સેટ્ ઉપરના અર્થ.

**डिंभ्** चु० उभ० स० सेट् हिंसा करवी, એકઠું કરવું.

**डिंभ** भ्वा० प० स० सेट् ઉપરના અર્થ.

**डिम्** चौत्र० प० स० सेट् હિંસા કરવી.

**डिम** पु० જેમાં કાવ્યનું રૂપ દેખાતું હોય તેવું કોઈ નાટક.

**डिम्ब** पु० ભય, ભયથી નાસી જવું, ગર્ભાશયમાં પેસીના આકારમાં બંધાયેલો ગર્ભ, ગર્ભાશય, ભયનો શબ્દ, ઈંડું, બરોળ, પ્રલય, નાશ, નાનું બચ્ચું, બાળક.

**डिम्बाहव** पु० ભયના પોકારોવાળું યુદ્ધ.

**डिम्बिका** स्त्री० કામુકી સ્ત્રી, શોણાક વૃક્ષ, પાણીનો પરપોટો.

**डिम्बी** स्त्री० ઉપરના અર્થ.

**डिम्भ** त्रि० બાળક, બચ્ચું, મૂર્ખ, અજ્ઞાની.

**डिम्भक** पु० બાળક, શાલ્વ દેશના રાજા બ્રહ્મદત્તનો એક પુત્ર.

**डिम्भचक्र** न० સ્વરોદયમાં કહેલ શુભાશુભ સૂચક એક ચક્ર.

**डिम्भा** स्त्री० ઘણુંજ નાનું બાળક.

**डी** भ्वा० आ० अ० सेट् આકાશમાં જવું, ઉડવું.

**डीतर** त्रि० આકાશમાં અતિશય ગતિવાળું.

**डीन** न० પક્ષીની એક ગતિ, તે નામે એક આગમશાસ્ત્ર, ઉડવું.

**डीनक** न० પક્ષીનું ધીમે ધીમે ઉડવું.

**डीनडीनक** न० એક જાતની પક્ષીની ગતિ.

**डीनावडीनक** न० ઉપરનો અર્થ.

**डुण्डु** पु० એક જાતનો ઝેર વિનાનો સાપ.

**डुण्डुभ** पु० ઉપરનો અર્થ.

**डुण्डुल** पु० નાનું ઘુવડ.

**डुण्डुली** स्त्री० નાની ઘુવડી.

**डुल** पु० એક જાતનું ઘુવડ.

**डुलि** स्त्री० નાનો કાચબો, કાચબી.

**डुलिका** स्त्री० એક જાતનું ખંજન પક્ષીના જેવું પક્ષી.

**डोडिका** स्त्री० ડોડીનું શાક.

**डोडी** स्त्री० ડોડીનું શાક.

**डोम** पु० તે નામે વર્ણસંકર જાતિ–ભંગી વગેરે.

**डोर** न० દોર, હાથ–બાહુ વગેરેને બાંધવાની દોરી.

**डोरडो** स्त्री० બૃહતી નામે વનસ્પતિ.

**ड्रुल्** चु० उभ० स० सेट् મિશ્ર કરવું.

---

# ढ.

**ढ्** વ્યંજનોમાં ચૌદમો મૂર્ધન્ય વ્યંજન.

**ढ** पु० મોટું નગારું, કુતરો, કુતરાની પુંછડી, ધ્વનિ, અવાજ, નિર્ગુણ.

**ढकार** पु० 'ઢ' અક્ષર.

**ढक्क** पु० ઢાકા શહેર, ધર્માદા ઘર, અદસ્ય થવું, અવાજ, નિર્ગુણ.

**ढक्का** स्त्री० મોટું નગારું, ડંકો.

**ढक्काढोलप्रिया** स्त्री० અન્નપૂર્ણા દેવી.

**ढक्कावादचलज्जला** स्त्री० ગંગા નદી.

**ढक्कारव** पु० મોટા નગારાનો શબ્દ.

**ढक्कारवा** स्त्री० તારિણી દેવી–તાંત્રિકોની તે નામે એક દેવી.

**ढक्कारी** स्त्री० ઉપરનો અર્થ,

**ढगण** पु० છંદઃશાસ્ત્રમાં માત્રાવૃત્તપ્રસિદ્ધ ગણ.

**ढण्टी** स्त्री० એક પ્રકારનું વાક્ય.

**ढामरा** स्त्री० હંસલી.

**ढाल** न० ઢાલ.

**ढालिन्** त्रि० ઢાલવાળું.

**ढुण्ढ्** भ्वा० स० प० सेट् શોધવું, ખોળવું.

**ढुण्ढन** न० શોધવું, ખોળવું.

**ढुण्ढि** पु० કાશીમાં તે નામે એક ગણપતિ.

**ढुण्ढित** त्रि० શોધેલ, ખોળેલ.

**ढोल** पु० ઢોલ.

**ढोलधरा** स्त्री० અન્નપૂર્ણા દેવી.

**ढोलरूपा** स्त्री० અન્નપૂર્ણા દેવી.

**ढोलवाद्यप्रमोदिनी** स्त्री० અન્નપૂર્ણા દેવી.

**ढोलशब्दस्वरूपिणी** स्त्री० અન્નપૂર્ણાદેવી.

**ढौक्** भ्वा० आ० स० सेट् પ્રેરણા કરવી, ગતિ કરવી, મૂકવું, સ્થાપવું.

**ढौकन** न० જવું, પ્રેરણા કરવી, મુકવું, ભેટ, લાંચ.

# ण.

**ण्** વ્યંજનોમાં પંદરમો મૂર્ધન્ય—અનુનાસિક વ્યંજન.

**ण** पु० બિન્દુ દેવ, ભૂષણ, અલંકાર, ઘરેણું, પાણીનું સ્થાન, જલાશય.

**ण** त्रि० ગુણરહિત, નિર્ગુણ.

**ण** न० નિર્ણય, નિશ્ચય, જ્ઞાન.

**णख्** भ्वा प० स० सेट् ગમન કરવું, જવું.

**णट्** भ्वा० प० स० सेट् નૃત્ય કરવું, નાચવું.

**णट्** भ्वा० प० अ० सेट् નટનું કામ કરવું.

**णद्** भ्वा० प० अ० सेट् અસ્પષ્ટ શબ્દ કરવો, નાદવું, ગાજવું. अनु + નાદનું અનુકરણ કરવું, अभि + સામે શબ્દ કરવો, उद + ઉંચે શબ્દ કરવો, प्रति + પડઘાનું અનુકરણ કરવું.

**णद्** चु० उभ० स० सेट् બોલવું, કહેવું.

**णभ्** भ्वा० आ० स० सेट् હિંસા કરવી,હાર કરવું.

**णभ्** दिवा० प० स० सेट् ઉપરના અર્થ.

**णभ्** क्र्यादि० प० स० सेट् ઉપરના અર્થ.

**णम्** भ्वा० प० अनिट् શબ્દ કરવો અ૦નમવું, स०अभि + સામે નમવું, अव + નીચા નમવું, નીચા થવું,उद + ઉંચે જવું,ઉંચા થવું, ઉઠવું, अभि + उद + સામેથી ઉંચા થવું, उप + પ્રાપ્ત થવું, પોતાની મેળે પાસે જવું, परि + તુલ્યરૂપ સત્તાએ વસ્તુનું અન્યથા થવું, પરિણામ થવું, प्र + અત્યંત નમવું, प्रति + અવળી રીતે નમવું, वि + વિશેષે કરી નમવું, परि + કોઈપણ પદાર્થમાં વિકાર થવો सम् + સારી રીતે નમવું.

**णय्** भ्वा० प० स० सेट् ગમન કરવું,જવું, રક્ષણ કરવું.

**णर्द्** भ्वा० प० अ० सेट् શબ્દ કરવો,ગાજવું.

**णल्** भ्वा० प० स० सेट् બાંધવું.

**णश्** दिवा० प० अ० सेट् નાશ પામવો, અદૃશ્ય થવું, નાસી જવું.

**णस्** भ्वा० आ० अ० सेट् કુટિલતા કરવી.

**णह्** दिवा० उभ० स० अनिट् બાંધવું, अपि + ધારણ કરવું, બખ્તર વગેરે પહેરવું, अव + ચોતરફથી બાંધવું. आ + સારી રીતે બાંધવું. परि+आ+ચોતરફથી બાંધવું, उद + ઉંચું કરી બાંધવું, सम् + उद સારી રીતે બાંધવું, उप + ઉપર બાંધવું, नि + અત્યંત બાંધવું, परि + ચોતરફથી બાંધવું, सम् + સારી રીતે બાંધવું, બખ્તર વગેરે પહેરવું, તૈયારી કરવી.

**णास्** भ्वा० आ० अ० सेट् શબ્દ કરવો, અવાજ કરવો.

**णिक्ष्** भ्वा० प० स० सेट् ચુંબન કરવું, वि + નાશ કરવો.

**णिज्** अदा० आ० स० सेट् શોધવું.

**णिज** जुहो० उभ० अनिट् શોધવું શુદ્ધ કરવું, स० શુદ્ધ થવું अ० अव + ચોતરફ જળ છાંટીને શુદ્ધ કરવું, निर् + સંપૂર્ણ ધોઈ નાખી શુદ્ધ કરવું—સાફ કરવું.

**णिंद्** भ्वा० प० स० सेट् નિંદા કરવી, ધિક્કારવું.

**णिद्** भ्वा० उभ० सेट् સમીપ થવું अ० નિંદવું स०

**णिल्** तुदा० प० स० सेट् દુઃખેથી જાણવું.

**णिव्** भ्वा० प० स० सेट् સીંચવું છાંટવું.

णिश भ्वा० आ० स० सेट् शांतिथी विचारवुं, ध्यान करवुं.

णिष् भ्वा० आ० स० सेट् प्रोक्षण करवुं, छांटवुं.

णिंस् अदा० आ० स० सेट् चुंबन करवुं.

णी भ्वा० उभ० द्विक० अनिट् लई जवुं, दोरवुं, प्राप्त करवुं. अति + ओळंगी लई जवुं, वि + अति + दूर करवुं, अनु विनववुं, मनाववुं अप + हरण करवुं, दूर करवुं. अभि + हावभाव करवा, भजववुं. अव + नीचे लई जवुं. आ + दूर रहेलांने समीप लई जवुं, लाववुं, अभि+ आ + सामे लाववुं, परि + आ + चोतरफथी लाववुं. प्रति + आ + विरुद्ध रीते लाववुं, उद् + उंचे लई जवुं, उप + पासे लई जवुं, नि + त्याग करवो, निर् + निश्चय करवो, निर्णय करवो, पुरा + फरी लाववुं, परि + चोतरफथी लई जवुं, परणवुं, वि + फेंकवुं, प्रवेश, करवो, करवुं, शिखववुं, प्रति + फरी लई जवुं, वि + खसेडवुं, दूर करवुं, केळववुं, सम् +जोडवुं.

णील् भ्वा० प० स० सेट् लीलुं करवुं.

णीव् भ्वा० प० स० सेट् स्थूल करवुं.

णु अदा० प० स० वेट् स्तुति करवी. आ+ सारी रीते स्तुति करवी. प्र+ अत्यंत स्तुति करवी.

णु भ्वा० आ० स० अनिट् गमन करवुं, जवुं.

णुद् तुदा० उभ० स० अनिट् प्रेरणा करवी. अप+खसेडवुं, दूर करवुं, परा+खसेडवुं, दूर करवुं, प्र+अत्यंत प्रेरवुं, हांकवुं, वि+विशेष प्रेरणा करवी.

णू तुदा० प० स० सेट् स्तुति करवी.

णेद् भ्वा० उभ० स० सेट् समीप करवुं, पासे लाववुं.

णेष् भ्वा० आ० स० सेट् गमन करवुं, जवुं.

ण्य पु० ब्रह्मलोकमां आवेलुं ते नामे एक सरोवर.

# त.

त् व्यंजनोमां सोळमो दंतस्थानी व्यंजन.

त पु० चोर, अमृत, पुछडुं, खोळो, म्लेच्छ, गर्भ, रत्न, बुद्धदेव, शियाळनुं पुछडुं.

त त्रि० जुवान, शठ, लुच्चुं, धोळुं नहि ते.

तंक् भ्वा० प० सेट् दरिद्र होवुं, कष्टपूर्वक जीववुं अ०

तंसु पु० पुरुवंशी एक राजा.

तक् भ्वा० प० सेट् हसवुं, अ० सहन करवुं, स०

तक त्रि० निंदित,सहनशील,स्खलना पामेल.

तकत् अव्य० अति अल्प, घणुंज थोडुं.

तकत् त्रि० ते, पेलुं.

तकरी स्त्री० खराब काम करनारी स्त्री.

तकार पु० 'त' अक्षर.

तकिल पु० औषध, दवा.

तकिल त्रि० धूर्त, धूतारुं.

तकिला स्त्री० ओषधि, वनस्पति.

तकु त्रि० गमन करनार, जनार.

तक्मन् न० संतान, छोकरुं.

तक्र न० छाश-जेमां चोथा भागनुं पाणी होय ते छाश.

तक्रकूर्चिका स्त्री० छाशमांथी थतो पदार्थ.

तक्रपिण्ड पु० दहीं के छाशथी दूधने विकृत करी तेने कपडामां बांधी तेमांथी पाणी नीकळी जतां जे बाकी रहे ते.

तक्रमांस न० छाशमां रांधेलुं मांस.

तक्रवामन पु० नारंगीनुं झाड.

तक्राट पु० छाश करवानो रवैयो.

तक्रारिष्ट पु० वैद्यकप्रसिद्ध एक औषध.

तक्व त्रि० गमन करनार, जनार.

तक्वन् त्रि० उपरनो अर्थ.

तक्वी स्त्री० चोर लोकोनी गति.

तक्ष् भ्वा० प० स० वेट् छोलवुं, पातळुं करवुं.

**तक्ष्** भ्वा० प० स० वेट् ઉપરના અર્થ.

**तक्ष्** भ्वा० प० स० वेट् છાલ ઉતારવી, છોલવું, ઢાંકવું.

**तक्ष** પુ૦ રામના નાના ભાઈ ભરતનો એક પુત્ર, તે નામે એક રાજધાની, છોલવું, પાતળું કરવું, બખ્તર વગેરેથી ઢાંકવું.

**तक्षक** પુ૦ વિશ્વકર્મા, દેવોનો સુથાર, એક જાતનું ઝાડ, સૂત્રધાર, કશ્યપનો પુત્ર એક નાગ–તક્ષક નાગ.

**तक्षकीय** त्रि० છોલવાળું.

**तक्षण** न० છોલવું, પાતળું કરવું.

**तक्षणी** स्त्री० વાંસી–લાકડાં છોલવાનું સાધન વાંસલો.

**तक्षन्** પુ૦ સુથાર, વિશ્વકર્મા નામનો દેવોનો સુથાર, ચિત્રા નક્ષત્ર.

**तक्षशिला** स्त्री० ભરતના પુત્ર તક્ષ રાજાની રાજધાની.

**तक्षशिलादि** પુ૦ વ્યાકરણપ્રસિદ્ધ એક શબ્દગણ.

**तग्** भ्वा० प० सेट् સ્ખલના પામવી, કંપવું, अ० જવું. स०

**तगण** પુ૦ છંદઃશાસ્ત્રપ્રસિદ્ધ તગણ જેમાં ત્રણ અક્ષર હોઇ છેલ્લો અક્ષર લઘુ હોય છે.

**तगर** પુ૦ તગરનું ઝાડ, મીંઢળનું ઝાડ.

**तगर** न० કોંકણ દેશમાં પ્રસિદ્ધ પિંડતગર વૃક્ષ, તગરના મૂળમાં થતો એક સુગંધી પદાર્થ.

**तगरपादिक** न० તગર મૂળ નામે એક સુગંધી દ્રવ્ય.

**तगरपादी** स्त्री० તગરનું ઝાડ.

**तङ्क** પુ૦ કષ્ટપૂર્વક જીવવું, દુઃખ, પ્રિયચિન્હ, તાપ, ભય, પહેરવાનું વસ્ત્ર.

**तङ्कन** न० કષ્ટપૂર્વક જીવવું.

**तच्छील** त्रि० સ્વાભાવિક રીતે ફળની અપેક્ષા રાખ્યા વિના પ્રવૃત્તિ કરવાના સ્વભાવવાળું.

**तज्ज** त्रि० તેથી ઉત્પન્ન થયેલ, તેથી ઉત્પન્ન થનાર.

**तज्जलान्** त्रि० તેથી ઉત્પન્ન થઇ તેમાં લય પામેલ કોઇ પદાર્થ.

**तञ्जी** स्त्री० હિંગુપત્રી નામે એક વનસ્પતિ.

**तट्** भ्वा० प० स० सेट् ઉંચા થવું, ઉઠવું.

**तट्** चु० उभ० स० सेट् હણવું, ઠોકવું, માર મારવો.

**तट** त्रि० ઉંચું, ઉન્નત.

**तट** પુ૦ न० કાંઠો, તટ, કિનારો.

**तट** न० ઉંચાણવાળું ખેતર.

**तट** પુ૦ શિવ.

**तटग** त्रि० કાંઠા ઉપર રહેલ.

**तटग** પુ૦ તળાવ.

**तटस्थ** त्रि० સમીપ રહેલ, મધ્યસ્થ. ઉદાસીન, અલગ.

**तटा** स्त्री० કાંઠો, કિનારો.

**तटाक** પુ૦ તળાવ.

**तटाकिन्** त्रि० તળાવવાળું.

**तटाघात** પુ૦ वप्रक्रीडा જુઓ.

**तटिनी** स्त्री० નદી.

**तटी** स्त्री० કાંઠો, કિનારો.

**तटच** त्रि० કાંઠા ઉપર હોનાર–થનાર.

**तटच** પુ૦ શિવ.

**तंड्** भ्वा० आ० स० सेट् મારવું, માર મારવો.

**तड्** चु० उभ० सेट् દીપવું, પ્રકાશવું अ० મારવું, ઠોકવું, મારવો स०

**तडग** પુ૦ તળાવ.

**तडाक** પુ૦ તળાવ.

**तडाका** स्त्री० દીપ્તિ, કાંતિ, કિનારો, કાંઠો, આઘાત.

**तडाग** પુ૦ તળાવ, હરણ પકડવાની જાળ, પાંચસો ધનુષના વિસ્તારવાળું જલાશય.

**तडागवत्** त्रि० તળાવવાળું,

**तडागिन्** त्रि० તળાવવાળું.

**तडाघात** પુ૦ હાથીની સુંઢનું ઉંચે ઉછળવું.

**तडि** पु० આઘાત, પ્રહાર,

**तडि** त्रि० આઘાત કરનાર, પ્રહાર કરનાર.

**तडित्** स्त्री० વિજળી, સમીપ, પાસે, હિંસા.

**तडित्कुमार** पु० ब० જૈનમતે ભવનપતિ એક દેવજાતિ.

**तडित्प्रभ** त्रि० વીજળીના જેવી કાંતિવાળું.

**तडित्प्रभा** स्त्री० વીજળીની કાંતિ, તે નામે કાર્તિક સ્વામીની અનુચર એક માતૃકા.

**तडित्वत्** पु० મેઘ, મોથ.

**तडित्वत्** त्रि० વીજળીવાળું.

**तडिद्गर्भ** पु० મેઘ.

**तडिन्मय** त्रि० વીજળીમય, વીજળીરૂપ.

**तडिल्लता** स्त्री० વિજળી.

**तण्ड** पु० તે નામે એક ઋષિ.

**तण्डक** पु० ખંજન પક્ષી.

**तण्डक** न० ફીણ, લગભગ સમાસવાળું વાક્ય, ઘર માટેનું લાકડું, ઝાડની મોટી શાખા.

**तण्डक** त्रि० બહુજ માયાવી–કપટી, જાદુગર, પાસે રહી ઘાત કરનાર.

**तण्डक** पु० न० પરિષ્કાર.

**तण्डा** स्त्री० પ્રહાર, માર.

**तण्डि** पु० તે નામે એક ઋષિ.

**तण्डु** पु० શિવનો દ્વારપાલ નંદિકેશ્વર.

**तण्डुरीण** पु० કીડો.

**तण्डुरीण** त्रि० મૂર્ખ, અધમ, નીચ.

**तण्डुरोण** न० ચોખાનું ધોણુ–પાણી.

**तण्डुल** पु० न० ચોખા, ફોતરા વગરનું ધાન્ય, આઠ ધોળા સરસવ બરોબર વજન.

**तण्डुलपरीक्षा** स्त्री० એક જાતનું દિવ્ય-ચોર વગેરેએ ચોરી વગેરે કરેલી છે કે નહિ તે માટે અમુક મંત્રેલા ચોખા ચવરાવી પરીક્ષા કરવી તે.

**तण्डुला** स्त्री० વાવડીંગ.

**तण्डुलाम्बु** न० ચોખાનું ધોણુ–પાણી.

**तण्डुलिकाश्रम** पु० न० તે નામે તીર્થ.

**तण्डुलीक** पु० તાંદળજાની ભાજી.

**तण्डुलीय** पु० ઉપરનો અર્થ, વાવડીંગ.

**तण्डुलीयक** पु० તાંદળજો.

**तण्डुलीयका** स्त्री० વાવડીંગ.

**तण्डुलु** पु० વાવડીંગ.

**तण्डुलेर** पु० તાંદળજો.

**तण्डुलोत्थ** न० ચોખાનું ધોણુ–પાણી.

**तण्डुलोदक** न० ઉપરનો અર્થ.

**तण्डुलौघ** पु० ચોખાનો ઢગ, એક જાતનો વાંસ.

**तत्** त्रि० વિસ્તારનાર, પહોળું કરનાર, ફેલાવનાર, તે, પેલું.

**तत** न० વીણા વગેરે વાદિત્ર, વિસ્તાર, પરંપરા, સંતાન.

**तत** पु० વાયુ, પિતા, પુત્ર.

**तत** त्रि० વિસ્તારેલ, વ્યાપેલ.

**ततनुष्टि** पु० ધર્મસંતતિને ઇચ્છનાર.

**ततपत्नी** स्त्री० કેળનું ઝાડ.

**ततःप्रभृति** अव्य० તે પછી,ત્યારથી આરંભી.

**ततम** त्रि० ઘણામાંથી નક્કી કરેલ અમુક.

**ततर** त्रि० બેમાંથી નક્કી કરેલ અમુક એક.

**ततस्** अव्य० તેથી,તે પછી, ત્યારપછી,ત્યાંથી.

**ततस्ततस्** अव्य० ઉપરના અર્થ.

**ततस्त्य** त्रि० ત્યાંનું, તેથી હોનાર–થનાર, ત્યાં હોનાર–થનાર.

**ततामह** पु० પિતાનો પિતા–દાદો.

**ततामही** स्त्री० પિતાની માતા–દાદી.

**तति** स्त्री० પંક્તિ, લાઇન, સમૂહ.

**ततिथी** स्त्री० તેટલાંને પૂરનારી.

**ततुरि** त्रि० હિંસક.

**तत्कर** त्रि० તેને કરનાર.

**तत्कर** पु० તેનો હાથ.

**तत्काल** पु० તે સમય, વર્તમાન કાળ, તે સમયે, તે વખતે.

**तत्काल** त्रि० તે સમયનું, તે કાળનું, તે વખતનું.

**तत्कालधी** त्रि० હાજર જબાની, જે સમયે જે યોગ્ય હોય તે સૂચવનાર બુદ્ધિવાળું.

**तत्क्रिय** त्रि० પગાર લીધા વિના કામ કરનાર.

**तत्क्षण** पु० તત્કાલ, તેજ ક્ષણે, ચાલુ ક્ષણે.

**तत्त्व** न० રહસ્ય, યથાર્થપણું, ખરેખરૂં, આત્મસ્વરૂપ, બ્રહ્મ, સ્વભાવ, ચિત્ત, મન, વસ્તુ, પદાર્થ, સાંખ્યપ્રસિદ્ધ પચીસ તત્ત્વ, પરમાત્મા, પચીસની સંખ્યા.

**तत्त्वज्ञान** न० યથાર્થજ્ઞાન, બ્રહ્મજ્ઞાન.

**तत्त्वज्ञानार्थदर्शन** न० તત્વજ્ઞાન માટે આ-લોચન–વિચારણા.

**तत्त्वज्ञानिन्** त्रि० તત્વજ્ઞાની.

**तत्त्वतस्** अव्य० ખરી રીતે, ખરાપણાથી.

**तत्त्वनिष्ठता** स्त्री० ૩૫ વાણીના ગુણોપૈકી એક ગુણ.

**तत्त्वन्यास** पु० તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ વિષ્ણુપૂ-જાના અંગરૂપ એક ન્યાસ.

**तत्त्वरश्मि** पु० તંત્રશાસ્ત્રપ્રસિદ્ધ (स्त्रीँ) એ બીજ.

**तत्त्वविद्** त्रि० તત્વજ્ઞાની, બ્રહ્મજ્ઞાની, આ-ત્મજ્ઞાની.

**तत्त्वविद्** पु० પરમેશ્વર.

**तत्त्वावबोध** पु० તત્વજ્ઞાન.

**तत्त्वाभियोग** पु० ખરૂં તહોમત.

**तत्पत्री** स्त्री० હિંગુપુત્રી વનસ્પતિ.

**तत्पद** न० 'तत्' એવું વેદાંતપ્રસિદ્ધ પદ-જેનો પરમાત્મા અર્થ છે.

**तत्पदलक्ष्यार्थ** पु० ચિદેકરસ પરમાત્મા.

**तत्पदवाच्य** पु० પરમાત્મા.

**तत्पदवाच्य** त्रि० 'तत्' એ પદનો અર્થ.

**तत्पदवाच्यार्थ** पु० 'तत्त्वमसि' એ વૈદિક વાક્યમાંના 'तत्' એ પદનો વાચ્ય અર્થ.

**तत्पदार्थ** पु० પરમાત્મા.

**तत्पदाभिध** पु० પરમાત્મા.

**तत्पर** त्रि० તેમાં રહેલ, તેમાં આસક્ત, તેથી પર વસ્તુ, ઉદ્યમી, ઉદ્યોગી, તૈયાર.

**तत्पर** पु० નિમેષનો ત્રીસમો ભાગ–એક સૂક્ષ્મ કાળ.

**तत्परायण** पु० તેમાં આસક્ત.

**तत्पुरुष** पु० વ્યાકરણપ્રસિદ્ધ એક સમાસ, તે નામે એક રુદ્ર, તેનો અધિષ્ઠાયક દેવ–રૂદ્રનો અધિષ્ઠાયક દેવ.

**तत्पूर्व** त्रि० તેની પહેલાં, તેની પૂર્વે.

**तत्पूरुष** पु० तत्पुरुष જુઓ.

**तत्फल** न० તે ફળ, કમળ, કૃષ્ણ ઔષધિ, ચોર નામે એક ગંધદ્રવ્ય.

**तत्फल** त्रि० તે ફળ જેને મળેલું છે તે.

**तत्र** अव्य० ત્યાં, તેમાં.

**तत्रत्य** त्रि० ત્યાંનું, ત્યાં હોનાર–થનાર, તેમાંનું, તેમાં હોનાર.

**तत्रभवत्** त्रि० પૂજ્ય, આપ.

**तत्रसाधुकारिन्** त्रि० તેનું સારૂં કરનાર.

**तत्रस्थ** त्रि० ત્યાં રહેનાર.

**तत्सद्** पु० દેવ.

**तथा** अव्य० તે પ્રકારે, તે પ્રમાણે, તેમ, તેના જેવું, ખરેખર, હા, ખરૂં, તેમજ, સમુચ્ચયમાં તથા નિશ્ચયમાં વપરાય છે.

**तथाकारम्** अव्य० માંડ માંડ તેમ કરીને.

**तथागत** पु० બુદ્ધ દેવ, બુદ્ધ મુનિ.

**तथागत** त्रि० તે પ્રમાણે ગયેલ.

**तथाच** अव्य० વળી, તે પ્રમાણે, તેમ.

**तथात्व** न० તેમપણું, તે પ્રમાણેપણું, તે પ્રકારે.

**तथापि** अव्य० તોપણ, તેમ છતાં.

**तथाभूत** त्रि० તે પ્રમાણે થયેલ, તે પ્રકારે થયેલ, તેવારૂપે થયેલ.

**तथाराज** पु० બુદ્ધ દેવ.

**तथाविध** त्रि० તેવા પ્રકારનું.

**तथाविधेय** त्रि० તે પ્રમાણે થવાનું, તે પ્ર-કારે હોનારૂં.

**तथाहि** अव्य० જેમકે, જેમ, તેમજ.

**तथैव** अव्य० તેમજ, વળી, તેજ પ્રકારે.

**तथ्य** न० સત્ય, ખરું.
**तथ्य** त्रि० સત્યવાળું, સત્ય ભરેલું.
**तथ्यतस्** अव्य० સત્યથી, ખરાપણાથી, ખરે.
**तद्** त्रि० તે, પેલું, પ્રસિદ્ધ.
**तद्** न० પરબ્રહ્મ, પરમાત્મા.
**तद्** अव्य० તો, ત્યારે, માટે.
**तदतिपात** त्रि० તેને ઓળંગનાર, તેની પાર જનાર.
**तदनन्तरम्** अव्य० તે પછી, ત્યાર પછી.
**तदनन्यता** स्त्री० નીચેનો શબ્દ જુઓ.
**तदनन्यत्व** न० તે બન્નેની એકતા, તેનું એકપણું.
**तदन्तम्** अव्य० ત્યાં સુધી.
**तदन्यथाघितार्थप्रसङ्ग** पु० ન્યાયપ્રસિદ્ધ એક તર્ક.
**तदर्थ** त्रि० તેને માટેનું, તેને માટે આ.
**तदर्थ** पु० તેનો અર્થ.
**तदर्थम्** अ० તેને માટે, તેને સારું, તે માટે, તે સારું.
**तदर्पण** न० થાપણ મૂકેલી વસ્તુ થાપણ મૂકનારને સોંપવી તે, તેનું અર્પણ, તેનું સોંપવું.
**तदा** अव्य० ત્યારે, તે કાળે, તે વખતે.
**तदात्मन्** त्रि० તે સ્વરૂપ, તે રૂપ, તેથી અભિન્ન, તે મય.
**तदात्व** न० તે કાળે, તે સમયે.
**तदादि** न० તે પછી, ત્યારથી માંડી, ત્યારથી આરંભી.
**तदादितदन्तन्याय** पु० મીમાંસાપ્રસિદ્ધ એક ન્યાય.
**तदानीम्** अव्य० તે વખતે, તે કાળે, તે સમયે, ત્યારે.
**तदानीन्तन** त्रि० ત્યારનું, તે વખતનું, તે વેળા હોનાર-થનાર.
**तदाप्रभृति** त्रि० ત્યારથી માંડી, તે સમયથી આરંભી, તે પછી.
**तदामुख** त्रि० તે વખતે આરંભેલ, ત્યારે શરૂ કરેલ, પ્રારંભેલ.
**तद्विद्** त्रि० તે વિષયનું સ્તોત્ર, તે સંબંધી સ્તોત્ર.
**तद्गत** त्रि० તત્પર, તેમાં આસક્ત, તેમાં રહેલ, તે પરાયણ.
**तद्गुण** त्रि० તેના જેવા ગુણવાળું.
**तद्गुण** पु० તે નામે એક અર્થાલંકાર, તેનો ગુણ, તેનું વિશેષણ, પ્રધાનનું વિશેષણ.
**तद्गुणसंविज्ञान** पु० વ્યાકરણપ્રસિદ્ધ એક બહુવ્રીહિ સમાસ-જેમાં પ્રધાનનો અમુક એક ભાગ વિશેષણરૂપે જણાય છે.
**तदीय** त्रि० તેનું, તે સંબંધી.
**तद्दिन** न० તે દિવસે.
**तद्दिनम्** अव्य० દિવસ મધ્યે, દરરોજ, દિવસે દિવસે, દિવસમાં.
**तद्धन** त्रि० કૃપણ, લોભી, કંજુસ.
**तद्धन** न० તે ધન.
**तद्धर्मन्** त्रि० તેવા પ્રકારના ધર્મવાળું, તે ધર્મવાળું.
**तद्धित** त्रि० તેને હિતકારક, તેના હિતનું.
**तद्धित** पु० न० વ્યાકરણપ્રસિદ્ધ એક પ્રત્યય.
**तद्बल** पु० એક જાતનું બાણ.
**तद्बल** न० તેનું બળ, તેનું સૈન્ય.
**तद्भाव** पु० તેનો અસાધારણ ધર્મ, તે રૂપ થવું, તે સંબંધી ભાવ-ચિંતન-વિચાર.
**तद्भू** स्त्री० બાણનો અભ્યાસ.
**तद्राज** पु० તેનો રાજા, તે અર્થમાં કરેલ એક તદ્ધિત પ્રત્યય.
**तंद्र्** सौत्र० प० अ० सेट् દુઃખી થવું, મોહ પામવો.
**तद्यच्** त्रि० તે પ્રત્યે જનાર, તેને અનુસરનાર, તેને પૂજનાર.
**तद्यङ्च्** त्रि० ઉપરના અર્થ.
**तद्वत्** अव्य० તેના જેવું, તેની પેઠે, તેના જેવી ક્રિયાવાળું.

